A NEW GUJARATI TREATISE

ON

# ARITHMETIC

## IN THEORY AND PRACTICE

WITH NUMEROUS EXERCISES &C.

FOR THE USE OF SCHOOLS IN GUJARAT

---

BY


LÁLSHANKAR ÚMIÁSHANKARTRAVÁDI

Subordinate Judge, Dhandhuka

AND

HARGOVIND DWÁRKÁDÁS KÁNTÁVÁLÁ

Inspector of Schools, Baroda State.



SEVENTH EDITION

**AHMEDABAD.**

PRINTED AT THE

"UNITED PRINTING COMPANY'S PRESS"

---

1882




Price Rs. 1-8-0.

નવું

# अंकगणित.

રીતો, કારણો, પુષ્કળ મનોયત્ન

અને

યુનિવર્સિટિ વગેરેમાં આપેલા પ્રશ્નોસહિત

સરકારી નિશાળોને વાસ્તે

બનાવનાર


લાલશંકર ઉમીઆશંકર ત્રવાડી

ધંધુકાના સબાર્ડિનેટ જડજ

અને

હરગોવિંદદવારકાંદાસકાંટાવાળા

વડોદરાના રાજ્યની નિશાળોના ઈન્સ્પેકટર.


આવૃત્તિ ૭ મી.


अमदावादमां

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ અને

જનરલ એજંસી કંપની "લીમીટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સન ૧૮૮૨. સંવત ૧૯૩૮.

કીમત રૂ૧-૮-૦

# OPINIONS ON THIS WORK.

"It appears to me that the work is done with care and attention. It is undoubtedly an improvement on the existing but similar works in Gujarati, and it will prove useful not only to the students of the common Vernacular Schools but also to those who are studying in Higher Schools. It contains a large collection of useful exercises, te which even a large number of questions from the Indian and other University Examinations have been added. This will make the work attractive to those who are studying for Matriculation Examination. The explanation under each head is clear, concise, and as complete and philosophical as it is possible to give."

"Altogether I am much pleased with it, and I would willingly testify to its superior merits over similar works in Gujarati now existing.

* * * * *

This "Arithmetic will, therefore, be held as a valuable addition to our libraries, and a most useful and a necessary book in the hands of our students. Those who are preparing for Matriculation Examination will get all they want in this work * * * The examples appear to me all well chosen and well worded."

KERO LAXAMAN CHHATRE,
Professor of Mathematics, Poona College.

---

"We believe the book to be superior to any existing treatise on the subject in Gujarati. Its chief merits may be summed up as follows:--It contains explanations and reasons of the Rules of the Science without the use of algebraical signs, contains exercises on each branch of the subject with answers appended at the end of the volume, includes Native Modes of fractions with examples adapted to them and lastly, embodies questions set at several Examinations of the Bombay University."

Indu Prakash, 14th Sept. 1868.

# આ પુસ્તક વિષે મત.

"મને લાગેછે, કે આ પુસ્તક સંભાળથી અને ધ્યાનદેઇને કરેલુંછે. ગુજરાતીમાં હાલ તેવીજ જાતની જે ચોપડીઓ છે તેના કરતાં બેશક એમાં સુધારોછે. તે સાધારણ વર્નાક્યુલર સ્કુલના વિદ્યાર્થિઓને ઉપયોગી થશે એટલુંજ નહીંપણ જેઓ ઉંચા દરજાની સ્કુલોમાં અભ્યાસ કરતા હશેતેમનેપણ ઉપયોગી થશે. એમાં ઘણા ઉપયોગી દાખલાછે. વળી તેમાં હિંદુસ્તાનની અને બીજી યુનિવર્સિટીની પરિક્ષાઓના સવાલ ઉમેર્યાછે. આથી મેટ્રીક્યુલેશનની પરિક્ષાની તૈયારી કરનારાઓનું ધ્યાન પણ એ પુસ્તક તરફ ખેંચાશે. દરેક વિષયનું વ્યાખ્યાન ટુંકામાં અને સ્પષ્ટ રીતે આપ્યું છે. અને તે બનાશકે તેટલું સંપૂર્ણ તથા તત્વજ્ઞાનને અનુસરતું છે."

'બધી તરફથી વિચાર કરતાં એ ચોપડીથી હું ઘણો ખુશી થાઉંછું; અને ખરા દીલથી કહુંછું કે હમણાં તેના જેવી જે ચોપડીઓ ગુજરાતીમાં છે તેના કરતાં એ ચઢીઆતીછે."

"તેટલા માટે આ અંકગણિત લાઇબ્રેરીઓમાં એક કીમતી વધારો થશે. અને તે વિદ્યાર્થિઓને એક ઘણીજ ઉપયોગી અને જરૂરની ચોપડી થઇ પડશે. મેટ્રીક્યુલેશનની પરિક્ષાની તૈયારી કરનારાઓને (અંકગણિતમાં) જે જોઇએ તે બધું આ પુસ્તકમાં છે. બધા દાખલા સારી રીતે પસંદ કરેલા અને સારા શબ્દમાં મુકેલા છે.

કેરો લક્ષ્મણ છત્રે.

પુના કાલેજમાં ગણિતના અધ્યક્ષ.

---

"એ વિષયની જે બીજી ચોપડીઓ હાલ ગુજરાતીમાંછે તેના કરતાં એ ચઢીઆતીછે એવું અમે માનીએછીએ. એના મુખ્ય ગુણો ટુંકામાં નીચે પ્રમાણે:—

બીજગણિતના ચિન્હો વાપર્યા વગર એમાં દરેક રીતની સમજણ અને કારણ આપેલાંછે. દરેક બાબતને છેડે મનોયત્ન આપેલાંછે અને તે મનોયત્નના જવાબ છેક છેડે આપેલાછે. એમાં હિંદુની રીતનાં અપૂર્ણાંક અને દાખલા પણ હિંદુના રીતને લગતાજ આપ્યાછે અને છેવટે મુંબઇની યુનિવર્સિટીની જુદીજુદી પરીક્ષામાં પૂછેલા સવાલ આપ્યાછે."

ઇંદુપ્રકાશ. તા. ૧૪ મી સપ્ટેમ્બર ૧૮૯૮.

## પહેલી આવૃત્તિની

# પ્રસ્તાવના.

વિદ્યાર્થિઓને ઉપયોગી પડે એવું અંકગણિત ગુજરાતીમાં આજ સુધી ફકત મેહેરબાન હોપ સાહેબનુંજ બનાવેલું છે. બીજાં અંકગણિતમાં રીતોનો અનુક્રમ જોઇએ તેવી રીતે લીધો નથી, અને અંગ્રેજી કોઠક વાપરીને દાખલા આપ્યાછે, તેથી તે સરકારી નિશાળોમાં ચાલતાં નથી. મેહેરબાન હોપ સાહેબનું અંકગણિત નાનુંછે, અને તે શરૂઆતમાં શિખવવાને ઇરાદે રચેલું છે. તેનો કેટલોક વધારો ગુજરાતશાળાપત્રમાં આપવા માંડ્યો, તે મેહેતાજીઓને પસંદ પડ્યો; અને કેટલાએકે એવા વધારાની એક જુદી ચોપડી કહાડવાની ભલામણ કરી. આથી પ્રોફેસર કેરો લક્ષ્મણ છત્રેની મરાઠી અંકગણિતના જેવું એક સારૂં અંકગણિત ગુજરાતીમાં કરવાનો વિચાર ત્રણ વરસ પહેલાં થયો. પણ કેટલાંએક અગત્યનાં કામોને લીધે તે વિચાર જલદી અમલમાં આવ્યો નહિ.

સંસારી કામ કાજમાં, અને અંકગણિતસંબંધી વધારે શિખવાની ખાએશ રાખનારને ઉપયોગી થઈ પડે એવો હેતુ આ ચોપડી લખવાનોછે. અંકગણિતને લગતા બધા જરૂરના વિષયોનો એમાં સમાવેશ કરી દરેક રીતનું કારણ આપ્યું છે. અક્ષર લેઇને કારણ આપવાં એ અક્ષરગણિતનો વિષયછે માટે બધી રીતોનાં કારણ આંકડા લેઇનેજ સમજાવેલાંછે. રીતો અને કારણ ઝટ ઓળખાઇ આવે માટે કારણની લીટીઓ વચ્ચે ઘણી થોડી જગા રાખેલી છે. જો કારણ ન શિખવવાં હોય તો પાસે પાસે લખેલી લીટીઓ મુકી દેવી.

આ અંકગણિત ગુજરાતને વાસ્તે છે માટે તેમાં ગુજરાતમાં ચાલતું તોલ, માપ, નાણું વગેરે વાપરીને હિસાબ નાખ્યાછે. આપણે અંગ્રેજો સાથે સંબંધછે માટે તેમના દેશમાં ચાલતાં મુખ્ય પરિમાણો પણ બતાવ્યાં છે. અને જુદાંજુદાં પરિમાણોનો મુકાબલો પૃષ્ઠ ૯૦મે કરી તેના હિસાબ આપ્યાછે. તે બહુ ઉપયોગના થઈ પડશે, એવી અમારી ધારણા છે.

આણપાણનાં અપૂર્ણાંક, મોંઘાના હિસાબ, વગેરે વિષયો કે ગુજરાતનેજ લાગુ પડે તે પણ એમાં દાખલ કર્યા છે. અવિભાજ્ય સંખ્યાઓ, નિઃશેષ ભાજક શોધી કહાડવાની કેટલીક રીતો, વીમો અને કમીશન, ઘનમૂળ કહાડવાની એક સહેલી રીત, સંખ્યા વિશે વિશેષ વિચાર, વગેરે વિષયો નવા અગત્યના અને મનોરંજક જાણીને દાખલ કર્યા છે; રીતો અને કારણો બરોબર સમજાયાં છે કે નહિ તે જાણવાને છેવટે ૧૩૯ પ્રશ્ન આપેલા છે; અને દરેક પ્રશ્નનો જવાબ કઈ કલમમાંથી મળશે તે કલમ પણ છેવટે બતાવી છે.

ગુણાકારમાં ઘાત સંબંધી ઈસારો કરવામાં આવ્યો છે તેનું કારણ એ કે ઘાત એ ગુણાકારનોજ એક પ્રકાર છે, અને તેનો ઘાત પ્રકરણ આવ્યા અગાઉ પ્રમાણભાગ અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં ખપ પડે છે.

આ પુસ્તકદેશી વિદ્યાર્થિઓને ઉપયોગી પડવાને બને તેટલો પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને તે બનાવવામાં નીચેનાં પુસ્તકોની મદદ લીધી છે:—

પ્રોફેસર કેરો લક્ષ્મણ છત્રેના અંકગણિત પ્રમાણે રીતોનો અનુક્રમ લીધો છે, તો પણ પરિક્ષાનાં નવાં ધોરણના અનુક્રમને અનુસરતો કોઇ કોઇ ઠેકાણે ફેરફાર કરવામાં આવ્યો છે. કેટલીક રીતો અને દાખલા પણ એ અંકગણિતમાંથી લીધા છે. એ વગર અંગ્રેજીમાંથી કોલેન્સો, કાર્નવલએન્ડફીચ, બર્નાર્ડસ્મિથ, ટામ્સન, હટન, હાડનં, ડેલ્પી, કેપ્સ, બ્રેડશો, ડીમાર્ગન, હૉલ, વુડ, આલ્ડીબર્સ, જોઇસ; વગેરેના અંકગણિત કામમાં લીધાંછે, લેડીસડાયરી, યુનીવર્સિટી ક્યાલેન્ડર્સ, અને સંસ્કૃત લીલાવતી વગેરેમાંથીપણ પસંદ કરીને દાખલા લખ્યા છે. તે વગર મળી આવ્યા તેટલા ગુજરાતમાં ચાલતા કોયડા દાખલ કર્યાછે. ગુજરાતને લાગુ પડે માટે ઘણા હિસાબ નવા બનાવ્યાછે. અને અંગ્રેજી ઉપરથી લીધેલા દાખલાનું પણ ઘણે ઠેકાણેરૂપ બદલીને ગુજરાતને લાગુપડે તેવાદાખલાકર્યાછે.

ગુજરાતીમાં આજ સુધી વપરાએલા નહિ એવા કેટલાએક નવા શબ્દો આ પુસ્તકમાં વાપરેલા છે, તે વિશે પ્રોફેસર કેરો લક્ષ્મણ છત્રે નીચે પ્રમાણે લખેછે.

પૃષ્ટ૧લે. concrete ને વાસ્તે સંયુક્ત સારો શબ્દ નથી. ફક્તવિશેષ એજ શબ્દ તે ઠેકાણે વાપરી શકાય".

"Exercise ને બદલે મનોયત્ન મને સારો લાગતો નથી."

"પુનરાવર્ત્ત દશાંશને બદલે ગમે તો આવર્ત્ત દશાંશ કે ગમે તો પુનઃપુનરાવર્ત્ત દશાંશ રાખો."

"Scale of notation ને બદલે પાયો એ ગુજરાતીમાં સારો શબ્દ નથી.ગમે તો પદ્ધતિ કે ગમેતો મુળસંખ્યા વાપરો."

"Carrying, ને બદલે વિદ્યા એ ગુજરાતીમાં ખરો શબ્દ નથી. એનો અર્થ વધ્યા આવ્યા એટલે વધ્યા જોઇએ."

સદરહુ ભૂલોને વાસ્તે અમે પ્રોફેસર કેરો લક્ષ્મણનો ઉપકાર માનીએ છીએ. મનોયત્ન અને પુનરાવર્ત્ત દશાંશ વગેરે શબ્દો એક વખત ગુજરાત,શાળાપત્રમાં વાપરેલાછે, માટે તે શબ્દ રાખ્યા હતા પરંતુ આખા મુંબઈ ઇલાકામાં એ પ્રોફેસર ગણિતમાં પહેલે નંબરેછે, માટે એમની સૂચના અમે ખરી માનીએ છીએ. જો બીજી આવૃત્તિ છપાવવાનો વખત આવશે તો અમે તે પ્રોફેસરની સૂચના પ્રમાણે ફેરફાર કરવાનો પ્રયત્ન કરીશું.

લાલશંકર ઉમીયાશંકર ત્રવાડી.
હરગોવિંદ દવારકાંદાસ કાંટાવાળા.

---

# અનુક્રમણિકા.

# अंकगणित.



જ્યારે આપણે દશ માણસ, પાંચ ચોપડીઓ, આઠ ગાયો એમ બોલીએ છીએ, ત્યારે કોઈ સંખ્યાનો આપણા મનમાં વિચાર ઉત્પન્ન થાયછે. પરંતુ પ્રથમ આપણા મનમાં એકમનો વિચાર આવવો જોઇએ, કેમકે જો એક માણસ, એક ચોપડી, અને એક ગાય એનો વિચાર પ્રથમ આપણા મનમાં ન હોત, તો પાંચ ચોપડીઓ, આઠ ગાયો, વગેરે સમજી શકત નહીં.

૨. એકમ એ એક પરિણામછે, જેથી એક જાતનાં બધાં પરિમાણોનો આપણે મુકાબલો કરી શકીએ છીએ.

૩. એકજ જાતના કેટલાક એકમો એકઠા કરવાથી જે આવે તેને સંખ્યા કહેછે. સંખ્યા બે જાતનીછે. ૧સાદી, ૨ સંયુક્ત.

(૧) જે સંખ્યા કોઈ બીજા પદાર્થની સાથે સંબંધ રાખ્યા વિના બોલાયછે તેને સાદી સંખ્યા કહેછે; જેમ ૧૫, ૩૫, ઇ૦

(૨) જે સંખ્યા કોઇ બીજા પદાર્થની સાથે બોલાયછે તેને સંયુક્ત સંખ્યા કહેછે; જેમ પાંચ રૂપીઆ, વીશમણ. ઇ૦

૪. **સંખ્યાના શબ્દો**—સઘળી પ્રજાઓમાં એકમના થોડા શબ્દો અથવા નામો હોય છે; તેને સંખ્યાના મૂળ શબ્દો કહેછે. એ મૂળ શબ્દોની મદદથી સંખ્યાના જેટલા શબ્દ કરવા હોય તેટલા કરી શકાય છે. આપણી ભાષામાં નીચે પ્રમાણે સંખ્યાના મૂળ શબ્દો છે.

| | |
|---|---|
| એક. | પાંચ એટલે ચાર વત્તા એક. |
| બે એટલે એક વત્તા એક. | છ ,, પાંચ વત્તા એક. |
| ત્રણ ,, બે વત્તા એક. | સાત ,, છ વત્તા એક. |
| ચાર ,, ત્રણ વત્તા એક. | આઠ ,, સાત વત્તા એક. |

નવ એટલે આઠ વત્તા એક. હજાર એટલે દશ વખત સો.
દશે ,, નવ વત્તા એક. લાખ ,, સો વખત હજાર.
વીશ ,, દશ વત્તા દશ. *કરોડ ,, સો વખત લાખ.
સો ,, દશ વખત દશ.

આટલા શબ્દ ઉપરથી બીજા શબ્દો થએલાછે. બે અંકની સંખ્યા તે બે અંક બોલીને બતાવાયછે. તેમાં પ્રથમ એકમનો અને પછી દશકનો અંક બોલવો પડેછે. જેમકે ૭ અને ત્રીશ મળીને છત્રીશ, બે અને વીશ મળીને બાવીશ, ઈત્યાદિ. પરંતુ એક અંક ઉપર બીજો નવ અંક આવે ત્યારે તે સમજવાને તેની આગળની સંખ્યામાંથી એક ઉણા એમ બોલવું પડેછે, જેમ ઓગણીશ તે એક ઉણા વીશ, ઓગણચાળીશ તે એક ઉણા ચાળીશ, ઈ૦ પણ નવ્યાશીને તે નવ અને એંશીથી બોલાયછે, તેમજ નવ અને નેઉ મળીને નવાણું બોલાય છે.

ટીકા:—અગીઆર, બાર, તેર. ઈ૦ દરેક સંખ્યાને વાસ્તે જુદાજુદા શબ્દો હોતતો હાલ ભાષામાં જેટલા શબ્દોછે તેના કરતાં પણ વધારે શબ્દ ફકત સંખ્યાને વાસ્તેજ થાત.

## સંખ્યા લેખન.

૫. શબ્દવડે બોલેલી સંખ્યાને આંકડાવડે લખી બતાવવાની રીતને સંખ્યા લેખન કહેછે.

૬. **સંખ્યાના આંકડા**—સંખ્યાને ટુંકી અને સેહેલી રીતે લખી બતાવવાને જે નિશાનીઓ છે, તેને આંકડા અથવા અંક કહેછે. અંક ન હોયતો અક્ષરથી પણ સંખ્યા લખી શકાય. પરંતુ અક્ષરથી લખવામાં વખત અને જગા વધારે જોઇએ, અને વળી હિસાબ ગણતાં બહુ ગુંચવણ પડે.

. આપણી ભાષામાં નીચે પ્રમાણે સંખ્યા માંડવાની મૂળ નિશાનીઓ છે.

---

*અબ્જ, ખર્વ, નિખર્વ, માહાપદ્મ, શંકુ, જલધી, અંત્ય, મધ્ય, પરાર્ધ, એ જુદાં નામોછે પરંતુ કરોડ સુધી બહુ વપરાય છે. પા અને અર્ધ એ પણ જુદાં નામો છે.

| | | |
|---|---|---|
| ૦ શૂન્ય | ૫ પાંચ | |
| ૧ એક | ૬ છ | |
| ૨ બે | ૭ સાત | |
| ૩ ત્રણ | ૮ આઠ | |
| ૪ ચાર | ૯ નવ | |

આ દશ ચિન્હોની ગોઠવણ થી ગમે તે સંખ્યા બતાવી શકાયછે. શૂન્ય એકલું હોય ત્યારે તેની કંઈ કીમત થતી નથી. નવ સુધી કોઇ સંખ્યા બતાવવી હોય ત્યારે તો ઉપરનાં ચિન્હોમાંથી તે સંખ્યાનું જે ચિન્હ હોય તેજ માંડવું. જેમકે આઠ લખવા હોય તો ૮ અંક મુકવો. પરંતુ નવ પછીની સંખ્યા દશ બતાવવી હોયતો ૧ એ અંક લખી તેની પછી શૂન્ય મુકીને (૧૦) દશ એમ બતાવાય છે. તેમજ બાર બતાવવાને ૧ કહી પછી ૨ મુકવા;સત્તાવનને વાસ્તે ૫ પછી ૭ લખવા; નવાણુંને વાસ્તે ૯ પછી ૯ લખવા, અને સોને વાસ્તે ૧ ની પછી બે શૂન્ય (૦૦) મુકવાં, ઇ૦.

આ પ્રમાણે એક પછી એક એમ ઘણા અંક માંડ્યા તો જમણી બાજુથી પેહેલો અંક એકમ બતાવે છે. બીજો અંક દશક એટલે તે અંક ઉપર એક મીંડું ચઢાવીએ તેટલા એકમ બતાવેછે. ત્રીજો અંક શતક એટલે તે અંક ઉપર બે મીંડાં ચઢાવીએ તેટલા એકમ બતાવે છે અને એજ પ્રમાણે આગળ પણ. જેમકે ૨૩૪૭ એમાં જમણી બાજુથી પેહેલો અંક સાત ૭ એ એકમ બતાવેછે, બીજો અંક ૩ એ ચાર દશક અથવા ૪૦ એકમ બતાવેછે, ત્રીજો અંક ૩ એ ત્રણસો એટલે ૩૦૦ એકમ બતાવે છે, ચોથો અંક ૨ એ બે હજાર અથવા ૨૦૦૦ એકમ બતાવેછે. માટે કોઈ પણ સંખ્યામાં તેની જમણી બાજુના પેહેલા આંકડાને એકમ, બીજાને દશક, ત્રીજાને શતક, અને ચોથાને હજાર, એ પ્રમાણે નામો આપેલાં છે. અને તેથી કોઈ પણ સંખ્યા વાંચવાનું અથવા લખવાનું ઘણું સેહેલું થયું છે.

ગુજરાતીમાં દશ દશ ગણા એકમો બતાવવાને એક, દશ, સો, ઇત્યાદિ ૧૮ અંકસ્થાનો રાખેલાં છે તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| ૧૮ | પરાર્ધ |
| ૧૭ | મધ્ય |
| ૧૬ | અંત્ય |
| ૧૫ | જલધી |
| ૧૪ | શંકુ |
| ૧૩ | મહાપદ્મ |
| ૧૨ | નિખર્વ |
| ૧૧ | ખર્વ |
| ૧૦ | અબજ |
| ૯ | દશકરોડ (અર્બુદ) |
| ૮ | કરોડ |
| ૭ | દશલાખ (પ્રયુત) |
| ૬ | લાખ |
| ૫ | દશહજાર (અયુત) |
| ૪ | હજાર |
| ૩ | શતક |
| ૨ | દશક |
| ૧ | એકમ |

૭. **સંખ્યા લખવાની રીતઃ**—થોડે થોડે અંતરે ઉભી લીટીઓ *દોરી, તે લીટીઓની વચ્ચે જમણી તરફથી એકમ, દશક, એ પ્રમાણે અંકસ્થાનો માંડવાં. પછી જે અંક જે અંકસ્થાનની સાથે બોલાય તે સ્થાનમાં તે અંક લખવો. જે અંકસ્થાનો બોલવામાં ન આવ્યાં હોય તેમની નીચે શૂન્ય મુકવાં જેમકેઃ—

| દ.લા | લા | દ.હ. | હ. | શ. | દ. | એ. | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | ૮ | આઠ. |
| | | | | | ૬ | ૭ | સડસઠ. |
| | | | | ૩ | ૪ | ૨ | ત્રણુસે બેતાળીશ. |
| | | | ૭ | ૮ | ૦ | ૯ | સાતહજાર આઠસે નવ. |
| | | ૧ | ૨ | ૦ | ૪ | ૫ | બાર હજાર પીસ્તાળીશ. |
| | ૯ | ૧ | ૯ | ૦ | ૦ | ૭ | નવલાખઓગણીશહજારસાત |
| ૧ | ૨ | ૦ | ૦ | ૩ | ૫ | ૦ | બાર લાખ ત્રણુસે પચાસ. |

**મનોયત્ન ૧.**

નીચેની સંખ્યાઓને આંકડામાં લખો.

(૧) સાતસેત્રણુ; નવસેં; અને અગીઆરસેં એકવીશ.

(૨) નવહજાર ચાર; અને સતર હજાર આઠસે છપન.

(૩) પાંચલાખ સાતહજાર તેર; અને સોળલાખ સાતસે વીશ.

(૪) ત્રેવીશકરોડ ત્રણુલાખ નવહજાર ચોરાણું.

(૫) ચોરાણુંકરોડ પીસ્તાળીશલાખ આઠસે નવ.

(૬) સાઠ કરોડ એંશીલાખ વીશહજાર બોતેર.

(૭) ચોવીશ કરોડ નવ લાખ બસે પંદર.

---

*શરૂઆતમાં વિદ્યાર્થીને ઝટ સમજણ પડે અને એક સ્થાનના અંક બીજા સ્થાનમાં ન મુકાય, માટે અંકસ્થાનો લખવાને લીટીઓ દોરવાને કહ્યું, પરંતુ તે મુકવીજ એમ કંઈ નથી. બહુ મહાવરો થાય એટલે અંકસ્થાન અને લીટીઓ દોયા વગર વિદ્યાર્થી પાસે સંખ્યા લખાવવી.

(૮) ત્રણ અબ્જ છક્રોડ નવહજાર પાંચસે સોળ.
(૯) નવ અબ્જ સાતલાખ સોળહજાર ચાળીશ.
(૧૦) સાતનિખર્વ આઠ અબ્જ ચાર હજાર છસે આઠ.

## સંખ્યા વાંચન.

૮. આંકડાથી લખેલી સંખ્યા વાંચી બતાવવાની રીતને સંખ્યા વાંચન કહેછે.

**૯. સંખ્યા વાંચવાની રીત**-કોઈ પણ સંખ્યાનો જમણી બાજુથી પેહેલો અંક એકમ, બીજો દશક, ત્રીજો શતક, એ પ્રમાણે ડાબી તરફ ગણતા જવું, પછી છેલા અંક ઉપર જે નામ આવે તે નામ સહિત તે અંક બોલવો; અને તેની આગળના જમણી તરફના એક અથવા એકદમ બે અંક બોલીને તેઓ જે સ્થાનમાં હોય તેનો ઉચ્ચાર કરવો; એ પ્રમાણે જમણી બાજુના પેહેલા અંક સુધી કરતા ગયા, એટલે આપેલી સંખ્યા વંચાઇ. જેમકે ૩૧૯૭૮૪ આમાં જમણી તરફથી એકમ, દશક, એમ ગણતા ગયા તો ૩ ઉપર લાખ આવ્યા, ૧ ઉપર દશહજાર, ૯ ઉપર હજાર, સાત ઉપર સો, ૮ ઉપર દશક અને ૪ ઉપર એકમ આવ્યા, માટે ત્રણલાખ ઓગણીશ હજાર સાતસો[1] ચોરાશી.

આપેલી સંખ્યામાં શૂન્ય હોય તો શૂન્ય ઉપર જે સ્થાનનાં નામો આવે તે બોલવાં નહીં. કેમકે-૩૦૨૦૦૫ આમાં દશક, સો અને દશ હજારના સ્થાન ઉપર શૂન્યછે માટે ત્રણ લાખ બે હજાર પાંચ, એ રીતે આ સંખ્યા વંચાયછે.

---

૧ એકમ, દશક, દશહજાર, દશલાખ, અને દશકરોડ એ નામો સંખ્યા વાંચતાં બોલાતાં નથી કેમકે કોઈ નામ વગર એક અંક કહ્યો હોયતો તે એકમ બતાવેછે, બે કહ્યા હોયતો એક એકમનું બીજો દશક બતાવેછે, અને ૧૯ હજાર કહ્યા એટલે ૧ દશહજાર અને ૯ હજાર બતાવેછે, તેમજ ૪૫ લાખ કહ્યા હોયતો ૪ દશ લાખના સ્થાન અને ૫ લાખના સ્થાનનાછે એમ સમજવું.

## મનોયત્ન ૨.

નીચેની સંખ્યાઓ વાંચી દેખાડો.

(૧) ૯૧૨. (૬) ૨૮૫૬૮૦૭૬૨.

(૨) ૧૨૩૪. (૭) ૫૨૦૦૮૩૦૫૭.

(૩) ૧૨૩૬૮૭. (૮) ૨૫૬૦૭૬૨૦૦૩૦.

(૪) ૨૫૬૦૬૮૩૪. (૯) ૫૮૭૯૫૩૪૦૨૦૬૧૩.

(૫) ૨૮૭૫૬૮૨૫૨.(૧૦) ૧૭૮૨૮૫૦૩૦૬૮૦૩૦૮.

## કાર્ય પ્રકાશક ચિન્હ.

૧૦. ગણિતમાં જુદાંજુદાં પરિમાણોનો સંબંધ બતાવવાને જે ચિન્હો કામમાં લેવાયછે તેને કાર્ય પ્રકાશક ચિન્હો કહેછે. એ ચિન્હો કામમાં લેવાથી હિસાબ ગુંચવણ વગર સેહેલથી અને થોડા વખતમાં થાયછે. તેજ સંબંધ શબ્દથી બતાવીએ તો ઘણું લંબાણ થાય.

=( બરાબર ). આ ચિન્હ બે પદનું સરખાપણું બતાવે છે: જેમકે ૮=૪ વખત ૨; ૧૫=પાંચ વખત ૩.

+(વત્તા). જેની પેહેલાં આ ચિન્હ મુક્યું હોય, તે બીજા કોઈમાં ઉમેરવાનું છે એમ સમજવું:—જેમ, ૪+૫=૯

—(ઓછા). જેની પેહેલાં આ ચિન્હ મુક્યું હોય, તે બીજા કોઈમાંથી બાદ કરવાનુંછે એમ સમજવું; જેમ, ૨૪−૭=૧૭.

×(ગુણ્યા). જે પદો વચ્ચે આવું ચિન્હ હોય, તે પદોનો ગુણાકાર કરવાનો છે એમ સમજવું; જેમ, ૩×૪=૧૨

÷(ભાગ્યા). જેની પેહેલાં આવું ચિન્હ હોય, તે વડે બીજા કોઇને ભાગવાના છે એમ સમજવું; જેમ, ૨૪÷૮=૩.

( ) (કૌંસ) જ્યારે ઘણાં પદોને એકઠાં બોલવાં હોય ત્યારે તે બધાં ( ) આવા કૌંસમાં લખાયછે; જેમ, (૨+૫+૭)÷( ૩+૧+૨ )=૮.

## સરવાળો.

૧૧. બે કે વધારે સંખ્યાઓની મેળવણી કરવાથી જે નવી સંખ્યા આવે તેને તથા તે શોધી કાઢવાની કૃતિને સરવાળો કહેછે

૧૨. કોઈ પણ સંખ્યાના જુદાજુદા ભાગો કરી તેમનો સરવાળો લેઈએ તે મૂળ સંખ્યાની બરોબરજછે; જેમકે, ૧૨૩૫=૧૦૦૦+૨૦૦+૩૦+૫;૧૯=૮+૭+૪. જુદી જુદી સંખ્યાઓનો સરવાળો લેવામાં ગમે તે સંખ્યાને પહેલી, ગમે તેને બીજી એ પ્રમાણે ગોઠવીએ તો સરવાળો એકનો એકજ આવશે; જેમકે, ૨૫+૧૫+૧૭+૮=૬૫;૧૫+૧૭+૮+૨૫=૬૫;૧૭+૮+૨૫+૧૫=૬૫ અથવા ૮+૨૫+૧૫+૧૭=૬૫.

૧૩. પ્રત્યક્ષ પ્રમાણઃ-બરોબરમાં એકજ અથવા બરોબર પદો મેળવીએતો સરવાળો બરોબર થશે; જેમકે ૫=૫તો, બંનેમાં ત્રણ ઉમેરવાથી ૮=૮ થશે એ ઉઘાડુંજ છે.

શૂન્ય જ્યારે એકલું આવે ત્યારે તેનો અર્થ "કંઈ નહીં" એવો થાયછે, માટે કોઈ સંખ્યામાં શૂન્ય મેળવીએ (અથવા તેમાંથી શૂન્ય બાદ કરીએ) તોપણ તેજ સંખ્યા રહેછે. ૫+૦=૫.

૧૪. એકજ જાતની સંખ્યાઓનો સરવાળો થઈ શકેછે જુદી જુદી જાતની સંખ્યાઓનો સરવાળો કદી થાયજ નહીં. જેમકે ૫ ઘોડા+૨૫ બળદ=૩૦ ઘોડા અથવા ૩૦ બળદ એવું કદી ન થાય. તેમજ ૫ દશક+૩એકમ=૮ દશક ન થાય અથવા ૮ એકમ પણ ન થાય એ ખુલ્લું છે.

૧૫. કોઈ પણ સંખ્યા અથવા પરિમાણમાંથી ભારે નામની રકમ નિકળે એટલી જુદી કહાડવી તેને તે ભારે નામના "વધ્યા"એમ કહેછે. જેમકે ૧૨૫ એકમ હોય તો એમાં ૫ એકમ કહાડતાં ૧૨ દશક રહ્યા તે દશકના વધ્યા ગણાય, અને બાર દશકમાં પણ ૧ શતક છે માટે ૧ શતકના અને બે દશકના સ્થાનના વધ્યા ગણાય. ૩૯ હજાર હોય તો ૩ એ દશ હજારના સ્થાનના વધ્યા કહેવાય*

---

* એજ રીતે વિવિધ પરિમાણોમાં પણ વધ્યા લેવાયછે; જેમકે ૭ પૈસા હોય તો ૪ પૈસે એક આનો વધ્યા ગણવા. ઓગણીસ આના હોય તો ૧૬ આને એક રૂપીઓ વધ્યો લેવો. ૯૦

૧૬. રીત—આપેલી સંખ્યાઓને એવી રીતે ગોઠવવી કે એકમ નીચે એકમ, દશક નીચે દશક, શતક નીચે શતક, હજાર નીચે હજાર, એ પ્રમાણે આગળ પણ આવે. બધી રકમો લખી રહ્યા પછી તેમની નીચે એક આડી લીટી દોરવી. બધા એકમનો પછી સરવાળો લઈ તેમાંથી દશક નિકળે તે વધ્યાના લેઇ જુદા રાખવા, અને એકમ વધે તે પેલી આડી લીટી તળે એકમના સ્થાનમાં લખવા. પછી વધ્યાના જે દશક આવ્યાછે તે તથા દશકના સ્થાનમાં જે અંકોછે તે બધાનો સરવાળો લેઇ, તેમાંથી શતક જુદા કહાડવા; અને બાકી દશક વધે તે પેલી લીટી તળે દશકના સ્થાનમાં લખવા. પછી વધ્યાના શતક તથા બધી રકમોના શતકના અંક એ બધાનો સરવાળો લેઈ તેમાંથી હજાર જુદા કહાડવા, અને શતક બાકી રહે તે સરવાળામાં શતકના સ્થાનમાં લખવા. પછી હજારના વધ્યાને હજારના અંકોમાં મેળવવા, અને એ પ્રમાણે આગળ પણ કરતાં જવું. જ્યારે તે વધ્યાને બીજા કોઈ પણ અંક સાથે મેળવવાના ન રહે, ત્યારે તે વધ્યા જે સ્થાનના હોય તે સ્થાનમાં સરવાળામાં લખવા અને તેથી જે નવી રકમ થઈ તે આપેલી રકમોના સરવાળો થયો.

| | |
|---|---|
| દા. ૧ | કારણ. (૧૪પ્ર.) એકજ જાતની સંખ્યાઓનો સ- |
| ૬૫૪ | રવાળો થાયછે, માટે એકમ નીચે એકમ, દશ- |
| ૯૩૫ | ક નીચે દશક, એ પ્રમાણે ગોઠવવા જોઇએ કે |
| ૧૨૨૬ | જેથી એકજ જાતના અંકો એક બીજા નીચે |
| ૨૩૪૫ | આવે. આડી લીટી દોરવાનું કારણ તો એજ |
| ૭૪૯૮ | કે તેથી આપેલી રકમોથી તે સરવાળો જુદો |
| ૧૨૬૫૮ | માલમ પડી શકે. પછી બધા એકમોનો સરવાળો |

૨૮ થયો તેમાંથી બે દશક નિકળ્યા, તેને વધ્યા લેઈ આઠ એકમ વધ્યા તેને સરવાળામાં એકમના સ્થાનમાં મુક્યા. વધ્યાના બે દશક અને બધા દશકના સ્થાનના અંકોનો સરવાળો ૨૫ દશક થયો તેમાંથી ૨૦ દશક, એટલે બે શતક નિકળ્યા તે વધ્યા લેઈ ૫ દશક રહ્યા તે સરવાળામાં દશકના સ્થાનમાં લખ્યા. ફરીને વધ્યાના ૨ શતક તથા બીજા શતકના અંકોનો સરવાળો લીધો તે ૨૬ શતક થયો, તેમાંથી ૨૦ શતક એટલે ૨ હજાર

નિકળ્યા તે વધ્યાના લેઈ ૬ શતકને શતકના સ્થાનમાં મુક્યા. વધ્યાના ૨ હજારને બીજા હજારના અંકો સાથે મેળવ્યા તો ૧૨ થયા તેમાંથી ૧ દશ હજારને વધ્યા લેઈ બાકી બે હજાર રહ્યા તે હજારના સ્થાનમાં લખ્યા. હવે વધ્યાનો ૧ દશ હજાર છે તેની સાથે ઉમેરવાને તેના સ્થાનનો બીજો કોઈ અંક નથી માટે એકને દશ હજારના સ્થાનમાં મુક્યો.

જમણી તરફથી સરવાળો લેઈએ છીએ તેનું કારણ—આપણી સંખ્યા લખવાની વ્યવસ્થા એવી છે કે એકમ પછી ડાબી તરફનો પહેલો અંક દશકનો, બીજો શતકનો, એ પ્રમાણે આવે છે. હવે જો એકમના સ્થાનના અંકોનો સરવાળો ૯ કરતાં વધારે આવે તો તે સરવાળાનો ફક્ત જમણી તરફનો અંક એકમમાં રહેશે, અને ડાબી તરફનો અંક દશકનો થશે. એ દશકનો અંક દશકના અંકોના સરવાળો લેવામાં ગણવો જોઈએ માટે એકમના અંકોનો સરવાળો લીધા પછી દશકના અંકોનો સરવાળો લેઈશું તો સુગમ પડશે. તેજ પ્રમાણે આગળ પણ.

જો ડાબી તરફથી સરવાળો ગણીએ તો એક સ્થાનના અંકોના સરવાળામાં તેની પાસેના જમણી તરફના સ્થાનના અંકોના સરવાળાના દશક ઉમેરવા પડશે; અને તેથી વખત ઘણો જશે. અને ગુંચવણ બહુ પડશે, જેમકે આ પાસેના દાખલામાં ડાબી તરફથી સરવાળો લીધો તો ૧૯ હજાર, ૧૫ સો ૨૧ દશક અને ૧૯ એકમ એ સંખ્યા આવી પણ ૧૯ એકમમાંથી ૧ દશક નિકળ્યો તો ૨૨ દશક થયા; તેમાંથી ૨ શતક નિકળ્યા તો ૧૭સો થયા; તેમાંથી એક હજાર નિકળ્યો તો ૨૦ હજાર થયા. એટલે ૨૦૭૨૯ એ સરવાળો થયો.

| |
|---:|
| ૯૮૫૭ |
| ૩૨૮૭ |
| ૭૫૫૫ |
| ૧૯ |
| ૧૫ |
| ૨૧ |
| ૧૯ |
| ૨૦૭૨૯ |

દરેક સ્થાનના અંકોનો સરવાળો ૯ કરતાં વધારે ન આવે તો ડાબી તરફથી ગણવામાં પણ હરકત નહીં પડે જેમકે આ પાસેનો દાખલો ડાબી તરફથી ગણો અથવા જમણી તરફથી ગણો તે એકનું એકજ છે.

| |
|---:|
| ૧૨૩૪૫ |
| ૩૧૨૦૧ |
| ૨૩૧૨૦ |
| ૧૨૧૧૦ |
| ૧૧૦૧૧ |
| ૮૯૭૮૭ |

**તાળો**—આપેલી રકમોમાંની કોઈ પણ એક રકમને મુકી દઈ બાકીની રકમોનો સરવાળો લેવો, અને પછી તે સરવાળામાં પેલી મુકી દિધેલી રકમ મેળવવી; અને તેથી જે સરવાળો આવે તે પહેલાંના સરવાળા બરાબર હોય તો જવાબ ખરો સમજવો આનું કારણ ઉઘાડુંજ છે.

ટીકા:—આ વગર ૩, ૭, ૯, અને ૧૧ ઈત્યાદિ વડે સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરેનો તાળો મળે છે. પણ તેથી જવાબ ખરોજ છે એમ કહી શકાતું નથી. માટે તે રીત અહિંયા આપેલી નથી.

### મનોયત્ન. ૩.

નીચેની સંખ્યાઓનો સરવાળો કરો.

| દા. ૧. | દા. ૨. | દા. ૩. | દા. ૪. |
|---|---|---|---|
| ૧૫૭ | ૩૭૬૮ | ૩૮૯૭૫ | ૭૯૮૭ |
| ૧૩૪ | ૯૮૭૯ | ૯૮૦૫ | ૬૮૫૮૯ |
| ૧૯ | ૮૯૬૫ | ૨૯૦૫૪ | ૯૭૮૯ |
| ૫૪૫ | ૭૯૭ | ૮૬૦૬૮૫ | ૯૮૦૬૫ |
| ૯૮૯ | ૬૮૦૯ | | ૧૨૩૪૫૬ |

(૫) ૧૨+૮૭+૯૫+૧૨૭+૩૮૪+૫૩૨+૯૬૧+૯૯૭.

(૬) ૮૪+૮૯૫+૧૧૦૩+૧૪૮૫+૭૯૪૨+૮૬૫૪+૯૩૦૫.

(૭) ૩૦૩+૮૯૧+૬૫૦૪+૧૨૩૪૫+૧૭૮૭૫+૫૨૩૬૭.

(૮) ૩૨૪૧૪+૧૭૦૫+૬૦૭૨૯+૯૬૭૩૫+૨૦૦૩૦૨.

(૯) ૪૮૭૯૪૫+૧૮૩૨૧૯૧+૮૪૭૧૬૫+૩૧૫૬૧+૪૧૦૭.

(૧૦) ૫૭૯૦૮૧૪+૨૧૬૧૬૫+૮૭૩૯૭+૪૯૭૮૧૧+૧૭૬૫.

(૧૧) ૬૮૫૪૦૨+૭૨૫૮૦+૧૨૬૮૫૩૨+૧૧૧૧૩૪૫૬.

(૧૨) ૧૯૨૧૩૫+૧૮૨૫૨૭+૩૭૦૦૨૫૬+૧૧૯+૨૨૫૬.

(૧૩) ૨૨૩૫૪૭+૪૮૬૮૫+૩૭૦૨૫૬૮+૩૬૮૫+૩૭૦૮૦૫.

(૧૪) ૧૨૩૪૫૬૮૫+૩૮૯૫૬૦+૩૮૫૬૮૭૫૦૮+૭૦૦૮૫૬.

(૧૫) ૨૯૩૫૪૨૫૬૦૮+૩૮૫૬૦૦+૮૭૯૮૫૦૪+૧૧૧૧૧૧૧.

(૧૬) એક રાજાને ત્યાં ૪૫૭ ઘોડા, ૨૮૦ ઊંટ, ૧૫ હાથી, ૩૭૦ બળદ ને ૭૪૫ ગાયો છે તો એ બધાં જનાવર કેટલાં થયાં?

(૧૭) એક નિશાળમાં ૨૭ છોકરા પેહેલા વર્ગમાં, ૩૨ બીજામાં ૧૯ ત્રીજામાં, ૨૮ ચોથામાં, અને ૩૭ પાંચમાં વર્ગમાં છે; ત્યારે બધા મળીને છોકરા કેટલા ?

(૧૮) એક કાછીઆની દુકાનમાં ૩૯૬ દાડમ, ૪૭૨ લીંબુ, ૨૭૫

જામફળ, અને ૩૩૨ શીતાફળ છે તો બધાં કેટલાં નંગ થયાં?

(૧૯) એક દુકાનમાં ૧૨૧૯ પાઘડીઓ, ૨૬૬૭ ખેસ, ૯૪૫ ધોતીજોટા અને ૩૫૦૯ સાલ્લા છે, તો બધાં મળીને કેટલાં નંગ થયાં?

(૨૦) એક ખેતરમાં ૬૦ આંબા, ૧૭૫ આમલીઓ, ૬૦૨ શીતાફળીઓ, અને ૯૩ મહુડા છે તો બધાં કેટલાં ઝાડ થાય?

## બાદબાકી.

૧૭. એક આપેલી સંખ્યા કરતાં બીજી આપેલી સંખ્યા કેટલી ઓછી છે, અથવા બીજી કરતાં પેહેલી કેટલી વધારે છે તેમ, તથા તે શોધી કહાડવાની કૃતિને બાદબાકી કહેછે.

જેમાંથી બાદ કરવાનાછે તે રકમને અધિકાંક (અધિક એટલે વધારે+અંક) કહેછે. જે રકમ બાદ કરવાની છે તે રકમને બાદ્યાંક (બાદ્ય+અંક.) કહેછે. જેમકે ૩૭-૧૫=૨૨, આમાં ૩૭ અધિકાંક, ૧૫ બાદ્યાંક અને ૨૨ એ બાદબાકીછે.

૧૮. બાદબાકી એ સરવાળાથી વિરૂદ્ધછે. કોઈ બે રકમનો સરવાળો અને તે બેમાંથી એક રકમ એટલું આપેલું હોય તો બીજી રકમ આપણે બાદબાકીથી શોધી કહાડીએ છીએ જેમકે ૧૨+૧૭=૨૯, અને ૨૯-૧૭=૧૨ અથવા ૨૯-૧૨=૧૭.

૧૯. પ્રત્યક્ષ પ્રમાણ. બરોબર પદોમાંથી એકજ અથવા બરોબર પદો બાદકરીએ તો બાકી બરોબર રેહેછે. જેમકે ૫=૫ છે તે બંને તરફથી ૨ લઈ લેઈએ તો ૩=૩ રેહેશે.

૨૦. સરવાળાની પેઠે બાદબાકીમાં પણ એક સંખ્યા બીજી તેજ જાતની સંખ્યામાંથી બાદ થઈ શકેછે. જેમકે ૨૫ ચોપડીઓમાંથી ૧૨ ચોપડીઓ બાદ કરીએ તો ૧૩ ચોપડીઓ રેહે; તેમજ ૯ દશકમાંથી ૫ દશક બાદ કર્યા તો ૪ દશક રહ્યા પણ ૨૫ ચોપડીઓ-૧૨ લેખણો=૧૩ ચોપડીઓ અથવા લેખણો કદી થાય નહીં.

રીતિઃ-અધિકાંકની નીચે બાદ્યાંકને એવી રીતે ગોઠવવા કે એકમ નીચે એકમ, દશક નીચે દશક, એ પ્રમાણે આવે. પછી એક આડી લીટી દોરી ઉપરની રકમના એકમમાંથી નીચેના એકમ બાદ કરી, બાકી રહે તે લીટી નીચે એકમના સ્થાનમાં માંડવી. અને એજ પ્રમાણે દશક, શતક, હજાર, ઇ૦ ની બાકી પણ લીટી નીચે અનુક્રમે તેમના સ્થાનમાં માંડવી.

જો નીચેની ઓળનો અંક ઉપરની ઓળના તેજ સ્થાનના અંક કરતાં મોટો હોયતો ઉપરના અંકમાં દશ મેળવીને તેમાંથી નીચેનો અંક બાદ કરવો, અને તેની પછાડીના અંકની બાદ બાકી કરતી વખતે નીચેના અંકમાં એક મેળવીને તે ઉપરના અંકમાંથી બાદ કરવો.

| | |
|---|---|
| દા. ૧ | ૩૫૧૨૪૭ |
| | ૩૧૮૭૬૪ |
| | ૩૨૪૮૩ |

કારણ, આ દાખલામાં એકમના સ્થાનનાં ૭ માંથી ૪ ગયા તો ૩ એકમ રહ્યા, તે એકમની જગ્યાએ મુક્યા. ફરીને દશકના સ્થાનના ૪ માંથી ૬ બાદ નથી જતા તો શતકમાંથી ૧ ઉછીનો લીધો; તેના ૧૦ દશક+૪ દશક=૧૪ દશક થયા, તેમાંથી ૬ દશક ગયા તો ૮ દશક રહ્યા. તે દશકના સ્થાનમાં મુક્યા. પછી અધિકાંકના શતકમાંથી ૧ લીધોછે માટે ત્યાં ૨ ને બદલે ૧ રહ્યો; એટલે ૧ માંથી ૭ બાદ કરો અથવા ૨ રાખી તેમાંથી ૮ બાદ કરો તે એકજછે. માટે અધિકાંકમાંથી ઉછીનો લીધેલા ૧ને વધ્યાગણી તેને અધિકાંકમાંથી ઓછો કર્યાને બદલે બાદ્યાંકમાં મેળવી બાદ કરાયછે. તે પ્રમાણે કરતાં બાદ્યાંકમાં શતકના ૮ થયા તે ૨માંથી બાદ નથી જતા માટે વળી ૧ હજાર ઉછીના લીધા, તેના ૧૦શતક અને ૨ શતક છે તેથી ૧૨ શતક થયા; તેમાંથી ૮ ગયાતો ૪ શતક બાદબાકીમાં મુક્યા. હવે એક વધ્યાછે તે ૮માં ઉમેરીએ તો ૯ હજાર થયા તે ૧ હજારમાંથી નથી જતા માટે ૧ દશ હજાર લીધા, તો ૧૦હજાર+ ૧હજાર=૧૧હજારમાંથી ૯હજાર ગયા એટલે ૨ હજાર બાદબાકીમાં મુક્યા અને ૧ વધ્યા૧માં મેળવ્યા તો ૨ દશહજાર થયા; તે પાંચમાંથી ગયા તો ૩દશહજાર બાકી રહ્યા. અને ૩ લાખમાંથી ૩ લાખ ગયા તો કંઇ ન રહ્યું માટે ૩૨૪૮૩ જવાબ.

બાદબાકી જમણી તરફથી કરવાનું કારણઃ—કોઈ બાદ્યાંક

કરતાં તેની ઉપરનો અધિકાંક નાનો હોય ત્યારે તે અધિકાંકની પાસેના ડાબી તરફના અંકમાંથી ૧ ઉછીનો લેવો પડે છે. અને તેથી ડાબી તરફના અંકોમાં ફેરફાર થાય છે. એટલે જો ડાબી તરફથી બાદબાકી કરવી શરૂ કરીએ તો બાદબાકીના અંકોમાં ફેરફાર કરવો પડે, માટે સુગમતા સારૂ જમણી તરફથી શરૂ કરીએછીએ. જો અધિકાંકના અંકોમાંથી તેમની નીચેના બાકાંક બાદ જતા હોય તો ડાબી તરફથી કરવામાં પણ હરકત પડશે નહીં.

તાળો:—જવાબ અને બાકાંકનો સરવાળો અધિકાંકની બરોબર થાયતો જવાબ ખરો સમજવો. આનું કારણ (૧૮ પ્ર.) ખુલ્લું છે.

**મનોયત્ન ૪.**

| | | |
|---|---|---|
| (૧) ૫૬૩ | (૨) ૮૫૭ | (૩) ૭૩૧ |
| ૨૪૧ | ૩૪૨ | ૫૪૭ |
| (૪) ૩૪૦૭ | (૫) ૧૪૭૫૨ | (૬) ૩૦૭૦૧ |
| ૧૭૨૮ | ૬૮૦૯ | ૨૯૬૦ |
| (૭) ૫૮૭૯૦૮ | (૮) ૭૪૨૬૩૦૮ | (૯) ૮૯૦૪૯૬૫૦ |
| ૩૬૮૯૭૦ | ૨૬૯૧૪૬૩ | ૯૦૮૭૪૬૩ |
| (૧૦) ૧૭૪૮૭૧૬૩૦ | (૧૧) ૪૧૦૩૭૧૨૬૩ | |
| ૯૧૬૨૦૪૯૮ | ૪૧૦૩૭૧૨૬ | |

(૧૨) ૪૭૬૪૮૦−૯૭૭૪૮. (૧૩) ૮૧૩૬૦૨૧૭−૪૯૮૪૨૦૬.

(૧૪) એક માણસ દરવરશે રૂ. ૪૦૦ કમાયછે, અને રૂ. ૨૫૦ ખરચ કરેછે ત્યારે તેને શું બચશે?

(૧૫) એક ફડીઆ પાસે ૫૩૦૨ કોથળા બાજરીના ભરેલા છે, તેમાંથી ૧૫ ચોરાયા અને ૧૨૦૫ વેચ્યા તો બાકી કેટલા રહ્યા?

(૧૬) એક માણસ પાસે રૂ. ૧૦૦૦ હતા, તેમાંથી રૂ. ૫૦ ભીખારીઓને આપ્યા, રૂ. ૨૦૦ નાં લુગડાં લીધાં, અને રૂ. ૧૭૫ ની બીજી વસ્તુઓ લીધી. ત્યારે તેના પાસે કેટલા રૂપીઆ રહ્યા?

(૧૭) એક માણસ સંવત ૧૯૦૧ ની સાલમાં જન્મ્યો, અને

૧૯૨૧ની સાલમાં મરી ગયો, ત્યારે તે કેટલા વરસ જીવ્યો?

(૧૮) એક કાગદી પાસે ૧૯૩૦૨ કાગળ હતા તેમાંથી ૭૫૨૫ કાગળની ચોપડીઓ બાંધી, અને ૩૪૦૫ કાગળ વેચ્યા, તો બાકી તેની પાસે કેટલા કાગળ રહ્યા વારુ?

(૧૯) એક દુકાનમાં ૩૫૩૪૨ ફળ વેચવાનાં હતાં, તેમાંથી ૪૦ બગડી ગયાં અને ૧૩૦૨ વેચ્યાં તો બાકી કેટલાં રહ્યાં?

(૨૦) એક માણસ સંવત ૧૯૪૦માં જન્મ્યો. તેને ૧૮ વરસ થયાં એટલે એક છોકરો આવ્યો; અને તે છોકરાની ૩૪ વરસના ઉમરે બાપ મરી ગયો. પછી ૧૭૧૨ માં છોકરો પણ મરી ગયો. ત્યારે તે દરેક કેટલા વરસ જીવ્યા?

---

## ગુણાકાર.

૨૨. એકની એક સંખ્યા કેટલીક વખત લઈ, તેનો સરવાળો લેવાની સહેલી રીતને ગુણાકાર કહેછે. જેમકે ૧૨ +૧૨+૧૨+૧૨+૧૨+૧૨+૧૨=૮૪ અથવા એકદમ બાર સતાં ચોરાશી એટલે ૧૨×૭=૮૪ થાયછે.

જે સંખ્યાને ગુણવાનાછે તેને **ગુણ્ય** કહેછે. જે સંખ્યાએ ગુણવાના છે તેને **ગુણક** કે **ગુણકાંક** કહેછે, અને ગુણવાથી જે જવાબ આવે તેને **ગુણાકાર** કહે છે.

૨૩. જ્યારે બે સંખ્યાનો ગુણાકાર કરવો હોય ત્યારે ગમેતે સંખ્યાને ગુણ્ય અને ગમે તેને ગુણકાંક કરી શકાય. જેમકે ઉપરના દાખલામાં ૭ ને ૧૨ ગણા કરીએ તો ૭ ગુણ્ય અને ૧૨ ગુણકાંક છે. અને જો ૧૨ ને ૭ ગણા કરીએ તો ૧૨ ગુણ્ય અને ૭ ગુણકાંક થાય. બંનેમાં ગુણાકાર તો ૮૪ આવે. એકા, અગીઆરા, વગેરે આંક ગુણાકારનાજ દાખલા છે.

૨૪. પ્રત્યક્ષ પ્ર૦. બરોબર સંખ્યાઓને એકજ અથવા બરોબર સંખ્યાએ ગુણીએ તો ગુણાકાર બરોબર આવે છે. જેમકે ૬=૨×૩ છે તો ૪×૩=૨ ૨×૩ થાય.

૨૫. ગુણ્ય ગમે તેવી સંખ્યા હોય પણ ગુણકાંક હમેશાં સાદી સંખ્યાજ હોવી જોઇએ. ૧૨ ઘોડાને ૫ ગણા કરીએ તો ૬૦ ઘોડા આવે, પણ ૧૨ ઘોડાને ૫ ઘોડા ગણા કરો એમ કદી બોલાય નહીં. કેમકે ઘોડાને ઘોડાએ ગુણવા એનો કંઈ અર્થ નથી.

૨૬. કોઈ બે સંખ્યાઓનો ગુણાકાર, તેમાંની એકના જુદા જુદા ભાગ કરી તેમાંના દરેક ભાગને બીજી સંખ્યાએ ગુણીએ, તે જુદા જુદા ગુણાકારોના સરવાળાની બરોબર છે. જેમકે:-

૧૮×૯=૧૦×૯+૮×૯=૯૦+૭૨=૧૬૨.

તેમજ૧૮×૯=૫×૯+૬×૯+૭×૯=૪૫+૫૪+૬૩=૧૬૨.

કારણ કે ૧૮=૫+૬+૭, છે, માટે બંને તરફ ૯ એ ગુણવાથી (૨૪ પ્ર૦) ૧૮×૯=૫×૯+૬×૯+૭×૯.

૨૭. કોઈ પણ સંખ્યાને શૂન્યે અથવા શૂન્યને કોઈ સંખ્યાએ ગુણીએ તો ગુણાકાર શૂન્ય આવેછે. કેમકે સાધારણ ગુણાકાર કરવાથી માલમ પડેછે કે ગુણ્ય અથવા ગુણક એ બેમાંની કોઈ પણ સંખ્યા ઓછી કરતા જઈશું, તો ગુણાકાર ઓછો આવતો જશે. હવે શૂન્ય એ ઓછામાં ઓછી અથવા "કંઈ નહીં" સંખ્યા છે, માટે શૂન્ય અને બીજી કોઈ સંખ્યાનો ગુણાકાર ઓછામાં ઓછો એટલે "કંઇ નહીં" (અથવા શૂન્ય) આવશે.

૨૮. રીતિઃ—ગુણકાંક એક અંકનો અથવા ૨૦ એકા સુધી જે પાડા મોઢે ગોખાવ્યા હોય તેની અંદરનો હોય તો, તે ગુણ્ય નીચે અંકસ્થાન પ્રમાણે લખવો. પછી તે વડે ગુણ્ય સંખ્યાના જમણી તરફથી એક એક અંકને ગુણીને ગુણાકાર આવે તે લીટી નીચે લખવો. ગુણાકાર જો ૯ કરતાં વધારે આવે તો જમણી તરફનો છેલો અંક લીટી તળે મૂકીને, બાકીનો અંક વધ્યા ગણી ગુણ્યમાંના તેથી ચઢતા અંકના ગુણાકારમાં મેળવો. એ પ્રમાણે છેવટ સુધી કરવું. છેવટના અંકનો ગુણાકાર આવે તે બધો માંડવો.

જેમકેઃ-૯૪૦૨૭ એ ગુણ્ય  કારણઃ-ગુણ્ય ૯૦૦૦૦+૪૦૦૦
 ૩ એ ગુણક  +૦+૨૦+૭ છે, માટે દરેક
૨૮૨૦૮૧  ભાગને ૩ એ ગુણી, ગુણાકારો-
નો સરવાળો લઇશું તો તે ( ૨૬ પ્ર૦ ) ૯૪૦૨૭ અને ૩ નો ગુણાકાર થશે. હવે એ દરેક ગુણાકારને જુદો મુકી સરવાળો ન લેતાં મોઢેથી સરવાળો લેતા ગયા તો, ૩ સતાં ૨૧ માંથી ૨ દશક વધ્યા લઇને ૧ એકમ ગુણાકારમાં મુકયો. પછી ૨ દશકને ૩ એકમે ગુણ્યા તો ૬ દશક થયા તેમાં ૨ દશક વધ્યાના હતા તે મેળવ્યા તો ૮ દશક થયા, તે ગુણાકારમાં દશક સ્થાને લખ્યા. પછી ૦ શતકને ૩ એ ગુણ્યા તો ૦ શતક થયા, તેમાં કંઈ ઉમેરવાનું નથી માટે તે શતકના સ્થાનમાં મુકયા. પછી ૪ હજારને ૩ એ ગુણ્યા તો ૧૨ હજાર થયા, માટે હજારની જગ્યાએ ૨ લખ્યા અને ૧ દશ હજાર વધ્યાના લીધા. પછી ૯ દશ હજારને ૩ એ ગુણ્યા તો ૨૭ દશ હજાર થયા તેમાં વધ્યાનો એક દશ હજાર મેળવ્યો તો ૨૮ થયા, માટે દશ હજારના સ્થાનમાં ૮ મુકી ૨ ને લાખના સ્થાનમાં મુકયા એટલે બધો ગુણાકાર ૨૮૨૦૮૧ થયો.

ગુણાકાર જમણી બાજુથી કરતા જઇએ છીએ તેનું કારણ, સરવાળો અને બાદબાકી જમણી તરફથી કરવાનું કારણ બતાવ્યું છે તે ઉપરથી તરત ધ્યાનમાં આવશે.

**મનોપલ ૫.**

(૧) ૮૫×૩. (૨) ૧૦૩×૫. (૩) ૭૨૯×૮.
(૪) ૫૦૯×૧૨. (૫) ૭૮૨૫×૬. (૬) ૧૨૩૪૫×૧૧.
(૭) ૪૭૭૮૨×૨. (૮) ૫૦૨૧૬૭૬૮×૪.
(૯) ૨૬૫૪૯૦૧×૭. (૧૦) ૪૧૨૭૦૩૧૯×૫.
(૧૧) ૩૪૦૫૭૭૨×૭. (૧૨) ૪૯૭૮૬૦૬૪×૬.
(૧૩) ૪૦૯૮૬૩×૧૨. (૧૪) ૩૨૦૨૧૯૧×૧૪.
(૧૫) ૩૨૫૭૬૩૮૧×૧૮. (૧૬) ૮૧૦૫૨૭૬૩×૧૬.

૨૯. જુદી જુદી સંખ્યાઓનો ગુણાકાર ગમે તે અનુક્રમે કરીએ, તોપણ પરિણામ એકનું એકજ આવશે. જેમકે, ૩×૪×૫=૪×૫×૩=૫×૩×૪=૪×૩×૫=૬૦. આ એક પ્રત્યક્ષ પ્રમાણ જેવું છે.

૩૦. બે અથવા વધારે સંખ્યાઓ તેમના ગુણાકારના અવય-

યો કહેવાયછે. જેમકે ૩×૫×૭=૧૦૫છે તો ૩, ૫, અને ૭ એ ૧૦૫ ના અવયવો કહેવાયછે.

૩૧. બે સંખ્યાઓનો ગુણાકાર તેમાંની એક સંખ્યા અને બીજી સંખ્યાના અવયવોના ગુણાકારની બરોબર છે. જેમકે, ૫×૧૪=૫×૨×૭.

કારણકે.( ૨૨ પ્ર૦ ) ૫×૧૪=૧૪+૧૪+૧૪+૧૪+૧૪

પણ ૧૪=૨×૭ છે માટે:

૫×૧૪=૨×૭+૨×૭+૨×૭+૨×૭+૨×૭.

એટલે ( ૨૨ પ્ર૦ ) ૫×૧૪=૫×૨×૭ થયા.

આ ઉપરથી એવી રીત નિકળેછે કે:—ગુણકાંકના એક એક અંકવાળા અથવા વીશ અંદરના અવયવ નિકળતા હોયતો ગુણ્યને પેહેલા અવયવે ગુણવા, તેથી જે ગુણાકાર આવે તેને બીજા અવયવે ગુણવા. એ પ્રમાણે બધા અવયવ પુરા થઈ રહે ત્યાંહાં સુધી કરવું.

દા૦૧. ૨૪૭ ને ૪૫ એ ગુણો.

આમાં ૪૫ ના ૯ અને ૫ એ બે અવયવો છે માટે.

```
  ૨૪૭
    ૯
 ─────
 ૨૨૨૩     આ ૨૪૭ અને ૯ નો ગુણાકાર.
    ૫
 ─────
૧૧૧૧૫     ૨૪૭ અને ૪૫ નો ગુણાકાર.
```

કોઈ વખત ગુણકાંકના અવયવ નથી નીકળતા, પણ તેમાં કોઈ સંખ્યા ઉમેરવાથી અથવા બાદ કરવાથી, તે સરવાળા અથવા બાદબાકીના અવયવો નિકળેછે. એ પ્રમાણે કરવું પડે ત્યારે જે ગુણાકાર આવે તેમાંથી, જો સંખ્યા ઉમેરી હોય તો ઉમેરેલી સંખ્યા અને ગુણ્યનો ગુણાકાર બાદ કરવો; અને બાદ કરી હોય તો બાદ કરેલી સંખ્યા અને ગુણ્યનો ગુણાકાર મેળવવો.

દા. ૨. ૪૭ ને ૨૯ એ ગુણો.

જો ૨૯ માં ૧ ઉમેરીએ તો ૩૦ થાય ને તેના અવયવ ૧૦ ને ૩ છે માટે:—

૪૭
૧૦
૪૭૦ આ ૪૭ ની દશ ગણાઈ છે.
૩૦
૧૪૧૦ આ ૩૭ ની ૩૦ ગણાઈ. [કરી તો
૪૭ આ ૪૭ ની ૧ ગણાઈ ૩૦ ગણાઈમાંથી બાદ
૧૩૬૩ આ ૪૭ ની ૨૯ ગણાઈ થઈ.

જો ૨૯ માંથી ૧ બાદ કરીએ તો ૨૮ ના ૭ ને ૪ એમ અવયવો થાય અને ગુણાકારમાં ૪૭ ઉમેરવા પડે.[1]

કારણ કે (૨૨ પ્ર૦) ૪૭×૩૦=૩૦ વખત ૪૭નો સરવાળો.
બંને તરફથી ૪૭ બાદ કર્યા તો (૧૮ પ્ર૦)
૪૭×૩૦-૪૭=૨૯ વખત ૪૭ નો સરવાળો.
એટલે (૨૨ પ્ર૦) ૪૭×૩૦-૪૭=૪૭×૨૯ થયા.
તેમજ ૪૭×૨૮+૪૭=૪૭×૨૯ થવાના.

૩૨. ગુણ્ય અને ગુણક ઉપર કેટલાંક મીડાં હોયતો મીડાં વગરના ગુણ્ય ગુણકનો ગુણાકાર કર્યા પછી તે બંને સંખ્યા ઉપરનાં મીડાં ગુણાકારપર ચઢાવવાં એટલે જવાબ આવશે.

જેમ ૨૫×૭૦=૧૭૫૦. અને ૨૫૦×૭૦=૧૭૫૦૦.
કેમકે ૨૫×૭૦=૨૫×૭×૧૦=૧૭૫×૧૦=૧૭૫૦.
તેમજ ૨૫૦×૭૦=૨૫×૭×૧૦×૧૦=૧૭૫૦૦.

---

[1] અવયવ ખોળી કહાડવાનો ખુબ મહાવરો થવો જોઇએ. ગણવામાં સરળ પડે એવા અવયવ કહાડે ત્યારે ઠીક—જેમ ૩૧ ના અવયવ કહાડી ગુણવું હોય તો ૭ ને ૪ કહાડી પછી મૂળ સંખ્યાને ત્રમણા કરી મેળવીએ તે કરતાં ૮ ને ૪ અવયવ કહાડી પછી એકનું બાદ કરીએ તે સરસ, અને તે કરતાં ૧૦ ને ૩ કહાડી ૧નું ઉમેરીએ તે વધારે સરસ, કેમકે ૧૦ એ ગુણવામાં કંઈ મેહેનત નથી. વળી વિવિધ સંખ્યા હોય તો ઘટતા અવયવ કહાડે લાભછે; જેમકે આના પાઇએ ગુણવા હોય તો અવયવમાં ૧૬ અથવા બારનો અંક લેવાથી સેહેલું પડેછે.

### મનોવળ ૬.

અવયવ પાડીને નીચેના ગુણાકાર કરો.

| | |
|---|---|
| (૧) ૪૦૨૯૧૧૮×૨૪. | (૨) ૪૯૭૮૬૦૧×૨૭. |
| (૩) ૨૦૦૩૧૭×૩૨. | (૪) ૨૦૧૬૨૧૭૮×૪૨. |
| (૫) ૧૦૯૬૨૩૦૭×૬૬. | (૬) ૧૭૮૭૧૨૦૫×૭૨. |
| (૭) ૫૬૪૨૬૭૭૫×૮૪. | (૮) ૧૯૬૭૫૩૪૮×૯૬. |
| (૯) ૨૦૭૮૬૦૪૩×૧૦૮. | (૧૦) ૨૦૭૪૮૬×૧૨૮. |
| (૧૧) ૮૭૯૧૨૮૫×૧૪૪. | (૧૨) ૪૪૫૨૦૦૩×૨૧૬. |
| (૧૩) ૭૧૫૦૩૨૦૭×૫૯. | (૧૪) ૬૮૭૨૫૫૭૦૩×૭૯. |
| (૧૫) ૮૮૯૨૩૮૫૭×૮૩. | (૧૬) ૨૦૧૧૭૩૬×૯૧. |

---

| | |
|---|---|
| (૧૭) ૪૦૨૫૬૭×૭૦ | (૧૮) ૧૭૭૬૪૮૧×૩૦૦. |
| (૧૯) ૮૧૭૨૬૭×૬૦૦. | (૨૦) ૫૭૬૬૦૪×૭૦૦૦. |
| (૨૧) ૨૬૨૬૧૪૫×૮૦૦૦૦. | (૨૨) ૩૮૬૪૧૦૭૫×૯૦૦. |
| (૨૩) ૩૨૫૬૦૦×૧૧૦૦ | (૨૪) ૧૪૯૨૭૬૦×૧૨૦. |
| (૨૫) ૪૧૨૭૬૮૦૦×૧૦૦૦ | (૨૬) ૨૩૬૧૨૭૦×૧૫૦૦. |
| (૨૭) ૧૫૯૨૪૮૦×૧૮૦૦ | (૨૮) ૪૯૮૭૬૦૦૦×૧૪૦૦૦ |
| (૨૯) ૧૨૩૪૦×૧૬૦૦૦૦. | (૩૦) ૯૦૦૮૦૦×૨૪૦૦. |

૩૩. જ્યારે ગુણકમાં બે અથવા વધારે અંક હોય, ત્યારે ગુણ્ય નીચે જમણી તરફ ગુણકાંક એવી રીતે લખવા કે એકમ નીચે એકમ, દશક નીચે દશક, ઈ૦ આવે. પછી ગુણકાંકના એકમે ઉપરની રીત પ્રમાણે ગુણ્યને ગુણી, જે આવે તે લીટી નીચે માંડવા. એ ગુણાકારનો છેલો અંક કાપીને એટલે દશકના અંક નીચેથી ગુણકના દશક અંકનો અને ગુણ્યનો ગુણાકાર મુકવો શરૂ કરવો. અને તેને ડાબી તરફ મુકતા જવું. પછી બીજા ગુણાકારનો એક અંક કાપી શતકનો ગુણાકાર મુકવો શરૂ કરવો. એ પ્રમાણે ગુણકના બધા અંકોએ ગુણી રહ્યાં પછી એ બધા ગુણાકાર જેમ મુક્યા છે તેમ રાખી સરવાળો લેવો એટલે જવાબ આવશે.

| | | |
|---|---|---|
| જેમ, ૭૬૫૪ આ ગુણ્ય | અથવા | ૭૬૫૪ |
| ૩૯૭ આ ગુણકાંક. | | ૩૯૭ |
| ૫૩૫૭૮ | | ૫૩૫૭૮ |
| ૬૮૮૮૬૦ | | ૬૮૮૮૬ |
| ૨૨૯૬૨૦૦ | | ૨૨૯૬૨ |
| ૩૦૩૮૬૩૮ | | ૩૦૩૮૬૩૮ |

કારણઃ-ગુણ્યને ગુણકાંકના એકમના અંક ૭એ ગુણ્યા તો ઉપરની રીત પ્રમાણે ૫૩૫૭૮ આવ્યા; પછી ગુણ્યને ૯ દશકે અથવા ૯૦ એ ગુણ્યા અને ૪ વખત ૯૦ લીધા તો ૩૬૦ એકમ અથવા ૩ સો, ૬ દશક, ૦ એકમ આવ્યા, તેથી શૂન્યને એકમના સ્થળમાં અને ૬ ને દશકના સ્થળમાં મુક્યા. અને ૩ શતકને વધ્યાના લેઇને ઉપરની પેહેલી રીત પ્રમાણે કર્યું. પછી ગુણ્યને ૩ શતકે એટલે ૩૦૦ એ ગુણ્યા એટલે ૩૦૦ વખત લીધાં તો ૧૨૦૦ એકમ અથવા ૧ હજાર, ૨ સો, ૦ દશક, અને ૦ એકમ આવ્યા. માટે એકમ અને દશકના સ્થળમાં શૂન્ય મુકી, ૨ શતકને શતક નીચે મુક્યા. અને ૧ હજારને વધ્યા લેઈ ઉપરની રીત પ્રમાણે કર્યું. હવે સરવાળો લેતી વખત છેલ્લાં શૂન્ય છે તેની કાંઈ અસર થવાની નથી માટે તેમને (બીજી રીતમાં બતાવ્યા પ્રમાણે) પ્રથમથીજ ન લખીએ તો ચાલે, એટલે ઉપર કહ્યા પ્રમાણે એક આંકડો કાપીએ તો ચાલે.

જ્યારે ગુણકાંકના અંકોની વચ્ચે કોઈ ઠેકાણે શૂન્ય હોય ત્યારે શૂન્યની પછીના અંકનો ગુણાકાર લખ્યા પછી શૂન્યને મુકી દઈ શૂન્યની પેહેલાંના અંકનો ગુણાકાર મુકવો. પણ શૂન્યના પહેલાંના અંકનો ગુણાકાર મુકતી વખતે, એક શૂન્યે એક જગ્યા વધારે કાપવી એ યાદ રાખવું જોઇએ. જેમકે;

| |
|---|
| ૬૨૩૫ |
| ૪૦૩૦૭ |
| ૪૩૬૪૫ |
| ૧૮૭૦૫ |
| ૨૪૯૪૦ |
| ૨૫૧૩૧૪૧૪૫ |

કારણઃ—ગુણ્યને ૭ એકમે ગુણી ગુણાકાર ૪૩૬૪૫ મુક્યો. પછી ગુણ્યને શૂન્યે ગુણીએ તો ૦ આવે તે (૨૭ પ્ર૦) નકામાં છે, માટે તે નહીં લખતાં ૩ નો ગુણાકાર લખ્યો. ૩ શતકને ૫ એકમે ગુણ્યા તો ૧૫ શતક અથવા ૧ હજારને ૫ શતક આવ્યા માટે ૫ શતકના અંક

નીચે મુક્યા. તેમજ ૩ પેહેલાની શૂન્ય છોડી દેઇને ૪ નો ગુણાકાર મુક્યો. પણ ૪ દશ હજારના સ્થાનના છે માટે દશ હજારના સ્થાનમાં એટલે બીજા ગુણાકારની બે જગ્યાઓ છોડીને ૭ નીચેથી શરૂ કર્યું.

**તાળો**:—આપેલા ગુણ્યને ગુણકને ઠામે અને ગુણકને ગુણ્યને ઠામે મુકી ગુણાકાર કરવો. તે જો જવાબની બરોબર હોય તો જાણવું કે જવાબ ખરોછે. આનું કારણ (૨૩ પ્ર૦) સ્પષ્ટ છે.

૩૪. જ્યારે કોઈ સંખ્યાને તેજ સંખ્યાએ ગુણીએ ત્યારે ગુણાકાર તે સંખ્યાનો બીજો ઘાત અથવા વર્ગ કહેવાય છે. જેમકે ૫×૫=૨૫ એ ૫ નો વર્ગ કહેવાય છે. ૧૨×૧૨=૧૪૪ એ બારનો વર્ગછે. એકની એક સંખ્યાને ત્રણ વાર લેઇને ગુણીએ તો ગુણાકાર તે સંખ્યાનો **ઘન** કહેવાય, ૪ વાર ગુણીએ તો **ચતુર્ઘાત** પાંચવાર ગુણાય તો **પંચઘાત**, છવાર ગુણીએ તો **ષડ્ઘાત** કહેવાય. ઇ૦.

જેમ ૭×૭×૭=૩૪૩ એ ૭ નો ઘન છે.

૪×૪×૪×૪=૨૫૬ એ ૪ નો ચતુર્ઘાત છે.

૫×૫×૫×૫×૫=૩૧૨૫ એ ૫ નો પંચઘાત છે.

૨×૨×૨×૨×૨×૨=૬૪ એ ૨ નો ષડઘાત છે.

૧ નો કોઈ પણ ઘાત એકછે. કેમકે ૧ ને ગમે તેટલી વાર ફરીફરીને ૧ એ ગુણીએ તો ગુણાકાર ૧ જ આવવાનો.

**મનોયત્ન ૭.**

(૧) ૯૪૮૭૩૫૨×૪૩૧૨. (૨) ૪૩૬૨૭૬૦×૫૭૭૯૯.

(૩) ૧૭૩૭૬૬૭૨×૩૫૦૯. (૪) ૩૮૦૧૫૨૦૫×૨૦૭૮૬.

(૫) ૪૧૦૬૭૨×૮૧૪૨૦૮. (૬) ૩૩૯૦૭૬૧૮×૭૦૩૧૪.

(૭) ૬૦૭૧૦૯×૪૩૦૦૭૫૬. (૮) ૪૦૧૬૨૩૦×૮૦૧૬૦૨.

(૯) ૫૬૮૫૭ નો વર્ગ કેટલો?. (૧૦) ૯૨૭૮૦નો ઘન કેટલો?.

(૧૧) ૨૦૭૯નો ચતુર્ઘાત કેટલો?(૧૨) ૩૭૦૦૩૦નો ઘન કેટલો?

(૧૩) એક નાણાવટીની થેલીને પાંચ પડ છે. દરેકમાં ૩૨૫

રૂપીઆ છે, તો બધા મળીને કેટલા રૂપીઆ હશે?

(૧૪) મારી પાસે ૧૦ કોથળી રૂપીઆની છે તે દરેકમાં ૪૩૫ રૂપીઆ છે તો કુલ રૂપીઆ કેટલા હશે ?

(૧૫) એક ટોપલીમાં ૧૨ જમરૂખ છે તો એવી ૨૫ ટોપલીમાં થઇને કેટલાં જમરૂખ થયાં ?

(૧૬) એક શેહેરને અઠાણું પોળોછે. દરેકમાં ૩૨૭ માણસ હોય તો તે શેહેરની વસ્તી કેટલી ?

(૧૭) એક પલટણમાં ૮૨૫ માણસ છે તેવી ૭૫ પલટણમાં થઇને કેટલાં માણસ થાય?

(૧૮) એક શેહેરને બાર દરવાજા છે, તે દરેક દરવાજે ૧૫૨૦ માણસ છે તો બધાં મળીને કેટલાં માણસ થયાં ?

(૧૯) એક આંબા ઉપર ૨૭૮૫૮૭ કેરીઓછે અને કેરીઓથી ચોવીશઘણાં પાંદડાં છે તો તેનાં પાંદડાં કેટલાં થયાં ?

(૨૦) એક ચોપડીને ૩૨૪ પાનાં છે ને દરેક પાનામાં ૨૭૫ શબ્દો હોય તો બધા મળીને કેટલા શબ્દ થાય ?

(૨૧) એક ચોપડીનાં ૮૯૦ પાનાં છે ને દરેક પાનામાં ૬૦૭ અક્ષર છે તો બધા મળીને અક્ષર કેટલા ?

(૨૨) એક રાજાએ શેહેર બંધાવ્યું તેમાં ૧૨૩૪૫ સરખી બાંધણીના ઘર બાંધ્યાં, ને દરેક ઘરનું ખરચ ૭૦૬૯ રૂપીઆ પડ્યું તો બધું ખરચ કેટલું થયું ?

(૨૩) એક ઘર બાંધવામાં ૪૩૮૭ ઇંટો વરી અને બીજું ઘર બાંધતાં તેથી ૧૫ ગણી વરી, ને એક વાડી બાંધતાં તેથી એ ૧૫ ગણી ઇંટો ખપી તો એ વાડીમાં કેટલી ઇંટો વાપરી હશે ?

(૨૪) એક રાજાને ત્યાં ૧૧૫ મેહેતા, મેહેતાથી ત્રણ ગણા ગુલામ, ગુલામથી પાંચગણા ઘોડેસ્વાર ને ઘોડેસ્વારથી એકવીશ ઘણું પાયદલ છે; તો એ બધાં થઇને કેટલાં માણસ થયાં ?

(૨૫) એક માણસ રૂ. ૧૮ ઘરનું ભાડું આપેછે, ભાડા કરતાં પાંચગણા રૂપીઆ ભીખારીઓને આપેછે, ૧૨ ગણા ઘોડાગાડીના ખરચમાં વાપરેછે, અને ૧૬ ગણા ખાધા ખરચમાં વાપરે છે. હવે ભાડા કરતાં ૪૪ ગણી

તેની ઉપરજ હોય તો તેને શું બચશે?

---

## ભાગાકાર.

૩૫. એક આપેલી સંખ્યામાં બીજી આપેલી સંખ્યા કેટલીવાર રહેલી છે, અથવા એક આપેલી સંખ્યામાંથી બીજી આપેલી સંખ્યા જેવડાં કેટલા ભાગ થઈ શકેછે તેને તથા તે શોધી કહાડવાની કૃતિને ભાગાકાર કહેછે.

જે રકમને ભાગવાના હોય તેને **ભાજ્ય** કહે છે.

જે રકમ વડે ભાગવાના હોય તેને **ભાજકાંક** કહે છે.

ભાજ્યને ભાજકાંકે ભાગતાં જે બાકી વધે તેને **શેષ** કહેછે.

ટીકા:—જેમ સરવાળાથી ઉલટી બાદબાકીછે તેમ ગુણાકારથી ઉલટા ભાગાકાર છે. કાંઈ બે સંખ્યાઓનો ગુણાકાર અને તે બેમાંની એક સંખ્યા એટલું આપેલું હોય તો બીજી રહેલી સંખ્યા આપણે ભાગાકારથી શોધી કહાડીએ છીએ.

૩૬. (૨૫ પ્ર૦) ગુણકાંક સાદી સંખ્યા જોઇએ, અને ઉપર કહ્યા પ્રમાણે ભાગાકાર અને ભાજકાંકનો ગુણાકાર ભાજ્યની બરોબર છે; માટે એ સ્પષ્ટ છે કે ભાગાકાર અને ભાજકાંક એ બેમાંથી એક સાદી સંખ્યા જોઇએ. જેમકે ૪૫ રૂપીઆમાંથી ૯ રૂપીઆ જેવડા કેટલા ભાગ થશે? જવાબ ૫. આમાં ૫ એ સાદી સંખ્યા થઈ.

૩૭. પ્રત્યક્ષ પ્ર૦ બરોબર સંખ્યાઓને એકજ અથવા બરોબર સંખ્યાએ ભાગીએ તો ભાગાકાર બરોબર આવે છે. જેમકે:—$૮=૬+૨$ તો $૮÷૨=૬÷૨+૨÷૨$ થાય.

૩૮. બે સંખ્યાઓનો ભાગાકાર ભાજ્યના જુદાજુદા ભાગ કરી તે દરેક ભાગને ભાજકાંકે ભાગીએ, અને એ બધા ભાગાકારોનો સરવાળો લઇએ તેની બરોબર છે. જેમકે ૪૦ ના ચાર ભાગ ૧૬, ૧૨, ૮, ને ૪ કરીએ તો $૪૦÷૨=૧૬÷૨$

+૧૨÷૨+૮÷૨+૪÷૨=૮+૬+૪+૨=૨૦ થાય.

કેમકે ૪૦=૧૬+૧૨+૮+૪. બંને તરફ ૨ એ ભાગ્યા તો(૩૭ ૫૦) ૪૦÷૨=૧૬÷૨+૧૨÷૨+૮÷૨+૪÷૨=૮+૬+૪+૨.

૩૯. **રીતીઃ**—ભાજકાંક નાનો હોયતો, ભાજ્યની ડાબી તરફ એક કૌંસ કરી તેની પહેલાં ભાજક લખવો અને ભાજ્યની જમણી તરફથી એક કૌંસ કરી તેની પછી ભાગાકારના અંક મુકવા. ભાજકાંક બાદ જાય એટલા ભાજ્યની ડાબી તરફના અંક લેવા. તે અંકોમાંથી ભાજકાંક જેટલીવાર બાદ જતા હોય તે અંક ભાગાકારમાં લખવો. અને ભાજકને તે અંકે ગુણી ગુણાકાર ભાજ્ય સંખ્યાના લીધેલા અંકોમાંથી બાદ કરવો. બાકી વધે તેના ઉપર ભાજ્યનો આગળનો અંક લેવો. એ નવો ભાજ્ય ગણી તેમાંથી જેટલીવાર ભાજક બાદ જાય તે અંક ભાગાકારમાં બીજો મુકવો; અને એ બીજા અંકે ભાજકાંકને ગુણી, ગુણાકાર નવા ભાજ્યના અંકોમાંથી બાદ કરવો. જો એ નવા ભાજ્યમાંથી ભાજકાંક બાદ ન જાય તો તેની જગા ખાલી બતાવવાને ભાગાકારમાં શૂન્ય મુકવું; અને શેષ ઉપર વળી બીજો અંક લેવો. એ પ્રમાણે બધા અંક પુરા થાય ત્યાંહાં સુધી કરતા જવું; છેવટે શેષ વધે તો ભાગાકારની હારમાં એક લીટી દોરી. તે લીટીની ઉપર શેષ અને નીચે ભાજક મુકી દેવો.

```
૯)૫૬૭૦૩૫(૬૩૦૦૩
  ૫૪
  ---
   ૨૭
   ૨૭
   -----
   ૦૦૦૩૫
      ૨૭
    -----
        ૮
```

કારણઃ—ભાજ્ય ૫૦૦૦૦૦+૬૦૦૦૦+૭૦૦૦+૩૦+૫છે માટે એ દરેક ભાગને ૯ એ ભાગી, બધા ભાગાકારોનો સરવાળો લઈશું તો તે (૩૮ ૫૦) ૫૬૭૦૩૫ ને ૯ એ ભાગીએ તેની બરોબર થશે. હવે ભાજ્યના અંક પાંચમાંથી ૯ બાદ નથી જતા માટે ૫ ઉપર છ લીધા તો ૫૬ દશ હજાર થયા. તેમાંથી ૬ દશહજાર વખત ૯ બાદ જાય છે, માટે ૬

ને ભાગાકારમાં દશ હજારના સ્થાનમાં લખીને ૫૬માંથી ૯×૬ =૫૪ બાદ કર્યા તો બાકી ૨ દશ હજાર રહ્યા; તે ઉપર ૭ લીધા તો ૨૭ હજાર થયા. તેમાંથી ૩ હજાર વખત ૯ બાદ જાયછે, માટે ૩ ને ભાગાકારમાં હજારને સ્થાને મુક્યા, અને ૨૭ માંથી ૩×૯=૨૭ બાદ કર્યા, તો ૦ હજાર રહ્યા. તે ઉપર મીંડું ચઢાવ્યું તો ૦ સો થયા, તેમાંથી ૯ બાદ નથી જતા માટે ભાગાકારમાં સોની જગ્યા ખાલી બતાવવાને ૦ મુક્યું. પછી દશકનો અંક ૩ લીધો તેમાંથી પણ ૯ બાદ નથી જતા, માટે ભાગાકારમાં દશકની જગ્યા ખાલી બતાવવાને ૦ મુક્યું. પછી ૩ ઉપર ૫ એકમ લીધા. તો ૩૫ એકમ થયા, તેમાંથી ૩ એકમ વખત ૯ બાદ જાય છે; માટે ૩ ને ભાગાકારમાં એકમની જગ્યાએ લખી ૩૫ માંથી ૩×૯=૨૭ બાદ કર્યા તો ૮ શેષ રહ્યા. માટે ૬,૩૦૦૩ ૮/૯ આ ભાગાકાર આવ્યો.

ટીકાઃ—મહાવરાથી સહેલી બાદબાકી અને ગુણાકાર મોઢેથી કરતાં આવડે ત્યારે ઉપર પ્રમાણે ન કરતાં ભાજ્ય નીચે એક લીટી દોરી ભાગાકાર લખવો. અને ગુણાકાર બાદબાકી મોઢેથી કરવાં. જેમકે ઉપરનો દાખલોઃ—

૯)૫૬,૭૦૩૫

૬,૩૦૦૩ ૮/૯ આ રીતે થાય છે.

ભાગાકાર ડાબી તરફથી શરૂ કરવાનું કારણઃ—ભારે સ્થાનના અંકને દશે ગુણવાથી તે અંક તેની પાસેના હલકા સ્થાનમાં આવે છે. હવે કોઈ સ્થાનના અંકમાંથી ભાજક બાદ નજાય તો તે અંકને હલકા સ્થાનમાં લાવીશું એટલે તે બાદ જશે માટે સુગમ પડવાને ભાગાકાર ડાબી તરફથી શરૂ કરવામાં આવે છે. ભાજ્યના દરેક અંકને ભાજકાંકે ભાગતાં ૦ શેષ વધે તો તે ભાગાકાર જમણી તરફથી પણ થઈ શકે, જેમકેઃ—

૨)૮૮૬૨૪ આમાં ૪ એકમને ૨ એ ભાગ્યા તો ૨ એ-
૨ કમ આવ્યા. ૨ દશકને ૨ એ ભાગ્યા તો ૧
૧૦ દશક આવ્યો. ૬ શતકને ૨ એ ભાગ્યાં તો ૩
૩૦૦ શતક આવ્યા. ૮ હજારને ૨ એ ભાગ્યા તો
૪૦૦૦ ૪ હજાર આવ્યા. અને ૮ દશ હજારને ૨
૪૦૦૦૦ એ ભાગ્યા તો ૪ દશ હજાર આવ્યા. પછી
૪૪૩૧૨ તે બધાનો સરવાળો ૪૪૩૧૨ થયો તે (૩૮ પ્ર૦)
૮૮૬૨૪ને ૨ એ ભાગીએ તેની બરોબરજ થાય.

ભાગાકારમાં શેષ ઉપર એક એક અંક ચઢાવીએ છીએ તેનું કારણ:—આપણી સંખ્યાનો પાયો દશનો છે, માટે જે શેષ વધે તેને તેની પાસેના હલકા સ્થાનમાં લાવવાને ૧૦ એ ગુણવા પડે છે. અને તે ગુણીએ ત્યારે (૩૨ પ્ર૦) છેવટે મીડું આવે. પછી આગળનો અંક મેળવીએ તો મીડાને ઠેકાણે તે અંક આવશે. માટે એકદમ તે અંકજ ચઢાવીએ છીએ. જ્યારે શેષમાં પાણ્યો આવે છે, ત્યારે ૧૦ એ ગુણ્યા વગર ચાલતુંજ નથી.

## મનોયત્ન ૮.

| | |
|---|---|
| (૧) ૪૦૭૬૧૧૮૪÷૨ | (૨) ૨૦૬૪૮૭૧૨÷૩. |
| (૩) ૫૨૯૭૩૬૦÷૪ | (૪) ૫૧૨૪૫૬૮૫÷૫. |
| (૫) ૯૧૦૨૧૮૬÷૬. | (૬) ૪૨૦૬૭૮૩÷૭. |
| (૭) ૭૮૧૨૦૯૦૪÷૮. | (૮) ૨૫૯૪૮૬૨÷૯. |
| (૯) ૪૨૯૮૬૦૦÷૧૦. | (૧૦) ૭૬૬૩૧૫૨÷૧૨. |
| (૧૧) ૧૨૩૪૫૬૭૮૦÷૧૫. | (૧૨) ૨૦૦૬૧૬૨÷૧૬. |
| (૧૩) ૫૮૭૦૫૨૩૩÷૧૭. | (૧૪) ૪૫૪૯૭૫૭૧÷૧૯. |
| (૧૫) ૯૧૨૨૫૬૩૬૨÷૧૮. | (૧૬) ૯૨૦૦૩૨૭૦૦÷૨૦. |

---

૪૦. ભાજકાંકના અવયવો નિકળતા હોય, તો ભાજ્યને પ્રથમ એક અવયવે ભાગવો; ભાગાકાર આવે તેને બીજા અવયવે ભાગવો; એમ જેટલા અવયવ હોય ત્યાંસુધી કરતા જવું.

દા. ૯૪૭ ને ૪૮ એ ભાગો.

આમાં ૪૮ ના બે અવયવ ૬ ને ૮ છે, માટે:—

૬)૯૪૯

૮)૧૫૮–૧  આ ૧૫૮ છક્કડાં ને ૧ એકમ આવ્યા.

૧૯–૬  આ ૪૮ જેવડા ૧૯ ભાગ અને ૬ છક્કડાં આવ્યાં.

એટલે ૯૪૯ ને ૪૮ એ ભાગતાં ૧૯ ભાગાકાર આવ્યો. અને ૬ છક્કડાં+૧ એકમ=૩૭ શેષ વધ્યા.

૪૧. આ ઉપરથી અવયવ કાઢીને કોઈ સંખ્યાએ ભાગતાં શેષ કેટલા વધ્યા તે શોધી કાઢવાને એવી રીત નિકળે છે કે:—જે અવયવ વડે ભાગતાં શેષ વધ્યા હોય તે શેષને, તે અવયવની પ-

હેલાંના બધા ભાજકાંકે ગુણવા. આ પ્રમાણે બધા શેષના ગુ- ણાકારનો સરવાળો લેવાથી જે આવે, તેટલા શેષ આપેલી સંખ્યાવડે ભાગતાં વધ્યા એમ સમજવું.

ટીકા:—ગુણાકારમાં ગુણકાંકની અંદર કોઈ સંખ્યા ઉમેરીને અથવા બાદ કરીને તેના અવયવ કઢાય છે, તેમ ભાગાકારમાં કંઈ થતુ નથી, તે સારી પેઠે યાદ રાખવું.

૪૨. ભાજકાંક ઉપર કેટલાંક મીડાં હોય તો મીડાં જેટલા ભાજ્યના જમણી તરફથી અંક કાપી નાખવા. તેથી રહે તેને મીડાં વગરના ભાજકાંકે ભાગવા. જે શેષ વધે તેના ઉ- પર ભાજ્યના કાપી નાખેલા અંક ચઢાવવા. એટલે તે આ- પેલે ભાજકાંકે ભાગતાં શેષ વધ્યા એમ સમજવું.

દા. ૨. ૨૮૭૩૫ એને ૮૦ એ ભાગો.

૮, ૦)૨૮૭૩,૫ આમાં ભાજકાંકમાં એક શૂન્ય છે, માટે
૩૫૯$\frac{૧૫}{૮૦}$ ભાજ્યનો છેલો અંક કાપી, ૨૮૭૩ ને ૮ એ ભાગ્યા, તો ૩૫૯ આવ્યા, અને એક શેષ વધ્યો. તેના ઉપર પાંચ ચઢાવ્યા તો ૧૫ થયા. માટે ૨૮૭૩૫ ને ૮૦ એ ભા- ગવાથી ૩૫૯ ભાગાકાર આવ્યો, અને ૧૫ શેષ વધ્યા.

કારણ ૮૦ ના અવયવ ૧૦ ને ૮ છે. માટે પ્રથમ ૨૮૭૩૫ ને ૧૦ એ ભાગીશુ તો ૨૮૭૩ દશક આવશે. અને ૫ એકમ વધશે. પછી ૨૮૭૩ દસકાને ૮ એ ભાગ્યા, તો દરેક ભાગ ૮૦ નો એવા ૩૫૯ ભાગ આવશે, ને એક દશક વધશે. એટલે (૪૧ પ્ર૦) ૧૦+૫=૧૫ શેષ આવશે.

## મનોયત્ન. ૯.

નીચેના ભાગાકાર અવયવ કહાડીને કરો.

(૧) ૮૨૯૭૮૫÷૨૮. (૨) ૪૫૧૨૨૬÷૩૫.

(૩) ૫૯૬૦૦૨÷૪૫. (૪) ૭૨૬૭૩૧૧÷૫૬.

(૫) ૪૭૪૬૧૨૫÷૬૩. (૬) ૯૮૬૭૧૦૪÷૭૫.

(૭) ૨૨૩૪૮÷૮૪. (૮) ૫૭૮૨૮૩૫÷૯૬.

(૯) ૫૭૨૪૮૩૫÷૧૦૮. (૧૦) ૭૧૮૨૯૩૫÷૧૧૨.

(૧૧) ૮૭૮૪૯૩૭÷૧૨૫. (૧૨) ૨૮૩૦૦૦૫૭૩÷૧૩૮.

| | |
|---|---|
| (૧૩) ૧૯૨૨૨૫૨૯÷૧૪૪. | (૧૪) ૩૨૪૦૪૮૫૫÷૧૫૬. |
| (૧૫) ૧૫૨૭૩૫૪૭૩÷૧૬૮. | (૧૬) ૮૧૭૨૬૩૫૫÷૧૯૨. |
| (૧૭) ૧૧૮૯૭÷૫૦. | (૧૮) ૨૭૮૫૬૭૧÷૭૦૦. |
| (૧૯) ૨૩૨૨૨૩÷૯૦. | (૨૦) ૫૬૭૮૯૦૧÷૨૮૦૦. |
| (૨૧) ૨૩૨૭૨૫૬૧÷૧૧૦૦. | (૨૨) ૩૫૩૭૫૨૬૦૧÷૧૨૫૦. |
| (૨૩) ૩૨૫૬૮૭૩૦૧÷૧૫૦૦. | (૨૪) ૧૭૨૭૩૫૮૭૧÷૧૬૦૦. |

---

૪૩. જ્યારે ભાજકમાં બે અથવા વધારે અંક હોય ત્યારે પણ ભાગાકાર કરવાની રીતતો ૩૯મી કલમમાં બતાવ્યા પ્રમાણેજ છે, પણ ભાગાકારનો અંક શોધી કાઢવામાં ફક્ત ફેરછે. તે નીચે પ્ર૦. ભાજકમાં જેટલા અંક હોય, તેટલા ભાજ્યમાંના ડાબી તરફથી લેવા. પછી જો ભાજ્યના લીધેલા અંક કરતાં ભાજક નાનો હોયતો ભાજ્યની ડાબી તરફના પહેલા અંકને ભાજકના ડાબી તરફના પહેલા અંકે ભાગી અજમાયશથી ભાગાકાર કહાડવો. જો ભાજ્યના લીધેલા અંક કરતાં ભાજક મોટો હોય તો, ભાજ્યનો એક અંક વધારે લેવો, અને પછી ભાજ્યની ડાબી તરફના બે અંકને ભાજકના ડાબી તરફના પહેલા અંકે ભાગી, અજમાયશથી ભાગાકારનો અંક શોધી કાઢવો. પછી તે અંક અને ભાજક એ બેનો ગુણાકાર ભાજ્યના લીધેલા અંકોમાંથી બાદ કરવો. જો ગુણાકાર ભાજ્ય કરતાં વત્તો આવે, તો અજમાયશથી શોધી કહાડેલા ભાગાકારમાંથી એક ઓછો કરવો. ને જો ભાજકાંક કરતાં શેષ વધારે રહે તો અજમાયશથી શોધી કાઢેલા ભાગાકારમાં એક ઉમેરવો.

દા. ૭૭૯) ૩૧૮૮૪૭૪૦(૪૦૯૩૦$\frac{૨૭૦}{૭૭૯}$ જવાબ.

```
૩૧૧૬
-----
  ૭૨૪૭
  ૭૦૧૧
  -----
   ૨૩૬૪
   ૨૩૩૭
   -----
     ૨૭૦
```

તાળો:—ભાજક અને ભાગાકારના ગુણાકારમાં શેષ ઉ૦ મેરીએ તે ભાજ્યની બરોબર થાય, તો જાણવું કે ઘૂખલો બરોછે. આનું કારણ ઉઘાડુંજ છે.

**મનોયત્ન ૧૦.**

(૧) ૩૨૫૬૩૨÷૩૭. (૨) ૧૫૦૦૮૦૫÷૪૩.
(૩) ૮૭૨૨૨૮૭÷૫૯. (૪) ૧૧૧૨૩૪૫÷૬૭.
(૫) ૩૪૪૭૬૧૨૦૩÷૨૦૯૧(૬) ૫૦૬૭૮૨૪૯૩÷૨૧૯૬.
(૭) ૩૦૪૭૬૨૮૧૫÷૪૯૬૭(૮) ૧૭૮૬૨૩૦૪૭÷૨૦૦૫.
(૯) ૩૯૬૮૯૦૧૫÷૬૮૭૬(૧૦) ૧૫૨૧૮૧૨૫૫÷૫૫૩૭.
(૧૧) ૨૨૧૪૩૨૯૩÷૩૨૫૮.(૧૨) ૨૦૩૫૩૪૧૦૭÷૬૨૮૪.

૧૩. ૯૬ પેનો ચાર છોકરાએ વેંચી લીધી, તો એક એકને કેટલી આવી?

૧૪. ૨૫૨ છોકરાના સાત સરખા વર્ગ કરીએ, તો એકેક-માં કેટલા આવે?

૧૫. ૧૪ ચોરોએ ૬૩૪૨ રૂ. લુટમાં મેળવ્યા, તો એકેકને કેટલા આવશે?

૧૬. એક કંપનીમાં રૂ.૪૨૪૩૪ નફો થયો તે ૯૮ ભા-ગીદારોને વેંચી આપો.

૧૭. ૧૩૫ પોળમાં સરખાં માણસ રહેછે ને બધી વસ્તી ૧૬૨૦૦ માણસની છે તો દરેક પોળમાં કેટલાં માણસ હશે?

૧૮. એક રાજાને ૨૭૩૫૦ ઘોડેસ્વારનો ૪૩૭૬૦૦ રૂપીઆ પગાર આપવો પડેછે. બધાનો પગાર સરખો છે તો એકેક જણનો પગાર કેટલો હશે?

૧૯. ૩૪૫૦૧૬ રૂપીઆની ૪૨૭ ઢગલીઓ કરવી હોય તો એકેકમાં કેટલા નાખવા પડશે?

૨૦. એક રાજાને ૪૫ પ્રગણાં છે, ને તેને તાબે ૬૪૦૦ શિપાઈ છે તો દરેક પ્રગણાને ભાગ કેટલાં માણસ આવશે?

૨૧. ૪૩૮૭૭૬ રૂપીઆમાંથી દરેક માણસને ૫૭૯૬ રૂપીઆ આપીએ તો તે કેટલાં માણસને અપાય?

૨૨. એક ગામમાં ૧૧૨૬૭૦૫ માણસની વસ્તી છે;

અને દરેક ઘરમાં ૧૯ માણસો રહે છે ત્યારે તે શેહેરમાં કેટલાં ઘર હશે?

## મનોયત્ન ૧૧. ( પરચુરણ દાખલા.)

૧. બાર લાખ, બાર હજાર, બારસે, અને બાર લખો.

૨. ૫૦૯ હજાર, ૨૦૯ દશક, અને ૧૧ લખો.

૩. ૩૪૫ કરોડના કેટલા લાખ થાય? અને કેટલા સો થાય? અને એ બેમાંથી વધારે સંખ્યા કોની અને કેટલી?

૪. પાંચસે પીસ્તાળીસ લાખ અને પાંચસે લખો.

૫. ૩૫૫ હજાર વત્તા કે ત્રણ લાખ પચાસ હજાર વત્તા?

૬. એક સંખ્યા નવ મેવડા મુકીને, અને બીજી ૧ ના ઉપર નવ મીડાં મુકીને લખો; પછી તે બે સંખ્યાઓ વાંચી બતાવો; અને તે બેની વચે ફેર કેટલો તે કહો.

૭. ૯૯ લાખ, ૯૯ હજાર, ૯૯ સે, ૯૯ લખો.

૮. ત્રણસે પચીસ લાખ, અને પચીસ લાખ ત્રણસે એ બેમાંથી કઈ રકમ મોટી છે, અને કેટલી?

૯. ૧૧૫ લાખ, ૧૧૫ હજાર, ૧૧૫ સે, અને એકસો પંદર, માંડી દેખાડો.

૧૦. કોઇ બે સંખ્યાઓનો સરવાળો, ૭૮૫૮૦૦૩ છે, અને તે બેમાંની એક સંખ્યા ૨૬ ૦૦૩ છે, તો બીજી કેટલી હશે?

૧૧. કોઈ અધિકાંક અને બાધાંકની બાદબાકી ૧૬૭૨૫ છે, અને અધિકાંક ૧૩૮૫૬૦૩૬૦૮ છે, તો બાધાંક કેટલો હશે?

૧૨. ૪૨૩૦૫ અને ૭૦૨૭ નો સરવાળો અને બાદબાકી કરો. અને એ સરવાળાને બાદબાકીએ ગુણો અને ભાગો.

૧૩. એક નિશાળમાં ૩૧૫ છોકરા હતા. તેમાં દર મહિને ૩૮ આવ્યા અને ૨૫ ઉઠી ગયા; એમ લાગટ ૭ મહિના સુધી થયું, તો આખરે તેમાં કેટલા છોકરા રહ્યા?

૧૪. ગુણ્ય અને ગુણકાંકનો ગુણાકાર ૭૮૪૦૮૯૭૬૬૦૨ છે, અને ગુણ્ય ૧૯૫ છે, તો ગુણકાંક કેટલો હશે?

૧૫. ૫૩ આંબા ઉપરથી ૧૮૫૫ મણ કેરીઓ ઉતરી, તો એક એક આંબે સરેરાશ કેટલી પડી?

**૧૬.** એક ગામમાં ૨૬૮૫૦ માણસની વસ્તીછે, તેમાંથી દર વરસે ૫૭૦ માણસો મરી જાય છે, અને ૯૩૯ જન્મે છે; તો ૧૫ વરસ પછી તે ગામની વસ્તી કેટલી થશે?

**૧૭.** એક માણસને ૨૦ વરસની ઉમરે એક છોકરો અવતર્યો; પછી ત્રણ ત્રણ વરસે એક, એમ કુલ ચાર છોકરા થયા. હવે સૌથી નાના છોકરાની ઉમર ૨૩ વરસની થઈ,ત્યારે બાપની, અને સૌથી મોટા છોકરાની ઉમર કેટલી હશે?

**૧૮.** એક ખેડુતને દર વરસે ૩૪૫ મણ અનાજ પાકે છે; તેમાંથી ૭૦ મણ ખાવા રાખીને બાકીનું વેચી મારેછે, તો ૧૭ વરસમાં તેણે કેટલું વેચ્યું અને કેટલું ખાવા રાખ્યું?

**૧૯.** એક કાગળનાં ૪૮ પૃષ્ટ પડે, એવા ૨૬૮૮૦ કાગળ છે; તેમાંથી ૨૪૦ પૃષ્ટ નો કેટલી ચોપડીઓ બંધાશે?

**૨૦.** દરેક ટોપલીમાં ૨૫૫ દાડમ છે, એવી ૫૨ ટોપલીઓ વેચવા આપી;પણ તે દરેકમાં ૨૫ પચીસ દાડમ પાછાં આવ્યાં. ત્યારે કુલ કેટલાં દાડમ ખપ્યાં અને કેટલાં બાકી રહ્યાં?

**૨૧.** ભાજ્ય અને ભાજકાંકનો ભાગાકાર ૫૪૭૯ છે, ભાજ્ય ૨૯૧૩૭૦૬૨ છે, અને શેષ ૫૨૧૯ છે, તો ભાજકાંક કેટલો હશે?

**૨૨.** એક વખારમાં ૭૮૫૬ કેરીઓ હતી તેમાંથી દરેક માણસને ૧૩ તેર આપતા ગયા, તો છેવટે ૪ કેરીઓ વધી, ત્યારે તે કેટલાં માણસોને આપી હશે?

**૨૩.** એક છાપરા ઉપર ગોઠવવાને નાળો આણી; તે-માંથી ૨૫૮ ની એક હાર એવી ૧૦૭ હારો ગોઠવી તારે ૨૪૫ નાળો રહી તો મુળ નાળો કેટલી હશે?

**૨૪.** એક માણસ ૨૬ વરસે પરણ્યો. સ્ત્રી ૧૫ વરસની થઈ ત્યારે તેને છોકરો આવ્યો.હવે છોકરો વીસ વરસનો થયો ત્યારે બાપને ૫૩ વરસ થયાં, તો લગ્ન વખતે સ્ત્રીની ઉમર કેટલી?

**૨૫.** સંવત ૧૭૬૮ માં એક માણસ જન્મ્યો; વીસ વરસ પછી તેનું લગ્ન થયું, અને લગ્ન થયા પછી ૧૦ વરસે છોકરો થયો. ત્યારે તે છોકરાનો જન્મ કઈ સાલમાં થયો હશે?

૨૬. એક કુટુંબમાં ૧૦ પુરૂષ, ૧૨ સ્ત્રીઓ અને ૧૬ છોકરાં હતાં;તેમાં દરેક પુરૂષનું ૪,દરેક સ્ત્રીનું ૩,અને દર છોકરાનું ૨, રૂપીઆ દર મહિને ખરચ થતું હતું.ત્યારે આખા કુટુંબના પોષણને વાસ્તે દર એક મહિને કેટલા રૂપીઆ જોઇએ?

૨૭. એક ભારામાં ૮૫ ઘાસની પુળી બંધાય છે.હવે એક ઘાસની ગંજીવાળાએ એકાવન હજાર પુળા લઈ એકેકના બબે બાંધ્યા, ને પછી તેના ભારા બાંધ્યા તો તે કેટલા હશે?

૨૮. છોકરાને સરેરાશ ૩ કેળાં જોઇએ, બાયડીને ૫ અને પુરૂશને ૬.તો એક નાતના મેળાવડામાં ૮૨૫ મરદ,૬૮૯ બાઈડીઓ અને ૯૯૭ છોકરાં છે, તેમને માટે કેટલાં કેળાં લાવવાં?

૨૯. ગાયને રોજની ૮ પુળી, તેથી બમણી બળદને, અને ત્રમણી ઘોડાને જોઇએ છીએ; તો એક રાજાને ત્યાં ૭૫ ગાયો, ૬૨૫ ઘોડા,ને ૧૨૨ બળદ છે,તે બધાને કેટલી પુળી રોજ જોઇએ?

૩૦. એક જણે બકરી રાખી તેનાં બધાં મળીને ૧૪ બચ્ચાં ઉછર્યાં;તે દરેકનાં બાર બાર,ને પાછાં તે દરેકનાં દશ દશ ઉછર્યાં. તો બધાં મળીને કેટલાં થયાં?ને જો દરેકને ૩ રૂપીએ વેચે, તો તેને કેટલા રૂપીઆ ઉપજે વારૂ?

---

## ત્રિરાશી.

કેટલાંએક પરિમાણો એક બીજાની સાથે પ્રમાણમાં વધે છે અથવા ઘટે છે. બજારમાં જો કીમત વધારે આપીએ તો માલ વધારે આવશે, અને ઓછી આપીએ તો ઓછો આવશે. મતલબ કે કીમતના પ્રમાણમાં માલ આવે છે.જો એક પૈસાનાં બે કેળાં મળે તો બે પૈસાનાં ૪,ત્રણનાં ૬,ચારનાં ૮, એ પ્રમાણે મળશે એ ઉઘાડુંજ છે. એક પૈસાની જેટલી કેરીઓ આવે તેના કરતાં દશ પૈસાની દશગણીજ આવે.

૬૪. ત્રણ પદ આપેલાં હોય તે ઉપરથી ચોથું પદ અથવા જવાબ શોધી કહાડવાની રીતને **ત્રિરાશી** કહેછે.ત્રિ=ત્રણ અને

રાશી=પદ. ત્રણ પદ આપેલાં હોય છે માટે તેને ત્રિરાશી નામ આપ્યું છે. ઘણું કરીને વ્યવહારી કામના બધા હિસાબમાં ત્રિરાશીનું કામ પડેછે.

આપેલા ત્રણ પદોમાંનાં બે એક જાતનાં હોયછે, અને બાકીનું ત્રીજું જુદી જાતનું હોયછે. જવાબ એ ત્રીજા પદની જાતનો આવે છે. એક જાતનાં બે પદોમાંથી એકના કરતાં બીજું જેટલા ગણું હોય, તેટલા ગણો ત્રીજા પદ કરતાં જવાબ આવે. જેમકે એક પૈસાનાં ૪ કેળાં મળે તો પાંચ પૈસાનાં કેટલાં મળશે? આમાં એક પૈસાને ઠેકાણે એકથી પાંચ ગણા પૈસા લીધા,તો પૈસાનાં કેળાં (૪) કરતાં પાંચગણાં કેળાં (૨૦) આવવાં જોઇએજ. એને લખવાની રીત નીચે પ્રમાણે છે.

| પૈસો | | પૈસા | | કેળાં | | કેળાં |
|---|---|---|---|---|---|---|
| ૧ | : | ૫ | :: | ૪ | : | ૨૦ |

પહેલાં બે પદો **પ્રમાણપદો** કહેવાય છે. ત્રીજું **ઇચ્છાંક**, અને ચોથુ **ઈચ્છાફળ** કહેવાય છે. પહેલાને **આદી** બીજાને **મધ્ય** અને ત્રીજાને **અંત્ય** પદ પણ કહે છે.

ટીકાઃ—જો બે પદો એકજ જાતનાં ન હોય તો હિસાબ થાય નહી.જેમકે "એક પૈસાની ૩કેરીઓ તો ૫ કેળાંની કેટલી કેરીઓ"આમાં પૈસો અને કેળાં જુદી જાતનાં છે, અને તેમનો કંઈ સંબંધ આપ્યો નથી, માટે આ દાખલામાં કંઈ અર્થજ નથી. તેમજ જવાબ જો ત્રીજા પદની સાથે મળતો ન માગ્યો હોયતો પણ હિસાબ થવાનો નહિ. જેમકે "એક પૈસાની ત્રણ કેરીઓ તો પાંચ પૈસાનાં કેટલાં કેળાં?" આમાં કેરીઓ અને કેળાં જુદી જાતનાં છે, અને તેમનો કંઈ સંબંધ કહ્યો નથી, માટે ૫ પૈસાનાં કેટલાં કેળાં તે કંઈ માલુમ પડવાનુંજ નહીં.

૪૫. આપેલાં ત્રણ પદો ઉપરથી જવાબ કહાડવાની રીતઃ—આપેલા ત્રણ પદોમાંથીજવાબનેમળતું પદ હોયતેત્રીજું

લખવું. પછી દાખલાના રૂપ ઉપરથી વિચાર કરી જોવું, કે એ ત્રીજા પદ કરતાં જવાબ વત્તો આવવાનો છે કે ઓછો. જો વત્તો આવવાનો હોય તો, બાકીનાં એકજ જાતનાં બે પદ રહ્યાં છે, તેમાંનું નાનું પહેલું લખવું, અને મોટું બીજે સ્થાને મુકવું. જો જવાબ ત્રીજા પદ કરતાં ઓછો આવવાનો હોય તો મોટું પહેલું લખવું, અને નાનું બીજે સ્થાને મુકવું. પછી બીજા અને ત્રીજા પદના ગુણાકારને પહેલા પદે ભાગવો, એટલે ભાગાકાર આવશે તે જવાબ.

દા. ૧. ૨૪ રૂપીઆનો ૯ મણ ગોળ આવે તો ૫૬ રૂપીઆનો કેટલો આવશે?

રૂ. રૂ. મ. આમાં જવાબને મળતું પદ ૯ મણ છે તે
૨૪ : ૫૬ : : ૯ ત્રીજું લખ્યું. પછી રૂ. ૨૪ નો ૯ મણ તો
૯ રૂ. ૫૬ નો વધારે ગોળ આવે એ સ્પષ્ટ છે.
૨૪)૫૦૪ માટે ૨૪ પહેલા અને ૫૬ બીજા લખ્યા.
જવાબ ૨૧ મણ પછી ૫૬×૯ ને ૨૪ એ ભાગ્યા તો ૨૧ મણ જવાબ આવ્યો.

દા. ૨. ૮ માણસો એક કામ ૧૫ દિવસમાં કરે, તો ૨૦ માણસો તેજ કામ કેટલા દિવસમાં કરશે.

મા. મા. દિ. આમાં જવાબને મળતું પદ દિવસનું
૨૦ : ૮ : : ૧૫ છે માટે ૧૫ ત્રીજું પદ લખ્યું હવે
૮ ૮ માણસો ૧૫ દિવસમાં કામ પુરૂ
૨૦)૧૨૦ કરે છે, પણ જો ૮ કરતાં વત્તાં મા-
જવાબ. ૬ દિવસ. ણસ લઇએ તો ૧૫ કરતાં ઓછા દિવસ લાગશે; કેમકે તેથી કામ વેંચાઈ જશે. અહીં ૨૦ માણસો છે માટે તેઓ ૧૫ કરતાં ઓછા દિવસમાં કરી રહેશે. અને તેથી ૨૦ પહેલું અને ૮ બીજું પદ લખ્યું પછી ૧૫×૮ ને ૨૦ એ ભાગ્યા તો ૬ દિવસ જવાબ.

**મનોપત્ર ૧૨.**

૧. ચાર ગજ લુગડાની કીમત ૧૨ આના પડે તો ૯૬ ગજ લુગડાની કીમત શી પડશે?

૨. ૫ શેર કેરીના ૯ પૈસા બેસે, તો ૩૦ શેરનું શું?

૩. ૩ ડગલાં ચાલવામાં ૫ હાથ જમીન થાય છે, તો તેવાંજ ૧૨૦૦ ડગલાં ચાલવાથી કેટલી જમીન થશે?

૪. એક માણસને ૭ દિવસની મજુરી રૂ. ૩ મળે, તો ૨૮ દિવસનું શું મળશે?

૫. ૭ પૈસાનાં ૧૦ દાડમ મળે, તો ૮૦ દાડમ લેવાને કેટલા પૈસા જોઇએ?

૬. બે આનાના કાગળ ૩ મહિના લખવાને ચાલે છે; તો એ પ્રમાણે ૧૨ મુાસમાં કેટલાના કાગળ જોઇએ?

૭. એક નિશાળમાં ૬૪ છોકરા હતા ત્યારે તેની ફી દર મહિને ૪ રૂપીઆ ઉપજતી, હવે તેજ પ્રમાણે ફી લેતાં બીજી નિશાળમાં કેટલા છોકરા હોયતો ૧૦ રૂપીઆ ફી ઉપજે?

૮. દર વરસે રૂ. ૨૫ ભાડું બેસે, તો ૩૬ વરસે કેટલું ભાડું આપવું પડે?

૯. એક નળના પાણીથી ૩ ઘડીમાં ૨૫ બેઢાં પાણી આવેછે. હવે તે નળનું પાણી એક દહાડો એટલે ૬૦ ઘડી સુધી એક હોજમાં આવ્યું, તો તે હોજમાં કેટલાં બેઢાં પાણી આવ્યું હશે?

૧૦. એક ગામ ૬ ગાઉ દૂર છે. ત્યાં જઇને એક માણસ ૧૫ કલાકમાં આવ્યો, અને તે ગામમાં એ ત્રણ કલાક રહ્યો હતો ત્યારે તે દર કલાકે કેટલું ચાલ્યો હશે?

૧૧. ૧૦ માણસો એક ખેતર ૧૨ દિવસમાં કાપે, તો ૧૫ માણસો તેજ ખેતર કેટલા દિવસમાં કાપશે?

૧૨. એક કાશદ ૨૫ ગાઉ બે દિવસમાં જાયછે, ત્યારે અહીંથી કાશી ૭૭૫ ગાઉ છે ત્યાં તે કેટલે દહાડે પોકશે?

૧૩. ૧૨ રૂ. મણના ભાવની ૨૦ મણ સાકરને બદલે ૫ રૂ. મણના ભાવની સોપારી કેટલી આપવી પડશે?

૧૪. એક દેવાળીએ પોતાની પુંજીના પ્રમાણમાં રૂ ૧૨૦૦ ના લેણદારને રૂ ૭૦૦ આપ્યા, તો એ પ્રમાણે રૂ ૯૦૦ ના લેણદારને શું મળશે?

૧૫. અ એ બ ના રૂ. ૧૮૦૦ આઠ મહિના સુધી ઉછીના રાખ્યા, તેના બદલામાં અ ના રૂ. ૨૪૦૦ બ કેટલા મહિના રાખે?

૧૬. ૧૮ માણસો એક ચોપડી ૧૫ દિવસમાં લખેછે.

હવે તે ચોપડી ૬ દિવસમાં પુરી કરવી હોય તો કેટલાં માણસો જોઇએ?

**૧૭.** ૩૨ મણ બોજો ૭૦ ગાઉ લેઈ જઇએ તો રૂ.૨૧ ભાડું બેસે; ત્યારે એટલોજ બોજો ૧૦૦ ગાઉ લેઈ જવામાં શું ખરચ થશે?

**૧૮.** ૨૦ પાઘડીઓ ૧૨ કારીગરે ૮ દિવસમાં બનાવી, તો ૩ દિવસમાં તેટલીજ પાઘડીઓ બનાવવાને કેટલાં માણસ જોઇએ?

**૧૯.** એક કુટુંબમાં ૧૦ માણસો છે; તેને ૧૨ મહિને ૧૨૦ મણ અનાજ જોઇએ છીએ; તો તેટલુંજ અનાજ ૧૫ માણસોને કેટલા મહિના ચાલશે?

**૨૦.** લોઢાના તારને વાસ્તે થાંભલા દાટવા છે. તે જો ૯૦ સાડ હાથને છેટે દાટીએ તો ૨૮૪ થાંભલા જોઇએ છીએ; પણ આપણી પાસે તો ફકત ૨૧૦ થાંભલા છે. ત્યારે એક એક કેટલે અંતરે મુકવો?

**૨૧.** એક માણસે ૨૫.મણ ઘી રૂ. ૩૮૫ માટે વેચ્યું; તો એજ ભાવે બીજું ૭૦ મણ ઘી છે તેનું શું ઉપજશે?

**૨૨.** ૪૧૬ નાળીએરની કીમત ૩૨૬ પડે છે, તો ૧૭૬ નાળીએરનું શું પડશે?

**૨૩.** ૨૧ અંગરખાનું શીવડામણ રૂ. ૫ બેસે તો એ પ્રમાણે એક માણસે રૂ. ૬૦ શીવડામણ આપ્યું, તેણે કેટલાં અંગરખાં શીવડાવ્યાં હશે?

**૨૪.** માદરપાટનાં ૩૦ થાન છે,તેમાંથી ૪ ગજની એક ચાદર કહાડીએ તો ૨૨૫ ચાદરો થાયછે; ત્યારે હવે ત્રણ ત્રણ ગજની એક ચાદર કરીએ તો તેમાંથી કેટલી ચાદરો નિકળશે?

## દ્રઢભાજક.

૪૬. જ્યારે એક સંખ્યા કોઈ બીજી સંખ્યાને કંઈ શેષ રહ્યા સિવાય ભાગે, ત્યારે તે પહેલી સંખ્યા બીજી સંખ્યાનો **નિઃશેષ ભાજક** કહેવાય છે, જેમકે ૨, ૩, ૪, ૬, અને ૧૨ એ બધા

૧૨ ના અથવા ૨૪, ૩૬ ઇ૦ ના નિઃશેષ ભાજક છે. ૫ એ ૧૫નો, અને ૬ એ ૩૦નો નિઃશેષ ભાજક છે. એક એ બધી સંખ્યાઓનો નિઃશેષ ભાજક છે.

૪૭. જ્યારે એક સંખ્યા બીજી સંખ્યાનો નિઃશેષ ભાજક હોય ત્યારે તે બીજી સંખ્યા પહેલીનો **ભાજ્ય** કહેવાય છે. ૧૨ એ ૩, ૪, અને ૬નો ભાજ્ય છે. ૧૫ એ ૫ નો ભાજ્ય છે.

ટીકાઃ—નિઃશેષ ભાજક અને ભાજ્ય એ બે ઉલટા સુબટી શબ્દ છે. એક સંખ્યા બીજીનો નિઃશેષ ભાજક હોય, તો તે બીજી તે નિઃશેષ ભાજકનો ભાજ્ય થવાનો. જેમ ૭ એ ૨૧નો નિઃશેષ ભાજક છે, તો ૨૧ એ ૭નો ભાજ્ય થાયજ. બધી પુર્ણાંક સંખ્યાઓ એકનો ભાજ્ય છે.

૪૮. જે સંખ્યા બે અથવા વધારે સંખ્યાઓમાંની દરેકનો નિઃશેષ ભાજક હોય તે, એ બધી સંખ્યાઓનો **સાધારણ નિઃશેષ ભાજક** કહેવાય છે. જેમકે ૮ એ ૭૨, ૮૦ અને ૯૬ માંની દરેકનો નિઃશેષ ભાજક છે, માટે તે એ ત્રણ સંખ્યાઓનો સાધારણ નિઃશેષ ભાજક કહેવાય. ૩ એ ૧૨, ૨૧, ૨૭ અને ૩૩ નો સાધારણ નિઃશેષ ભાજક છે.

૪૯. બે અથવા વધારે સંખ્યાઓનો જે મોટામાં મોટો સાધારણ નિઃશેષ ભાજક હોય તેને તે સંખ્યાઓનો **દૃઢભાજક** કહે છે. જેમકે ૨, ૩, ૪, ૬ અને ૧૨ એ દરેક ૩૬, ૬૦ અને ૭૨ એ ત્રણ સંખ્યાઓનો સાધારણ નિઃશેષ ભાજક છે; પણ તેમાં મોટામાં મોટો ૧૨ છે, માટે ૧૨ એ ૩૬, ૬૦, અને ૭૨ એ ત્રણનો દૃઢભાજક કહેવાય છે. ૧૯ એ ૫૭ અને ૯૫નો દૃઢભાજક છે.

૫૦. નીચેની બાબતો દૃઢભાજકની રીતનું કારણ જાણવાને કામની છે.

(૧) જો એક સંખ્યા બીજી સંખ્યાનો નિઃશેષ ભાજક હોય તો તે એ બીજી સંખ્યાના ગમે તે ભાજ્યનો પણ નિઃશેષભાજક થશે. ૬ એ ૨૪નો નિઃશેષ ભાજક છે. અને ૪૮, ૭૨,

૯૬, વગેરે ૨૪ના ભાજ્ય છે, તો તેમનો પણ ૬ નિઃશેષ ભાજક થશે. આ એક પ્રત્યક્ષ પ્રમાણ જેવું છે.

(૨) જો એક સંખ્યા બીજી બે સંખ્યાઓનો સાધારણ નિઃશેષ ભાજક હોય, તો તે એ બેના સરવાળા અથવા બાદબાકીનો પણ નિઃશેષ ભાજક થશે. ૩ એ ૧૫ અને ૯ નો સાધારણ નિઃશેષ ભાજક છે, તો તે ૧૫+૯=૨૪ અથવા ૧૫−૯=૬નો પણ નિઃશેષ ભાજક છે.

કારણ કે(૩૮ પ્ર૦)૧૫ અને ૯એ દરેક સંખ્યાને ત્રણેભાગી, ભાગાકારનો સરવાળો લઇએ, અથવા ૧૫ અને ૯નો સરવાળો લઈ તેને ત્રણે ભાગીએ તે એકજ છે. પણ ૧૫ અને ૯ને ત્રણે ભાગતાં કંઈ શેષ વધતા નથી, અને ભાગાકારનો સરવાળો ૫+૩ =૮ પૂર્ણાંક આવેછે, માટે ૧૫ અને ૯ના સરવાળા (૨૪)ને ૩ એ ભાગતાં પણ શેષ ન વધવા જોઇએ; અને ભાગાકાર તેજ ૮ પૂર્ણાંક આવવો જોઇએ. એજ પ્રમાણે બાદબાકીનુંપણ કારણછે.

(૩) ભાગાકારમાં જો એક સંખ્યા ભાજ્ય અને ભાજકાંકનો સાધારણ નિઃશેષ ભાજક હોય, તો છેવટે વધેલા શેષનો પણ તે નિઃશેષ ભાજક થશે. ૪ એ ૧૨ અને ૯૨ નો નિઃશેષ ભાજક છે. તો ૯૨ ને ૧૨ એ ભાગતાં ૮ શેષ વધ્યા, તેનો પણ તે નિઃશેષ ભાજક થયો. કારણ કે (૧લી બાબત પ્ર૦) ૪ એ ૮૪ નો નિઃશેષ ભાજક છે; અને તેથી તે (૨જી પ્ર૦) ૯૨−૮૪=૮નો નિઃશેષ ભાજક થયો.

(૪) ભાગાકારમાં જો એક સંખ્યા ભાજકાંક અને શેષનો નિઃશેષ ભાજક હોય તો તે, ભાજ્યનો પણ નિઃશેષ ભાજક થશે. ઉપરનાજ દાખલામાં ૪એ ૧૨ અને ૮નો નિઃશેષ ભાજક છે તો તે ૯૨ નો પણ છે. કેમકે ૪ એ ૧૨નો નિઃશેષ ભાજક છે, એટલે તે ૮૪નો નિઃશેષ ભાજક થયો. અને તેથી (૨જી બા. પ્ર૦) ૮૪+૮=૯૨ નો પણ તે નિઃશેષ ભાજક થયો.

(૫) ભાજકાંક અને શેષનો જે મોટામાં મોટો સાધારણ નિઃશેષ ભાજક એટલે દૃઢભાજક, તેજ ભાજ્ય અને ભાજકાંકનો પણ દૃઢભાજક છે. ૬૮ ને ૧૨ એ ભાગતાં ૮ શેષ વધે છે; અને ૪ એ ૮ અને ૧૨ નો દૃઢભાજક છે, તો ૪ એ ૬૮ અને ૧૨ નો પણ દૃઢભાજક છે.

કારણકે(૪થીબા૦ ઉપરથી)ભાજકાંક અને શેષનો જે સાધારણ નિઃશેષ ભાજક, તેજ ભાજકાંક અને ભાજ્યનો પણ સાધારણ નિઃશેષ ભાજક છે. અને(૩જી ઉપરથી)ભાજ્ય અને ભાજકાંકનો જે સાધારણ નિઃશેષ ભાજક, તેજ ભાજકાંક અને

શેષનો સાધારણ નિઃશેષ ભાજક છે. માટે ભાજકાંક અને શેષનો જે મોટામાં મોટો નિશેષ ભાજક અથવા દ્રઢભાજક, તેજ ભાજકાંક અને ભાજ્યનો પણ દ્રઢભાજક થવાનો.

૫૧. કોઈ પણ બે સંખ્યાઓનો દ્રઢભાજક કહાડવાનીરીતઃ- મોટી સંખ્યાને નાની સંખ્યાએ ભાગવી.ભાગતાં જે શેષ વધે તે વડે પહેલા ભાજકાંકને ભાગવો;તેથી જે શેષ વધે તે વડે બીજા ભાજકાંકને ભાગવો;એ પ્રમાણે શૂન્ય શેષ આવે ત્યાં સુધી ભાગતાં જવું, એટલે છેલો ભાજકાંક દ્રઢભાજક થશે.

દા. ૧ ૪૫૯ અને ૧૯૧૭ નો દ્રઢભાજક કહાડો.

```
૪૫૯)૧૯૧૭(૪
    ૧૮૩૬
    ----
      ૮૧)૪૫૯(૫
         ૪૦૫
         ---
          ૫૪)૮૧(૧
             ૫૪
             --
             ૨૭)૫૪(૨
                ૫૪
                --
```

૧૯૧૭ ને ૪૫૯ એ ભાગતાં ૮૧ શેષ વધ્યા; ૪૫૯ ને ૮૧ એ ભાગતાં ૫૪ શેષ વધ્યા; ૮૧ ને ૫૪ એ ભાગતાં ૨૭ શેષ વધ્યા, અને ૫૪ ને ૨૭ એ ભાગતાં શૂન્ય વધ્યું. માટે ૨૭ એ ૧૯૧૭ ને ૪૫૯ નો દ્રઢભાજક થયો.

કારણ કે(૫૦(૫)પ્ર૦) ૮૧ અને ૪૫૯ નો જે દ્રઢભાજક તે ૪૫૯ અને ૧૯૧૭નો દ્રઢભાજક છે.પણ(૫૦(૫)પ્ર૦) ૮૧ અને ૪૫૯ નો દ્રઢભાજક તે ૫૪ અને ૮૧ નો દ્રઢભાજક છે.માટે ૫૪ અને ૮૧નોદ્રઢભાજક તેજ ૪૫૯ અને ૧૯૧૭નોદ્રઢભાજક થયો. પણ વળી ૫૪ અને ૮૧નો દ્રઢભાજક તે ૫૪ અને ૨૭ નો દ્રઢભાજક છે, માટે ૫૪ અને ૨૭ નો દ્રઢભાજકતે ૧૯૧૭ અને ૪૫૯નો દ્રઢભાજક છે. પણ ૫૪ અને ૨૭ નો દ્રઢભાજક ૨૭છે, કેમકે ૨૭થી બીજી કોઈ મોટી સંખ્યા નથી. કે જે ૨૭ અને ૫૪ નો સાધારણ નિઃશેષ ભાજક થાય. માટે ૧૯૧૭અને ૪૫૯ નો દ્રઢભાજક ૨૭ થયો.

૫૨. ત્રણ અથવા વધારે સંખ્યાઓનો દ્રઢભાજક કહાડવાની રીતઃ-પ્રથમ બે સંખ્યાઓનો દ્રઢભાજક શોધી કહાડવો.પછી એ દ્રઢભાજક અને આપેલી ત્રીજી સંખ્યા એ બંનેનો દ્રઢભાજક શો-

થી કહાડવો. પછી એ નવો દૃઢભાજક અને આપેલી ચોથી સંખ્યા એ બેનો દૃઢભાજક શોધી કહાડવો. એ રીતે જેટલી સંખ્યાઓ આપી હોય ત્યાં સુધી કરતાં જવું, એટલે છેલો દૃઢભાજક આવશે તે બધી સંખ્યાઓનો દૃઢભાજક થશે.

દા. ૨. ૧૨૮, ૪૮૪, અને ૩૪ નો દૃઢભાજક કેટલો?

૧૨૮)૪૮૪(૩
૩૮૪
૧૦૦)૧૨૮(૧
૧૦૦
૨૮)૧૦૦(૩
૮૪
૧૬)૨૮(૧.
૧૬
૧૨)૧૬(૧
૧૨
૪)૧૨(૩
૧૨
૦૦

૪)૩૪(૮
૩૨
૨)૪(૨
૪
૦

આમાં પહેલી બે સંખ્યાઓનો દૃઢભાજક ૪ આવ્યો અને ૪ તથા ૩૪ એ બેનો દૃઢભાજક ૨ છે, માટે ૨ એ ત્રણે નો દૃઢભાજક થશે.

૨ જવાબ.

કારણઃ—૧૨૮ અને ૪૮૪ નો દૃઢભાજક ૪ છે એટલે એ દરેક સંખ્યા ૪નો ભાજ્ય છે. માટે ૪ ના જે નિઃશેષ ભાજક તે ૧૨૮ અને ૪૮૪ નો સાધારણ નિઃશેષ ભાજક છે. અને તેથી ૪ અને ૩૪ નો મોટામાંમોટો સાધારણ નિઃશેષ ભાજક તેજ ૧૨૮, ૪૮૪ અને ૩૪નો મોટામાંમોટો સાધારણ નિઃશેષ ભાજક છે. પણ ૪ અને ૩૪ નો દૃઢભાજક ૨ છે; માટે ૧૨૮ ૪૮૪, અને ૩૪ નો દૃઢભાજક પણ ૨ થયો.

## મનોયત્ન ૧૩.

નીચેની સંખ્યાઓનો દૃઢભાજક કહાડો.

(૧) ૧૯૭૮ અને ૪૬૮૨. (૨) ૨૫૭૧ અને ૧૦૬૨૩.
(૩) ૨૯૬૪ અને ૮૦૨૪. (૪) ૬૪૩૭ અને ૧૧૩૦૩.
(૫) ૩૭૯૫ અને ૪૦૮૧. (૬) ૩૪૬૯ અને ૬૪૬૯.
(૭) ૧૬૫૧ અને ૧૫૭૩. (૮) ૨૭૧૪૬૯ અને ૩૦૫૯૯.
(૯) ૧૭૫૧ અને ૨૯૭૫. (૧૦) ૧૦૩૫૩ અને ૧૪૮૭૭.
(૧૧) ૫૬૩૭ અને ૫૮૯૧. (૧૨) ૨૭૫૨૦ અને ૧૧૭૮૨.

(૧૩) ૩૪૪૪ અને ૨૨૬૮. (૧૪) ૮૦૫૧૩૧૧ અને ૧૯૭૮.
(૧૫) ૧૨૪૨ અને ૨૩૨૩. (૧૬) ૨૮૮૪૧૫૪ અને ૩૧૩.
(૧૭) ૫૫૪૪ અને ૫૬૫૨. (૧૮) ૫૦૪૫૨૯૨ અને ૧૫૨૦.
(૧૯) ૪૦૬૭ અને ૨૫૭૩. (૨૦) ૩૯૬૫૧૫૪ અને ૬૯૧૪.

(૨૧) એક જણની પાસે ૬૪૦૦ અને બીજાની પાસે ૭૩૭૫ મોતી છે. બંનેને હાર ગુંથવા છે, એવી રીતે કે બધા હારમાં મોતી સરખાં આવે અને પછી કંઈ વધે નહિ. હવે જો વધારેમાં વધારે સરખાં મોતી લેઇને હાર ગુંથે તો દરેકને કેટલા હાર થશે, અને દરેક હારમાં કેટલાં મોતી આવશે?

(૨૨) એક ફોજમાં ૧૩૫૩૬ અને બીજીમાં ૨૩૧૪૮ માણસો છે. એ બેમાંથી વધારેમાં વધારે સરખાં માણસ લેઇને ટુકડીઓ કરીએ, એવી રીતે કે પછી કાંઇમાં એકે માણસ વધે ઘટે નહિ. ત્યારે દરેક ટુકડીમાં કેટલાં માણસ લેવાં; અને દરેક ફોજમાંથી કેટકેટલી ટુકડીઓ થશે?

(૨૩) ત્રણ વેપારીઓ પાસે જુદી જુદી પાઘડીઓની સંખ્યા હતી, તે તેમણે દરેક પાઘડીની વધારેમાં વધારે સરખી કીમત લેઇને વેચી. તેથી એક જણને ૧૯૨૫, બીજાને ૨૦૨૫, અને ત્રીજાને ૩૧૨૫ રૂપીઆ મળ્યા. તો દરેક પાઘડીની કીમત કેટલી, અને દરેકને કેટકેટલી પાઘડીઓ હશે?

(૨૪) મોટામાં મોટું કેટલા મણનું કાટલું હોય તો તેથી ૧૫૦, ૩૭૫, ૨૮૫, અને ૯૦ મણ જોખી શકાય?

## અવિભાજ્ય સંખ્યાઓ.

૫૩. જે સંખ્યાઓને ૧ એજ ફકત નિઃશેષ ભાજક છે તે **અવિભાજ્ય સંખ્યાઓ** કહેવાય છે. ૧ થી ૧૦૦ સુધી નીચે પ્રમાણે અવિભાજ્ય સંખ્યાઓ છે.

૧,૨,૩,૫,૭,૧૧,૧૩,૧૭,૧૯,૨૩,૨૯,૩૧,૩૭,૪૧,૪૩,૪૭,૫૩, ૫૯,૬૧,૬૭,૭૧,૭૩,૭૯,૮૩,૮૯,૯૭,

દરેક સંખ્યા અવિભાજ્ય છે, અથવા અવિભાજ્ય અવયવ થઈ શકે એવી હોય છે. જેમકે ૧૩ એ અવિભાજ્ય છે. ૧૫

એમાં અવિભાજ્ય અવયવ ૫ અને ૩ છે. ૪૨ ના અવિભાજ્ય અવયવ ૨, ૩, ૭ છે. ૪૨ ના કોઈ ૬ ને ૭ અવયવ કહાડે, પણ ૬ ના પાછા બે અવિભાજ્ય અવયવ નિકળી શકે છે.

૫૪. જે સંખ્યાઓના અવયવ નિકળે છે, તે **ભાજ્ય સંખ્યાઓ** કહેવાય છે. જેમકે ૪, ૬, ૯, ૧૦ ઇ૦

૫૫. જ્યારે કોઈ બે અથવા વધારે સંખ્યાઓને ૧ એજ ફકત સાધારણ નિઃશેષ ભાજક હોય, ત્યારે તે બે અથવા વધારે સંખ્યાઓ અરસ્પરસ અવિભાજ્ય સંખ્યાઓ કહેવાય છે. જેમકે; ૧૨ અને ૨૫ એ બંને ભાજ્ય સંખ્યાઓ છે. પરંતુ તે અરસ્પરસ અવિભાજ્ય છે. કેમકે ૧૨ અને ૨૫ ને કોઈ સાધારણ નિઃશેષ ભાજક નથી. તેમજ ૮, ૨૧ અને ૫૫ એ ત્રણે અરસ્પરસ અવિભાજ્ય છે.

૫૬. કોઈ પણ સંખ્યાના અવિભાજ્ય અવયવો કહાડવા હોય, તો તે સંખ્યાનો નિઃશેષ ભાજક હોય તેવી અવિભાજ્ય સંખ્યાએ તે સંખ્યાને ભાગવી. ભાગાકારનો નિઃશેષ ભાજક હોય તેવી અવિભાજ્ય સંખ્યાએ તે ભાગાકારને ભાગવો. એ પ્રમાણે છેવટે ભાગાકારમાં અવિભાજ્ય સંખ્યા આવે ત્યાં સુધી ભાગતાં જવું. એટલે આવેલો છેલો ભાગાકાર, અને બધા ભાજકાંક, એ આપેલી સંખ્યાના અવિભાજ્ય અવયવો થશે.

૬૧. ૩૯૦ ના અવિભાજ્ય અવયવો કયા છે ?

```
2)390
  ----
3)195
  ----
5) 65
  ----
   13
```

૧૩, ૫, ૩, અને ૨, એ ૩૯૦ ના અવિભાજ્ય અવયવો છે. } જવાબ.

૫૭. સંખ્યાઓના નિઃશેષ ભાજક શોધી કહાડવાની કેટલીક રીતો નીચે પ્રમાણે છે.

(૧) કોઈ સંખ્યાને છેડે એક શૂન્ય હોય તો તેને ૧૦ થી, બે હોયતો ૧૦૦ એ, અને ત્રણ હોય તો હજારે નિઃશેષ ભાગાય છે. આનું કારણ (૩૨ ઉપરથી) સ્પષ્ટ છે.

(૨) જે સંખ્યાનો છેલો આંકડો સમ એટલે બેકી અથવા શૂન્ય હોય તે સંખ્યાને ૨ એ નિઃશેષ ભગાશે. કારણ એકમના અંકને ૨ એ ભગાયા તો પછી દશક, શતક,ઈ૦ના અંકને તો ૨ એ ભગાયછેજ.

(૩) કોઈ સંખ્યાના છેલા બે અંકોને ૪ અથવા ૨૫ એ નિઃશેષ ભગાય, તો તે સંખ્યાને પણ ૪ અને ૨૫ એ નિઃશેષ ભગાશે. ૧૪૩૬ ને ૪ એ નિઃશેષ ભગાશે કેમકે ૩૬ ને ૪ એ ભગાય છે. તેમજ ૧૨૮૫૭૫ ને ૨૫ એ ભગાશે.

કારણઃ—છેલા બે અંકોનો ૪ અથવા ૨૫ નિઃશેષ ભાજક હશે તો પછી સોથી તો તે નિઃશેષ ભાજક છેજ.

(૪) કોઈ સંખ્યાના છેલા ત્રણ અંકોને ૮ અથવા ૧૨૫ એ નિઃશેષ ભગાય, તો તે સંખ્યાને પણ ૮ અથવા ૧૨૫ એ નિઃશેષ ભગાશે. ૩૨૫૬૧૪૪ ને ૮ એ નિઃશેષ ભગાય છે. કેમકે ૧૪૪ ને આઠે નિઃશેષ ભગાય છે. તેમજ ૨૫૬૭૫૦ ને ૧૨૫ એ ભગાયછે.

કારણઃ—છેલા ત્રણ અંકોને ૮ અથવા ૧૨૫ એ નિઃશેષ ભગાય તો પછી ૧૦૦૦ થી તો બધાને ભગાયછેજ.

(૫) કોઈ સંખ્યાના બધા અંકોના સરવાળાને પણ ૩એ અથવા ૯ એ નિઃશેષ ભગાય, તો તે સંખ્યાને પણ ૩ એ અથવા ૯ એ નિઃશેષ ભગાશે. ૪૫૩૬૩ ના અંકોના સરવાળા ૨૧ ને ૩એ નિઃશેષ ભગાય છે, માટે તે સંખ્યાને પણ ૩ એ નિઃશેષ ભગાશે. તેમજ ૫૬૭ ને ૯ એ ભગાશે.

કારણઃ—સાધારણ ભાગાકાર કરવાથી માલમ પડેછેકે, ૧ થી ૯ સુધીના કોઈ અકને ૩ અથવા ૯ એ ભાગતાં જેટલા શેષ વધે છે તેટલાજ, તે અંક ઉપર કેટલાંક મીડાં ચઢાવો તેને ૩ અથવા ૯ એ ભાગવાથી વધે છે. જેમકે ૧, ૧૦, ૧૦૦, ઈ૦ને ૩ અથવા ૯ એ ભાગવાથી ૧ વધેછે. ૮, ૮૦, ૮૦૦, ઈ૦ ને ૩ એ ભાગવાથી ૨, અને ૯ એ ભાગવાથી ૮ વધેછે. આ ઉપરથી માલમ પડે છે કે, ૫૬૭=૫૦૦+૬૦+૭ ને ૩ અથવા ૯ એ ભાગતાં જેટલા શેષ વધે તેટલાજ ૫+૬+૭ ને ભાગતાં વધે. અને ૫+૬+૭ ને ભા-

ગતાં શૂન્ય શેષ વધે તો ૫૬૭ ને ભાગતાં પણ શૂન્યજ વધે.

(૬) કોઈ સંખ્યાનો છેલો અંક ૫ અથવા મીંડું હોય તો તે સંખ્યાને ૫એ નિઃશેષ ભગાશે તે ઉઘાડુંજ છે.

(૭) કોઈ સંખ્યાનો છેલો અંક સમ એટલે બેકી હોય, અને તે સંખ્યાના બધા અંકોના સરવાળાને ૩ એ ભાગતા હોય તો તે સંખ્યાને ૬ એ નિઃશેષ ભગાય એ ખુલ્લું છે. ૬૫૪ ના અંકોના સરવાળા ૧૫ ને ૩ એ ભગાય છે, અને ૪ બેકી અંક છે, માટે ૬૫૪ ને ૬ એ નિઃશેષ ભગાયજ.

(૮) કોઈ પણ સંખ્યાના એકી એટલે વિષમસ્થળોના અંકોનો સરવાળો, બેકી એટલે સમ સ્થળોના અંકોના સરવાળાની બરોબર હોય; અથવા તે બે સરવાળાના અંતરને ૧૧ એ નિઃશેષ ભગાય, તો તે સંખ્યાને પણ ૧૧ એ નિઃશેષ ભગાશે. જેમકે ૬૫૩૪માં ૫+૪=૬+૩ છે માટે તેને ૧૧ એ ભગાય છે.

કારણઃ—સાધારણ ભાગાકાર કરવાથી માલમ પડે છે, કે બેકી નવડા વાળી સંખ્યાને, અને એકી નવડા વાળી સંખ્યામાં બે ઉમેરીએ તેને, ૧૧ એ નિઃશેષ ભગાય છે. જેમઃ—

૯૯ , ૯૯૯૯ , ૯૯૯૯૯૯ }
અને ૯+૨ , ૯૯૯+૨ , ૯૯૯૯૯+૨ } ને ૧૧ એ ભગાય છે.

અથવા ઉપરની સંખ્યાઓને જુદા રૂપમાં લખીએ તોઃ—

૧૦૦−૧ , ૧૦૦૦૦−૧ , ૧૦૦૦૦૦૦−૧ , ઇ૦ } ને ૧૧ એ
અને ૧૦+૧ , ૧૦૦૦+૧ , ૧૦૦૦૦૦+૧ , ઇ૦ } ભગાય છે

હવે ૬૫૩૪ એ સંખ્યામાં,

૬૦૦૦+૬=૬×(૧૦૦૦+૧)
૫૦૦−૫=૫×(૧૦૦−૧)
૩૦+૩=૩×(૧૦+૧)
અને ૪−૪=૦
} ને ઉપર પ્રમાણે તથા (૫૦ ૪૦) ૧૧ એ નિઃશેષ ભગાય છે.

માટે સરવાળો લેવાથી ૬૦૦૦+૫૦૦+૩૦+૪+૬−૫+૩−૪ ને (૫૦(૨) ૪૦) ૧૧ એ નિઃશેષ ભગાશે. અને તેથી જો ૬−૫+૩−૪=શૂન્ય અથવા ૧૧નો કોઈ ભાજ્ય હોય તો ૬૫૩૪ ને ૧૧ એ નિઃશેષ ભગાશે એ ઉઘાડુંજ છે.

ટીકાઃ—સાત અને બીજી સંખ્યાઓને વાસ્તે પણ રીતો છે પરંતુ તે ઘણી ગુંચવણ ભરેલી છે, માટે લખી નથી.

## મનોયત્ન ૧૪.

નીચેની સંખ્યાઓના અવિભાજ્ય અવયવો કહાડો.

| | |
|---|---|
| (૧) ૩૫૭; ૧૯૬. | (૨) ૨૧૬; ૬૯૩. |
| (૩) ૩૯૩૬; ૧૪૮૮. | (૪) ૫૪૮૧; ૨૫૨૦. |
| (૫) ૧૪૩૬૪; ૫૦૪૦. | (૬) ૩૯૨૭૦; ૭૭૭૦. |
| (૭) ૧૦૨૭; ૨૩૧૬૯. | (૮) ૭૧૨૮૬; ૧૦૦૮. |

## લઘુતમ સાધારણ ભાજ્ય.

જ્યારે એક સંખ્યા બીજી સંખ્યાનો નિઃશેષ ભાજક હોય, ત્યારે તે બીજી સંખ્યા પહેલી સંખ્યાનો ભાજ્ય કહેવાય છે, તે પહેલાં બતાવ્યું છે.

૫૮. જ્યારે બે અથવા વધારે સંખ્યાઓ એકજ સંખ્યાનો નિઃશેષ ભાજક હોય, ત્યારે તે સંખ્યા તે બધી સંખ્યાઓનો **સાધારણ ભાજ્ય.** કહેવાય છે. જેમકે ૩,૪,૬,૮,૧૨ એ દરેક ૪૮ નો નિઃશેષ ભાજક છે, માટે ૪૮ એ ૩,૪,૬,૮, અને ૧૨ એ બધાનો સાધારણ ભાજ્ય છે. એ ઉઘાડુંજ છે કે બે અથવા વધારે સંખ્યાઓનો ગુણાકાર તે સંખ્યાઓનો સાધારણ ભાજ્ય છે. જેમકે ૩,૫ અને ૬ નો સાધારણ ભાજ્ય ૯૦ છે.

૫૯. બે અથવા વધારે સંખ્યાઓના નાનામાં નાના સાધારણ ભાજ્યને તે સંખ્યાઓનો ***લઘુતમ સાધારણ ભાજ્ય** કહે છે. જેમકે ૮ અને ૧૨ નો સાધારણ ભાજ્ય તો ૨૪,૪૮,૯૬ ઇ૦ થાય. પણ લઘુતમ સાધારણ ભાજ્ય તો ફક્ત ૨૪જ છે.

૬૦. બે અથવા વધારે આપેલી સંખ્યાઓનો લઘુતમ સાધારણ ભાજ્ય કહાડવાની રીતઃ—બધી આપેલી સંખ્યાઓને એક હારમાં જુદીજુદી લખવી. પછી તેમાંની બે અથવા વધારે સંખ્યાઓનો સાધારણ નિઃશેષ ભાજક હોય, એવી એક અવિભાજ્ય સં-

---

*સંસ્કૃતમાં લઘુ (નહાનું) એ વિશેષણ ઉપરથી લઘુતર અને લઘુતમ એ ઓછા વત્તા ગુણ બતાવવાનાં રૂપ થાયછે. લઘુતમ એટલે "સઉથી નહાનું."

જ્યાએ તેમને ભાગવી.પછી એક લીટી દોરી તેની નીચે,જે સંખ્યાઓ તે નિઃશેષ ભાજક ન હોય તેવી સંખ્યાઓ અને જેમનો નિઃશેષ ભાજક હોય તેમનો આવેલો ભાગાકાર લખવો. ફરીને એ બીજી લીટીમાંની બધી સંખ્યાનું પણ એજ પ્રમાણે કરવું.પછી જ્યાંસુધી ભાગાકારમાં બધી અરસ્પરસ અવિભાજ્ય સંખ્યાઓ રહે ત્યાંસુધી એમ કરતાં જવું. એટલે છેવટના ભાગાકારમાંની બધીસંખ્યાઓ અને બધાભાજક એસર્વેનો ગુણાકાર તે આપેલી સંખ્યાઓનો લઘુતમ સાધારણ ભાજ્ય થશે.

દા. ૬,૮,૧૨,૧૫,અને ૨૪નો લઘુતમ સાધારણ ભાજ્ય કહાડો.

૨)૬,૮,૧૨,૧૫,૨૪
૨)૩,૪,૬,૧૫,૧૨
૨)૩,૨,૩,૧૫,૬
૩)૩,૧,૩,૧૫,૩
૧, ૧, ૧,૫,૧

કારણઃ—આપેલી સંખ્યાઓમાંથી સાધારણ અવયવ કહાડ્યા તે ૨,૨,૨,૩,અને ૫ આવ્યા એ પાંચ અવયવોમાં આપેલી દરેક સંખ્યાના બધા અવયવ આવી જાયછે. માટે એ પાંચેનો ગુણાકાર આપેલી સંખ્યાઓનો સાધારણ ભાજ્ય છે.અને તે ઓછામાં ઓછો અથવા લઘુતમ છે, કેમકે એ પાંચમાંથી કોઈ અવયવ કહાડી નાખીશું તો આપેલી બધી સંખ્યાઓના અવયવ બાકીના ચારમાં નહિ આવી જાય.

ટીકાઃ—જ્યારે એક અથવા વધારે સંખ્યાઓ બીજી કોઈ સંખ્યામાં સમાઈ રહે, ત્યારે તે બીજી સંખ્યા રાખીને પેલી બધી સંખ્યાઓ કહાડી નાખવી પછી તે રાખેલી અને બાકીની સંખ્યાઓનો લઘુતમ સાધારણ ભાજ્ય કહાડવો, એટલે તે જવાબ થશે.અને તેથી હિસાબ ટુંકામાં અને સહેલથી થશે.જેમકે ઉપરનાજ દાખલામાં ૨૪માં ૬,૮, અને ૧૨ સમાઈ રહે છે, માટે તેમને કહાડી નાખી ફક્ત ૨૪ અને ૧૫નો લઘુતમ સાધારણ ભાજ્ય કહાડ્યો એટલે થયું.

## મનોયત્ન ૧૫.

નીચેની સંખ્યાઓનો લઘુતમ સાધારણ ભાજ્ય કહાડો.

(૧) ૧૦૨, ૮૫, ૩૦, ૯, અને ૫૧

(૨) ૮૧, ૩૫૪, ૧૦૮, અને ૧૮.

(3) ૮૭, ૪૦૫, ૧૭૪, ૮૧ અને ૧૧૬.

(૪) ૨૬, ૩૯, ૧૬૯, ૫૨, ૧૧૭, અને ૧૨.
(૫) ૪૭૧, ૩૧૪, ૬, ૧૫, અને ૨૦.
(૬) ૬૩, ૨૭, ૨૧, ૧૮૯, અને ૯૪૫.
(૭) ૧૫૫, ૨૧૭, ૩૫, ૩૧૫, અને ૪૫.
(૮) ૧૯૬, ૮૪, ૨૮, ૫૮૮, ૪, ૬, અને ૭૨.
(૯) ૨૨, ૬૧, ૧૪૩, ૭૭, ૧૪, ૧૧, અને ૨.
(૧૦) ૧૯, ૨૩૭, ૫૨, ૭૬, અને ૩૯.
(૧૧) ૨૦૭, ૬૨, ૧૩૮, ૩૬, ૨૩, અને ૪૬.
(૧૨) ૪૦૭, ૧૧૧, ૧૮૫, ૪૫, ૯, અને ૩૩.
(૧૩) ૨૧૯, ૩૬૫, ૬૦, અને ૭૨.
(૧૪) ૬૧, ૧૧૯, ૨૨૧, ૮૫, ૬૫, અને ૩૫.
(૧૫) ૪૧૮, ૨૪, ૧૨૫૪, અને ૧૬૭૨.
(૧૬) ૩૪૬૫, ૫૩૨૪, ૮૦૨૮, અને ૯૯.

(૧૭) નાનામાં નાની એવી કઈ સંખ્યા છે કે જેના ૨, ૩, ૪, અને ૫ એ બધા નિઃશેષ ભાજક થાય?

(૧૮) એક ટોપલીમાં કેટલીક કેરીઓ છે, તેનાથી બેના, ૩ ત્રણના, ૪ ચારના, ૫ પાંચના, ૬ છના, અને ૭ સાતના ભાગ કરીએ તોપણ એક કેરી વધે છે. ત્યારે ઓછામાં ઓછી તે ટોપલીમાં કેટલી કેરીઓ હશે?

(૧૯) ૨, ૩, ૪, ૬, અને ૧૦નો લઘુતમ સાધારણ ભાજ્ય અને ૩, ૫, ૧૭, તથા ૨૪નો લઘુતમ સાધારણ ભાજ્ય એ બેનો દૃઢભાજક કાઢો.

(૨૦) એવી નાનામાં નાની સંખ્યા કઈ છે, કે જેમાંથી ૬ છના, ૯ નવના, ૧૨ બારના, ૧૬ સોળના, અને ૨૦ વીશના ભાગ કરીએ તોપણ કંઈ વધે નહિ?

---

## અપૂર્ણાંક.

જે અંક આખો ન હોય તેને અપૂર્ણાંક કહીએ. તે અ+પૂર્ણ+અંક એ ત્રણ શબ્દથી થએલો છે. પૂર્ણ અંકોના ગણિતમાં એકને પાયો લઈ તેના કેટલાએક ગણા વિશે એટલે

એકના કોઈ પણ ભાજ્ય વિશે બોલવામાં આવેછે. અપૂર્ણાંક ગણિતમાતો એકને પાયો ધારી તેના ભાગો અથવા ઓછા-પણાં સંબંધી વર્ણન આવે છે. પરંતુ ક્યો ભાગ અને કેટલું ઓછું તેનો બરોબર વિચાર લાવવાને અપૂર્ણાંકની બીજી વાખ્યા નીચે બતાવી છે.

એક એકમના અથવા કોઈ પણ એક વસ્તુના કેટલાએક સરખા ભાગમાંથી એક અથવા વધારે ભાગ લેવાથી જે આવે તેને અપૂર્ણાંક કહે છે. જો એક કાગળના સરખા આઠ ભાગ કરી તેમાંથી એક ભાગ લઈએ, તો આખા કાગળનો એક આઠમો ભાગ લીધો કહેવાય; બે લઈએ તો બે આઠમા ભાગ લીધા કહેવાય. એ દરેક ભાગ આખા કાગળથી નાનોજ હોય.

એક એકમના અથવા વસ્તુના જેટલા સરખા ભાગ કર્યા હોય તેને છેદ કહે છે. ઉપરના દાખલામાં ૮ એ છેદ છે. એક એકમના અથવા વસ્તુના કરેલા સરખા ભાગમાંથી જેટલા ભાગ લીધા હોય તેને અંશ કહે છે. ૭ સરખા ભાગ કરી તેમાંથી ૩ લઈએ તો ૭ છેદ અને ૩ અંશ કહેવાય.

આ ઉપરથી જણાય છે કે, અંશ અને છેદ જાણતા હોઈએ તો તે અપૂર્ણાંક માલમ પડે. અપૂર્ણાંક બતાવવાની સાધારણ રીત એવી છે કે, અંશ નીચે છેદ લખીને તે બેની વચે એક લીટી દોરવી. જેમ પાંચ સરખા ભાગ કરી તેમાંથી ૨ લીધા હોય તો તે $\frac{૨}{૫}$ એમ લખાય, અને બે *પંચમાંશ એમ વંચાય. અપૂર્ણાંકનું મૂળ મંડાણ ભાગાકારમાં જે રૂપ વડે

*છેદની અંદર બીજો, ત્રીજો, ચોથો, ઇ૦ ભાગો બોલ્યાને બદલે ટુંકામાં દ્વિતીયાંશ, તૃતીયાંશ, ચતુર્થાંશ, પંચમાંશ, ષષ્ઠાંશ, સપ્તમાંશ, અષ્ટમાંશ, નવમાંશ, ઇ૦ અનુક્રમે બોલાય છે. એ પ્રમાણે આગળ પણ સંખ્યામાં "અંશ" શબ્દ ઉમેરીને બોલાય છે જેમ કે બાવીસાંશ, ચોત્રીસાંશ. ઇ૦

છે ત્યાંથી થાય છે. જો ૨૯ રૂપીઆ ૮ જણને સરખે ભાગે વેંચી આપવા હોય તો દરેક ભાગ ૩ રૂપીઆનો કરતાં ૫ રૂપીઆ વધશે. એ ૫ રૂપીઆ ૮ જણ વચ્ચે વેંચીશું તો દરેકને એક કરતાં ઓછો રૂપીઓ આવશે, અને તેથી આપણા મનમાં તરત અપૂર્ણાંકનો વિચાર ઉત્પંન થશે. અપૂર્ણાંકમાં હમેશાં એક કરતાં ઓછાનોજ વિચાર હોય એમ નથી. કોઈ વખત તેમાં એક કરતાં વધારેપણું પણ હોય. જેમકે ઉપરનાજ દાખલામાં દરેક જણને ૩ પુરા, અને ૫ રૂ.નો $\frac{૧}{૮}$ એટલો દરેકનો ભાગ આવ્યો તે અપૂર્ણાંક છે, તોપણ એક કરતાં વધારે છે. એટલું તો ખરૂં કે તે હમેશાં કોઈ ભાગ દાખલ કરે છે.

અપૂર્ણાંક એ અંશનો છેદ વડે ભાગાકાર બતાવે છે. $\frac{૩}{૪}$ $=૩\div૪$ છે. કેમકે એક વસ્તુના ૪ ભાગ કરી તેમાંથી ૩ લઈએ તે ત્રણ વસ્તુના ચાર ભાગ કરી તેમાંથી એક લઈએ તેની બરોબર છે. એટલે એક વસ્તુના $\frac{૩}{૪}$, એકલા $\frac{૩}{૪}$, ૩ વસ્તુનો $\frac{૧}{૪}$, અને $૩\div૪$ એ બધાનો અર્થ એકજ છે.

અપૂર્ણાંક ચાર પ્રકારનાં છે.(૧)વિવિધ અપૂર્ણાંક,(૨)આણુપાણુનાં અપૂર્ણાંક,(૩)વ્યવહારી અપૂર્ણાંક,(૪)દશાંશ અપૂર્ણાંક.

## ૧ વિવિધ અપૂર્ણાંક.

૬૨. વિવિધ અપૂર્ણાંક તેજ કે જેમાં એક વસ્તુના કેટલાક નિયમિત ભાગ કરેલા હોય, અને તે દરેક ભાગના વળી બીજા કેટલાક નિયમિત ભાગ કરેલા હોય, એમ કેટલીક હદ સુધી હોય છે. જેમકે ૧ મણનો ૪૦ મો ભાગ લઈએ તો ૧ શેર થાય; ૧ શેરનો ૮ મો ભાગ લઈએ તો ૧ નવટાંક થાય. ઇ૦.

ટીકા:—બીજી ગુજરાતી અંકગણિતોમાં વિવિધ પરિમાણોને અપૂર્ણાંકમાં ગણ્યાં નથી; પણ પ્રોફેસર કેરો લક્ષ્મણ છત્રેએ તેમને અપૂર્ણાંકમાં દાખલ કર્યાં છે, અને તે ખરૂં છે. કેમકે આપણે જ્યારે $\frac{૧}{૧૬}$ રૂપીઆને અને $\frac{૧}{૪૦}$ મણને અપૂર્ણાંક

કહીએ, ત્યારે એક આનો અને એક શેરને કેમ ન કહીએ? આ અપૂર્ણાંકમાં કોઈ પણ પરિમાણના જે નિયમિત ભાગ કરેલા હોય તે અવશ્ય જાણવા જોઇએ.

## વિવિધ પરિમાણો.

૬૩. વિવિધ પરિમાણો ચાર પ્રકારનાં છે. (૧) અર્થ દર્શક, (૨) ભાર દર્શક, (૩) મહત્વ દર્શક, અને (૪) કાળ દર્શક.

### અર્થ દર્શક પરિમાણો.

પદાર્થોની કીમત દેખાડનારાં પરિમાણોને અર્થ દર્શક પરિમાણો કહે છે. જેમકે રૂપીઆ, આના, પાઈ, પૌંડ. ઈ૦

**કંપની ચલણી નાણાનું કોષ્ટક.**

૧॥(૧½) પાઈ=૧ અધેલો.
૩ પાઈ=૧ પૈસો.*
૨ પૈસા=૧ ઢબુ.
૪ પૈસા=૧ આનો.
૨ આના=૧ બેઆની.
૪ આના=૧ પાવલી.
૮ આના=૧ અડધો.
૧૬ આના=૧ રૂપીઓ.

**વેપારી લોકોને હિસાબ ગણવાનું કોષ્ટક.**

૧૬ વિસવાશી=૧ બદામ.

**વિલાયતી નાણાનું કોષ્ટક.**

૪ ફાર્દિંગ=૧ પેની.
૧૨ પેન્સ†=૧ શિલિંગ.
૨૦ શિલિંગ=૧ પૌંડ.
૨૧ શિલિંગ=૧ ગિની.
૫ શિલિંગ=૧ ક્રૌન.

†પેનીનું બહુ વચન.

**સોના નાણાનું કોષ્ટક.**

૫ રૂપીઆ=૧ પુતળીયું.
૧૦ રૂપીઆ=૧ અસ્તરીયું.
૧૦॥(૧૦½)રૂ=૧ ઘોડાગિની.

*પૈસો એ સાધારણ નામ છે, પરંતુ ઠેકાણે ઠેકાણે તેનાં જુદાં નામ છે. તેને મધ્ય ગુજરાતમાં જઈ, સુરત તરફ સવાકો, મુંબઈમાં દોઢીયું, અને કાઠીઆવાડમાં કાવડીયું કહે છે. સુરતમાં પૈસાની કીમત ૧॥ દોકડા થાય છે. ફદિયાનું મુલ મુંબઈમાં ચાર પાઈ છે.

૧૬ બદામ =૧ દોકડો.
૬। (૬¼) દોકડા=૧ આનો.
૧૦૦ દોકડા =૧ રૂપીઓ.
દક્ષિણમાં ૧૦૦ રેસનું ૧ પાવલું અને ૪ પાવલાનો ૧ રૂપીઓ ગણાય છે.

૧૫ રૂપીઆ=૧ મોહોર.
ગુજરાતમાં રૂપીઆના ખુરદા, અને સોના નાણાનો ભાવ વખતે વખતે ફરે છે.

## ભારદર્શક.

વજન દેખાડનારાં પરિમાણો ભાર દર્શકછે. જેમકે મણ, શેર, ટન, તોલા, ઇ૦

### સાધારણ તોલનું કોષ્ટક.

૪।।(૪½) પૈસાભાર=૧અધોળ
૪।।(૪½) ટાંક=૧ અધોળ.
૨।।(૨½) રૂ. ભાર=૧ અધોળ.
૨ અધોળ =૧ નવટાંક.
૨ નવટાંક=૧ પાશેર.
૨ પાશેર=૧ અચ્છેર.
૨ અચ્છેર=૧ શેર.
૧૦ શેર=૧ તોલું.
૪ તોલાં (૪૦શેર)=૧ મણ.
૫ મણ=૧ કોથળો.
૬।। (૬½) મણ=૧ પલ્લું.
૭ મણ=૧ નાનો હારો.
૧૨ મણ=૧ માણી
૧૬ મણ=૧ કળશી.
૨૦ મણ=૧ ખાંડી.
૨૧ મણ=૧ મોટો હારો.
૨૪ મણ=૧ ભાર.
૩૦ મણ=૧ ગાહ્લી.
૩૨ મણ=૧ એડીયું.

### વિલાયતી સાધારણ તોલ.

૧૬ ડ્રામ=૧ ઔંસ.
૧૬ ઔંસ=૧ પૌંડ (રતલ).
૨૮ પૌંડ=૧ કવાટર.
૪ કવાટર=૧ હંડ્રવેટ.
૨૦ હંડ્રવેટ=૧ ટન.
આ તોલને અંગ્રેજીમાં "એવારડુપાઇસ" વજન કહેછે.

### અંગ્રેજી ઓષધી તોળવાનું.

૨૦ ગ્રેન= ૧ સ્ક્રૂપલ.
૩ સ્ક્રૂપલ=૧ ડ્રામ.
૮ ડ્રામ =૧ ઔંસ.
૧૨ ઔંસ=૧ પૌંડ.
આ વજનને અંગ્રેજીમાં "એપોથેકરીઝ વેટ " કહેછે. ગુજરાતીમાં પણ ઓષધી તોળવાને જાદું વજનછે, પણ ઘણા દેશી વૈદો તે જાણતા નથી માટે તે વપરાતું નથી.

**સોના રૂપાના તોલનું કોષ્ટક.**

૬ ચોખાભાર=૧ રતિ.
૩ રતિ=૧ વાલ.
૧૬ વાલ=૧ ગદિઆણો.
૨ ગદિયાણા=૧ તોલો.

**મોતીના તોલનું કોષ્ટક.**

૧૬ આના=૧ રતિ.
૨૪ રતિ=૧ ટાંક.

**મોતીના હિસાબ ગણવાનું.**

૧૬ બદામ=૧ દોકડો.
૧૦૦ દોકડા=૧ ચવ અ.ટકો.
૧૩॥ (૧૩¾) ચવ=૧ રતિ.
૨૪ રતિ=૧ ટાંક.

**કપાસ જોખવાનું.**

૪૮ શેર=૧ ધડી.
૨૦ ધડી=૧ ભાર.

**સોના રૂપાનું તોલ અંગ્રેજી.**

૨૪ ગ્રેન=૧ પેનીવેટ.
૨૦ પેનીવેટ=૧ ઔંસ.
૧૨ ઔંસ=૧ પૌંડ.

આ વજનને "ટ્રૉય"વજન કહે છે. ઈંગલંડમાં જવાહીર તોળવાનું પણ એજ વજનછે.

સોનું રૂપુંચોખ્ખું કે ભેગવાળુંબ-તાવવું હોય તો "કયારટ" થી બતાવાયછે. ૧ કયારટ તેકોઈ વજનનો૨૪ મોભાગ.જેમકે૧૮ કયારટચોખ્ખું એવુંએપૌંડ સોનું કહ્યુંહોયતો ૨પૌંડના૨૪ ભાગ કરી તેમાંના૧૮ ભાગ લેવાથી ૧૮ ઔંસચોખ્ખુંસોનું આવ્યું ૧ કયારાટ ચોખ્ખું સોનું કહ્યું હોય તો ૧ પૌંડે ૧૦ પેનીવેટ ચોખ્ખુંસમજવું.કેમકે૧ પૌંડનો ૨૪મોભાગ૧૦પેનીવેટથાયછે.

**ભરીને વજન માપવાનું કોષ્ટક.**

મુંબાઈમાં ચાલતું.

૨ ટીપરી=૧ શેર.
૪ શેર=૧ પાલી.
૧૬ પાલી=૧ ફરો.

મીઠાનું ભરેતર.

૧૦॥(૧૦½)અધવાલી=૧ફરો
૧૦૦ ફરા=૧ આનો.
૧૬ આના=૧ રાસ.

વિલાયતી.

૨ પૈંટ =૧ કવાર્ટ.
૪ કવાર્ટ=૧ ગ્યાલન.
૬૩ ગ્યાલન=૧ હાગ્ઝેડ.
૮૪ ગ્યાલન=૧ પંચન
૨ હાગ્ઝેડ=૧ પૈપ (બટ).
૨ પૈપ=૧ ટન.

આથીપ્રવાહીપદાર્થોમપાયછે.

કેટલીક વસ્તુઓ ગણતરથી લેવાય છે. કાગળ લેવામાં ૨૪ તાવનો એક ધા અથવા દસ્તો અને ૨૦દસ્તા અથવા ધાનું

રીમ ગણાય છે. વળીઓ, વાંસ વગેરે પદાર્થો ગણવામાં ૨૦ નંગની ૧ કોડી લેવાય છે. નળીયાં, ઈંટો, પત્રાળાં વગેરે ૧૦૦૦ ને ભાવે લેવાય છે. મોજાં સ્ટીલપેનો વગેરે લેવામાં ૧૨ નંગનું ૧ ડઝન અને ૧૨ ડઝનનો ૧ ગ્રોસ ગણાય છે.

### મહત્વદર્શક.

લંબાઈ, પહોળાઈ, ઈ૦ બતાવનારાં પરિમાણો મહત્વ દર્શક છે. જેમકે ગજ, હાથ, ફુટ, ઈ૦

**લંબાઈ ભરવાનું ગુજરાતી.**

૮ આડાજવ=૧ આંગળ.
૪ આંગળ=૧ મુઠી.
૩ મુઠી =૧ વેંત.
૨ વેંત =૧ હાથ.
૪ હાથ =૧ દંડ.
૨૦૦૦દંડ =૧ ગાઉ.†
૪ ગાઉ =૧ જોજન.

**લુગડાં ભરવાનું.**

૨ આંગળ=૧ તસુ*
૨૪તસુ =૧ ગજ.
૧॥ (૧ ૧/૨)ગજ=૧ વાર(યાર્ડ)

**જમીનની લંબાઈનું માપ.**

૧૨ તસુ =૧ હાથ.
૫ ૫/૬ હાથ =૧ કાઠી.

**લંબાઈ ભરવાનું અંગ્રેજી.**

૩ જવ =૧ ઈંચ.
૧૨ ઈંચ =૧ ફુટ.
૩ ફુટ =૧ યાર્ડ.
૫ ૧/૨ યાર્ડ =૧ પોલ.
૪૦ પોલ =૧ ફર્લાંગ.
૮ ફર્લાંગ=૧ મૈલ.

**લુગડાં ભરવાનું અંગ્રેજી.**

૨ ૧/૨ ઈંચ=૧ નેલ.
૧૬ નેલ=૧ યાર્ડ.
૧ ૧/૪ યાર્ડ=૧ એલ. (અંગ્રેજી)

**જમીનની લંબાઈ અંગ્રેજી.**

૧૬ આના=૩૩ફુટ=૧ ગુંઠો.
૬૬ફુટ=૧૦૦લીંક=૧ સાંકળ.

પાણીની ઊંડાઈ વાંસ, વામ, અથવા ફાદમ(=૬ ફુટ)થી મપાયછે. પૃથ્વી ઉપરના એક અંશની લંબાઈ ૬૯ ૧/૧૦ મૈલછે.

### ક્ષેત્રમાપ.

લંબાઈ અને પહોળાઈ સરખી હોય તેવી ચાર બરોબર ખુણા વાળી સપાટ આકૃતિને ચોરસ કહેછે કોઈપણ સપાટીનું પૃષ્ટફળ

---

†આ કોષ્ટક પ્રમાણે ભર્યા વગર બે ગામ વચેનું અંતર અટકળથી આટલા ગાઉ એમ ગણાય છે.

*નવા ગજમાં એક તસુ તે એક ઈંચની બરોબર થાયછે.

ચોરસ પરિમાણોથી બતાવાય છે. એક ગજ લાંબી અને એક ગજ પહોળી જગાને એક ચોરસ ગજ જગા કહેછે. ૧૫ ચોરસ ગજ કહ્યા હોય તો એક ગજ લાંબો અને એક ગજ પોહોળો એવા ૧૫ ગજ સમજવા. તેમજ ૧૫ ચોરસ ફુટ હોયતો એક ફુટ લાંબો અને એક ફુટ પહોળો એવા ૧૫ ફુટ સમજવા. કોઈ પરિમાણ પછી ચોરસ શબ્દ મુક્યો હોયતો તેથી કહેલા પરિમાણ જેટલી લંબાઈ અને તેટલીજ પહોળાઈ સમજવી. જેમકે ૧૫ ગજ ચોરસ લુગડું એટલે ૧૫ ગજ લાંબુ અને ૧૫ ગજ પહોળું. તેમજ ૨૦ ચોરસ યાર્ડ એટલે એક યાર્ડ લાંબો અને એક યાર્ડ પહોળો એવા ૨૦ યાર્ડ, પરંતુ ૨૦ યાર્ડ ચોરસ એટલે તો ૨૦ યાર્ડ લંબાઈ અને ૨૦ યાર્ડ પહોળાઈ સમજવી.

| ગુજરાતી. ચોરસ માપ. | અંગ્રેજી ચોરસ માપ. |
|---|---|
| $34\frac{1}{36}$ ચો. હાથ અ. ૧૨૨૫ ચો. મુઠી. = ચો. કાઠી | ૧૪૪ ચો. ઇંચ=૧ ચો. ફુટ. |
| | ૯ ચો. ફુટ=૧ ચો. યાર્ડ. |
| | $30\frac{1}{4}$ ચો. યાર્ડ=૧ પર્ચ(પોલ.) |
| ૨૦ ચો. કાઠી.=૧ વસો. | ૪૦ પર્ચ અ. પોલ=૧ રૂડ. |
| ૨૦ વસા =વીંઘો * | ૪ રૂડ =૧ એકર. |

૧૬ આના ચોરસ અ. ૧૦૮૯ ચો. ફુટ = ૧ ગુંઠો. અને. અને ૪૦ ગુંઠા=૧એકર.

## ઘનમાપ.

લંબાઈ બતાવનારાં પરિમાણોની પહેલાં "ઘન" એ શબ્દ ઉમેરવાથી, નક્કર પદાર્થો કેટલો અવકાશ રોકેછે તે માલમ પડેછે. એક ગજ લાંબી, એક ગજ પહોળી, અને એક ગજ જાડી એવી આકૃતિને એક ઘન ગજ કહેછે. ૧૫ ઘનફુટ એટલે એક ફુટ લાંબુ, એક ફુટ પહોળું અને એક ફુટ જાડું (ઊંડું અથવા ઊંચું) એવું ૧૫ ફુટ સમજવું. પણ ૧૫ ફુટ ઘન હોયતો ૧૫ ફુટ લાંબું, ૧૫ ફુટ પહોળું, અને ૧૫ ફુટ ઊંડુ સમજવું.

* ૫ હાથની એક કાઠી લેઈએ ગણતાં ૧૦૦ હાથ લાંબી અને ૧૦૦ હાથ પહોળી જમીનને ૧ વીઘો જમીન કહે છે.

લંબાઈ બતાવનારૂ એકલું પરિમાણ વાપરવાથી ફકત લંબાઈનોજ વિચાર ઉત્પંન થાયછે, તેની સાથે ચોરસ શબ્દ મુકવાથી લંબાઈ અને પહોળાઈ બંનેનો વિચાર ઉત્પંન થાયછે. અને ઘન શબ્દ મુકવાથી લંબાઈ, પહોળાઈ, અને ઊંડાઈ એ ત્રણનો વિચાર ઉત્પંન થાય છે.

| ગુજરાતી ઘનમાપ. | અંગ્રેજી ઘનમાપ. |
|---|---|
| ૨૭ ઘનમુઠી=૧ ઘન વેંત. | ૧૭૨૮ ઘનઈંચ=૧ ઘનફુટ. |
| ૮ ઘનવેંત=૧ ઘન હાથ. | ૨૭ ઘનફુટ=૧ ઘન વાર. |

## કાળમાન.

વખત દેખાડનારાં પરિમાણો કાળ દર્શકછે. જેમકે ઘડી, દિવસ, માસ, વરસ, ઇ૦

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ૬૦ વિપળ=૧ પળ. | ૬૦ સેકંડ=૧ મિનિટ. |
| ૬૦ પળ=૧ ઘડી. | ૬૦ મિનિટ=૧ અવર. |
| ૭॥(૭½) ઘડી=૧ પોહોર. | ૨૪ અવર=૧ દિવસ. |
| ૮ પોહોર=૧ દિવસ. | ૭ દિવસ=૧ અઠવાડીયું. |
| ૭ દિવસ=૧ અઠવાડીયું. | ૪ અઠવાડીયાં=૧ માસ. |
| ૧૫ તિથિ=૧ પખવાડીયું. | ૩૬૫।(૩૬૫¼)દિ.=૧સૌરવર્ષ. |
| ૩૦ તિથિ અ. ૨૯॥(૨૯½)દિવસ =૧ ચાંદ્ર માસ. | ખરેખરૂંતો૩૬૫ દિ. ૫ અ. ૪૮મી. ૪૭સે=૧સૌર વર્ષછે. |
| ૧૨ ચાંદ્રમાસ અ. ૩૫૪ દિ. =૧ચાંદ્રવર્ષ* | |

## અંગ્રેજી મહિનાનાં નામ અને દિવસ.

| | | | |
|---|---|---|---|
| જાન્યુઆરી | ૩૧ | જુલૈ. | ૩૧ |
| ફેબ્રુઆરી. | ૨૮† | આગસ્ટ. | ૩૧ |
| માર્ચ. | ૩૧ | સપ્ટેમ્બર. | ૩૦ |
| એપ્રિલ. | ૩૦ | અકટોમ્બર. | ૩૧ |
| મે. | ૩૧ | નોવેમ્બર. | ૩૦ |
| જુન. | ૩૦ | ડીસેંબર. | ૩૧ |

*દર ત્રીજે વરસે ઘણું કરીને અધિકમાસ આવેછે. અને તે વરસમાં ૧૩ ચાંદ્રમાસ થાય છે.

†જે સન ૪ નો ભાજ્ય હોય તેમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ.

૬૪. વિવિધ અંક લખવાની રીતઃ-દરેકપરિમાણનો પહેલો અક્ષર કહાડી તેની નીચે તેપરિમાણનો અંક લખવામાં આવે છે. જેમકેઃ—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| રૂ. | આ. | પા. | | ખાં. | મ. | શે. |
| ૩ | ૪ | ૭ | ; | ૨ | ૩ | ૫ |

કોઈ વખત એકની એક હારમાં પણ પરિમાણનો અંક લખીને તે પરિમાણનો પહેલો અક્ષર મુકાય છે. જેમકે ૩ રૂ. ૪ આ. ૭પા.; ૨ .ખાં. ૩ મ. ૫ શે- ઈ૦. કોઈ વખત ફકત ભારે પરિમાણનો પહેલો અક્ષર અથવા તે પરિમાણ લખીને પછી તે પરિમાણનો અંક મુકવામાં આવે છે, અને બાકીનાં હલકાં પરિમાણ તેજ હારમાં એક આડી લીટી દેઈને લખાયછે. જેમકે રૂ ૩–૪–૭ એટલે ૩ રૂપીઆ ૪ આના ૭ પાઈ; ખાંડી ૨–૩–૫ એટલે ૨ ખાંડી ૩ મણ ૫ શેર. ઈ૦

## ભાંજણી.

૬૫. હલકાપરિમાણના અંકને ભારે પરિમાણનું રૂપ આપવું, અથવા ભારે પરિમાણના અંકને હલકા પરિમાણનુંરૂપ આપવું, એ કૃતિને ભાંજણી કહેછે. એ બે જાતની છે. ૧ ઉતરતી ભાંજણી. ૨ ચઢતી ભાંજણી.

## ઉતરતી ભાંજણી.

૬૬. જ્યારેભારે પરિમાણના અંકને હલકા પરિમાણનુંરૂપ આપીએ ત્યારે તેને ઉતરતી ભાંજણી કહેછે. જેમકે, રૂપીઆના આના કરીએ, આનાની પાઈ કરીએ, ઈ૦

રીતિઃ—ભારે પરિમાણની પાસેના હલકા પરિમાણની જે સંખ્યાથી ભારે પરિમાણ થાય છે, તે સંખ્યાવડે તે આપેલા ભારે પરિમાણના અંકને ગુણવા, અને એ ગુણાકારમાં

થાય છે, પણ સૈકામાં ( જેમકે ૧૭૦૦, ૧૮૦૦, ) ૨૮ દિવસજ રહેછે. તો પણ જે સૈકુ ૪નો ભાજ્ય હોય (જેમકે ૧૨મું ૧૬ મું ઈ૦) તેમાં ફેબ્રુઆરીના પાછા ૨૯ દિવસ થાય છે.

તેજ જાતનો જો કોઈ અંક કહ્યો હોય તો તે મેળવવો. એમ કહેલા હલકા પરિમાણનો અંક આવે ત્યાં સુધી કરતા જવું.

દા. ૧. ૨ રૂપીઆ, ૩ આના ને ૪ પાઈની પાઈઓ કેટલી?

| | |
|---|---|
| રૂ. આ. પા. | કારણ કે, ૧ રૂપીઆના ૧૬ |
| ૨ ૩ ૪ | આના તો ૨ રૂપીઆના ૨×૧૬ |
| ×૧૬ કેમકે રૂપીઆના આના ૧૬. | આના આવ્યા. એમાં ૩ મેળ- |
| ૩૨ આના. | વ્યા તો ૩૫ આના થયા. ૧ આ- |
| +૩ આના. | નાની ૧૨ પાઈ છે તો ૩૫ |
| ૩૫ આના. | આનાની ૩૫ થી બાર ગણી |
| ×૧૨ કેમકે આનાની પાઈ ૧૨. | પાઈ આવે માટે ૩૫ ને બારે |
| ૪૨૦ પાઈ. | ગુણ્યા એટલે ૪૨૦ પાઈ થઈ. |
| +૪ પાઈ. | તેમાં ૪ પાઈ કહેલી છે તે |
| ૪૨૪ પાઈ જવાબ. | ઉમેરી તો ૪૨૪ પાઈ આવી. |

## અભ્યાસ ૧૬.

૧. રૂ. ૧૪ની, રૂ. ૨૦ની, અને રૂ. ૭૬૦ની પાઈઓ કેટલી?
૨. ૨૭ આનાની બદામો, અને રૂ. ૩૪ના દોકડા કેટલા?
૩. રૂ. ૧૧૨ના આના, અને રૂ. ૧૨૦૨ની પાઈઓ કેટલી?
૪. રૂ. ૩૩૫ ની બે આનીઓ, અને બદામો કેટલી?
૫. રૂ. ૩૮૭, ૧૧ આના ૯ પાઈની પાઈઓ કરો.
૬. રૂ. ૩૫૭ ૩ પાવલાં ૧૫ દોકડાની બદામો કેટલી?
૭. ૨૩ પૌંડ; ૨૯ પૌંડ, અને ૪૫ પૌંડના પેન્સ કેટલા?
૮. ૫૭ગિની, ૯૬ પૌંડ, અને ૩૨૫ ક્રાનના ફાર્દિંગ કેટલા?
૯. ૩૯ મોહોરોના આના અને રેસ કેટલાં થાય?
૧૦. ૫૭ પૌંડ, ૧૯ શિ૦ ૧૧ પે૦ ના પેન્સ કરો.
૧૧. ૧૫ ખાંડી, ૨૪ મણ, અને ૯ શેરના પૈસાભાર કરો.
૧૨. ૩૬ ગાહ્લીનાં, ને ૨૯ કળશીનાં અધોળ કેટલાં?
૧૩. ૨૮૭ મણ ૩ શેરના રૂપીઆભાર અને ટાંક કેટલા?
૧૪. ૨૧ ભાર અને ૧૧ શેરના રૂપીઆભાર કેટલા?
૧૫. ૧૧ પૌંડ (એ૦) ના ડ્રામ કેટલા?
૧૬. ૫ હં. ૨૬ ક્વા. અને ૧૭ પૌ. ના ઔંસ અને ડ્રામ કરો.
૧૭. ૧૯ ટન, ૧૨. હં. ૩ ક્વા. ૨૪. પૌ. ના ડ્રામ કરો.

૧૮. ૩૩ તોલા, અને ૧ ગદિ.ના વાલ અને રતિ કેટલી?
૧૯. ૧૯ પૌંડ(ટ્રોય) ૧૧ઔં. ૧૭ પે.ના ગ્રેન કેટલા?
૨૦. ૧૧ પૌંડ (ટ્રોય) અને ૧૦ ઔં. ના એક સોનાના દાગીનામાં ૧૭ ક્યારેટ શુદ્ધ સોનું છે તો બધુ મળીને શુદ્ધ સોનું કેટલું?
૨૧. ૫ જોજન, ૩ ગા. ૮૮૫ દં. અને ૩ હા.ના આંગળ કેટલા?
૨૨. ૯ મૈલ, ૩ ફ. ૩૨ પો. ૨ યા. ના ઇંચ કેટલા?
૨૩. ૩૫ મૈલના યાર્ડ, ફુટ અને ઇંચ કેટલા થાય?
૨૪. ૧૦ ચો૦ યા૦ ૮ ફુ૦ અને ૧૩૨ ઈં. ના ચો૦ ઈં૦ કેટલા?
૨૫. ૩૬ એકર ૨ રૂડ અને ૧૧ પોલના ચો૦ ઇંચ કેટલા?
૨૬. ૧૯ વીઘા, ૧૭ વસાં, અને ૧૨ કાઠીની કાઠી અને ચો૦ મુઠી કેટલી?
૨૭. ૧૨ ઘ૦હાથ. ૩ ઘ૦વેંતની ઘન વેંત કેટલી?
૨૮. ૯ સૌરવર્ષ, ૧૧ દિવસના દિવસ અને સેકંદ કેટલા?
૨૯. ૧૫ ચાંદ્ર વર્ષ, ૭ ચાંદ્ર માસ, અને ૩ અઠવાડીયાંના પોહોર, ઘડી અને પળ કેટલા?
૩૦. ઈ. સ. ૧૬૦૦, ૧૭૦૦, ૧૮૪૮, ૧૮૫૧, અને ૨૦૦૦ ની સાલમાં વરસના કેટલા દિવસ થાય?

## ચઢતી ભાંજણી.

૬૭. જ્યારે હલકા પરિમાણના અંકને ભારે પરિમાણનું રૂપ આપીએ ત્યારે તેને ચઢતી ભાંજણી કહે છે.

રીતિઃ—આપેલાં પરિમાણોમાંથી છેક હલકા પરિમાણની જે સંખ્યાથી તેની પાસેના ભારે પરિમાણની એક એ સંખ્યા થાય છે, તે સંખ્યાએ તે હલકા પરિમાણને ભાગવા. એટલે ભાગાકાર ભારે પરિમાણના રૂપનો થયો. પછી તેનું સજાતિય અંગ હોય તે તેમાં મેળવીને સરવાળો જે કીંમતનો હોય તેનાથી ઉપરનું ભારે કીમતનું રૂપ તેને આપવું. એ પ્રમાણે ઇચ્છેલા પરિમાણનો અંક આવે ત્યાં સુધી કરવું.

દા. ૧. ૪૯૩૯૪૦ પૈસાના રૂપીઆ કેટલા થશે?
૪ પૈસાનો આનો. ૪)૪૯૩૯૪૦ પૈસા.
૧૬ આનાનો રૂપૈઓ. ૧૬)૧૨૩૪૮૫-૦ આના.
૭૭૧૭-૧૩ રૂપીઆ.
જવાબ. રૂ.૭૭૧૭-૧૩ આના.

દા. ૨. ૩૫૭૭૮૮૮૦ નવટાંકના મણ કેટલા?
૮)૩૫૭૭૮૮૮૦ નવટાંક
૪૦)૪૪૭૨૩૬૦ શેર.
જવાબ.૧૧૧૮૦૯ મણ.

## અનોવર્ત ૧૭.

૧. ૧૯૨ પાઈ અને ૭૫૦ પાઇના આના કરો.
૨. ૧૦૭૬ પાઈ અને ૩૧૪૯ પાઇના રૂપીઆ કરો.
૩. ૪૧૧૬ આના અને ૫૧૫૪ પાઇનારૂપીઆ કરો.
૪. ૧૭૧૫૦ પાઇના આના અને રૂપીઆ કરો.
૫. ૪૧૫ આના અને ૬૧૦ પાઈ મળીને કેટલારૂ.થાય?
૬. ૧૬૮૦ ફારર્દિંગના શિલિંગ કેટલા થાય?
૭. ૧૭૮૦ દોકડાના પૈસા અને આના કેટલા?
૮. ૧૨૩૪૫ રેસની બેઆનીઓ અને રૂપીઆ કેટલા?
૯. ૧૨૩૪૫૬૮૯૨ બદામોના રૂપીઆ કેટલા?
૧૦. ૧૭૮૨૫ પેન્સના પૌંડ કેટલા?
૧૧. ૧૨૫૬૮૫૮૪ ફાર્દિંગના ગિની અને ક્રાન કેટલા?
૧૨. ૧૯૫૭૩૫૦૦ રૂપીઆભારના મણ કેટલા.
૧૩. ૧૮૫૮૨૨૪૮૦ અધોળની ખાંડી કરો.
૧૪. ૧૬૪૮૪૧૮ રતિના તોલા કેટલા?
૧૫. ૧૫૨૦૬૦૦ કાગળના તાવનાં રીમ કેટલાં?
૧૬. ૧૧૮૦૦૨૦૦ ડ્રામના ટન કેટલા?
૧૭. ૮૪૭૨૯૬ ગ્રેનના પૌંડ કેટલા?
૧૮. ૫ હાથનીકાઠી લેખે ૧૨૬૮૦૦૦ચો.હાથનાવીઘાકેટલા?
૧૯. ૧૧૫૬૮૦ કાઠીના વીઘા કેટલા?
૨૦. ૧૨૩૬૮૦ પોલના એકર કેટલા?
૨૧. ૧૬૮૫૮૦ આના ચોરસના એકર કેટલા?

૨૨. ૧૬૭૫૯૨૮૪૦૦ આંગળના ગાઉ કેટલા.
૨૩. ૧૨૩૪૫૬૭૪૦૦ ઈંચના મૈલ કેટલા?
૨૪. ૫૬૮૦૭૨૦૦૦ ચો. ઈંચના ચો. યાર્ડ કેટલા?
૨૫. ૪૨૩૪૦૦૦ આંગળના ગજ કેટલા?.
૨૬. ૨૬૮૨૫૬૦૦૦ મિનિટનાં વરસ કેટલાં?
૨૭. ૯૯૮૪૩૫ અઠવાડીયાંનાં વરસ કેટલાં?
૨૮. ૭૮૦ ચાંદ્રમાસના ચાંદ્રવર્ષ કેટલાં?
૨૯. ૯૨૮૫૬૦૦ પલના દિવસ કેટલાં?
૩૦. ૫૨૩૨૫૬૭૦૦૦ મિનિટનાં સૌર વર્ષ કેટલાં?

૬૮. જુદે જુદે ઠેકાણે ચાલતાં વિવિધ પરિમાણોનો અરસ્પરસ સંબંધ નીચે બતાવ્યો છે.

નાણું* ફાર્દિંગ(અંગ્રેજી)=૨ પાઈ અથવા દોકડો (લગભગ)
પેની=૮ પાઈ;
શિલિંગ=આઠ આના અથવા અડધો રૂપીઓ.
પૌંડ (સોવરેન પવન)=૧૦ રૂપીઆ એને આપણા લોકો અશરફીયું કહે છે.
ગિની=૧૦ રૂ. ૮ આ. એને ઘોડા ગિની કહે છે.
ડાલર (સ્પેનનું)=સવાબેરૂપીઆ એને રાળ કહે છે.
સિકિન (વિનિશ્યન)=૪ રૂપીઆ ૧૨ આના એને પુતળીયું કહે છે.
ચિની મોહોર=૧૪ રૂપીઆ ૮ આના.

| | | |
|---|---|---|
| ૧ રૂ. | = | ૩॥ (૩½) કોરી, (ઘણું કરીને) |
| ૧૦૦ રૂ. કંપની | = | ૧૦૨ રૂ. શક્કાઈ. |
| ૧૦૦ રૂ. ,, | = | ૧૧૩ બાબાશઈ. |
| ૧૦૦ રૂ. ,, | = | ૧૧૮ અંબાતી. |
| ૧૦૦ રૂ. ,, | = | ૧૦૬ ભરૂચી. |
| ૧૦૦ રૂ. ,, | = | ૧૧૦ ધુપશાઈ. |
| ૧૦૦ રૂ. ,, | = | ૧૦૬ બાકરશાઈ. |

* નાણાના ઘણા શિક્કાનો અરસ્પરસ સંબંધ વખતે વખતે ખપ અને છતના પ્રમાણમાં ફરે છે.

૧૦૦ રૂ. = ૧૦૩ ઉજની.

વજન. ૧ કંપની તોલો=૧૮૦ (ટ્રૉય) ગ્રેન.

૧ ટાંક (પૈસાભાર)=૧૦૦ (ટ્રૉય) ગ્રેન.

૩૨ તોલા=૧ (ટ્રૉય) પૌંડ.

૩૮⅘ તોલા†=૧ એવાર્ડુપાઇસ પૌંડ.

૧૯૪ તોલા=૫ એવાર્ડુપાઇસ પૌંડ.

૧ ડ્રામ (એવ૦)=૨૭$\frac{11}{32}$ (ટ્રૉય) ગ્રેન.

૨ ઔંસ (એવ૦)=૮૭૫ (ટ્રૉય) ગ્રેન.

૧ પૌંડ (એવ૦)=૭૦૦૦ (ટ્રૉય) ગ્રેન.

૭ વિલાયતી ગ્યાલન= ૧ ફરો.

માપ. ૧ હાથ=૧૯⅘ ઇંચ.

૫ હાથ=૯૯ ઇંચ.

૧ ગાઉ=૨॥ મૈલ.‡

૨૦ હાથ=૧ ગુંઠો.

૧ ચો. વેંત=૯૮ ચો. ઇંચ.

૧૦૦ ચો. હાથ=૩૨૬૭ ચો. ફુટ.

૨૪૫ એકર=૨૮૮ વીઘાં.

૬૪૦ એકર=૧ ચો. મૈલ.

૧ એકર=૧૬૦૦૦ ચો. હાથ.

૧ એકર=૧૦ ચો. સાંકળ.

કાળ. ૨॥(૨½)પળ=૧ મિનિટ.

૨॥(૨½)ઘડી=૧ કલાક.

આ ઉપરથી એક ઠેકાણાના પરિમાણને બીજા ઠેકાણાના પરિમાણમાં આણતાં ઝટ આવડશે. જેમકે;

દા. ૧. ૨૩૪૭ રૂપીઆના પૌંડ કેટલા ?

---

†એટલે ૩૯૩. ભારનો એક એવાર્ડુપાઇસ પૌંડ ગણાયછે.

‡લોકોમાં દોઢ અથવા ૨ મૈલનો ગાઉ ગણાય છે.

હવે ૧૦ રૂપીઆનો ૧ પૌંડ થાય છે, માટે (ત્રિરાશી પ્રમાણે).

| રૂ. | | રૂ. | | પૌ. |
|---|---|---|---|---|
| ૧૦ | : | ૨૩૪૭ | : : | ૧ |

```
       ૧
 ૧૦)૨૩૪૭
   ૨૩૪–૭
       ૨૦
 ૧૦) ૧૪૦
      ૧૪
```

| | પૌ. | શિ. |
|---|---|---|
| જવાબ | ૨૩૪ | ૧૪ |

દા. ૨. ૨૫ શેરના ત્રૉય પૌંડ કેટલા?

હવે ૩૨ રૂપીઆભારનો ૧ ત્રૉય પૌંડ થાયછે માટે; ૨૫ શેરના રૂપીઆ ભાર કરીને, (ત્રિરાશિ પ્રમાણે.)

| રૂ.ભા. | | રૂ.ભા. | | ત્રા.પૌંડ. |
|---|---|---|---|---|
| ૩૨ | : | ૧૦૦૦ | : : | ૧ |

```
        ૧
 ૩૨) ૧૦૦૦
     ૩૧–૮
       ૧૨
 ૩૨) ૯૬
      ૩
```

| | પૌંડ | ઔંસ |
|---|---|---|
| જવાબ | ૩૧ | ૩ |

## મનોયત્ન ૧૮.

૧. ૧૮ પુતળીયાંનીમોહોરો, અને ૧૨૪૫મોહોરોનાપૌંડકરો.

૨. ૩૨૫૭ આનાના ફાર્દિંગ, અને ૯૮૭૬ બેઆનીઓના શિલિંગ કરો.

૩. ૬૮૫૦ દોકડાના રેસ, અને૯૮૭૫૦૦ રેસની બદામોકરો.

૪. ૧૫૮૩. અને ૨૫૦ શિલિંગમાંકેટલા રૂપીઆનો ફેરછે.

૫. ૨૭૦૯ રૂપીઆના ગિની કેટલા અને ક્રૌન કેટલા?

૬. ૧૫૪ પૌંડના પૈસા, દોકડા, અને બદામ કેટલીથાય?

૭. ૨૭૯,૧૫ આ.૪પા.ના પૌંડ શિલિંગ અને પેન્સ કેટલા?

૮. ૬૭૫ પૌંડ+૨૫૨ ગિની+૨૪ક્રાન+૧૮ શિલિંગનારૂ. કરો.
૯. ૭૫૬ પૌંડ, ૧૬ શિ૦, ૧૧ પેંનના રૂપીઆ કરો.
૧૦. ૧૧૫ કોથળા અને૧૨ મણને કળશી અને મણમાંઆણો..
૧૧. ૧૮ ખાંડી ૧૨ માણી અને ૪ મણના ભાર કેટલા?
૧૨. ૧ મણની રતી કેટલી?
૧૩. ૨૪૭૬,૮૦ રતીને મણ, શેર, ને પાશેરમાં આણો.
૧૪. ૧૪ રીમ ૫ ધા અને ૧૬ તાવની કોડી અને ડઝનકેટલાં?
૧૫. ૧૭૫ પૌંડ (ટ્રાય) નાં (એવ૦) પૌંડ કેટલા? અને કયો પૌંડ મોટો?
૧૬. ૧૭૫ ઔંસ (ટ્રાય) ના (એવ૦) ઔંસ કેટલા? અને કયો ઔંસ મોટો!
૧૭. ૧ ખાંડીના પૌંડ(એવ૦)કેટલા, અને૧ ટનનાશેર કેટલા?
૧૮. ૧ શેરનું (ટ્રાય) વજન કેટલું થાય, અને ૧ ઔંસ ટ્રાયની રતી કેટલી?
૧૯. ૧ પૌંડ, ૧ ઔં. ૧૭ પે, ને ૧૨ ગ્રેનના તોલા કેટલા?
૨૦. ૩૫ ગદિ૦ ૧ વા૦ ૨ રતીને ટ્રાય વજનમાં આણો.
૨૧. ૧ પૌંડ (એવ.)ને ટ્રાય વજનમાં આણો.
૨૨. ૧૨૩૪૫ ફુટના હાથ કેટલા?
૨૩. ૧ મૈલના હાથ કેટલા અને ૧ ગાઉના ફુટ કેટલા?
૨૪. ૫ મૈલની સાંકળ કેટલી?
૨૫. ૧૨૫ વીઘાના એકર કેટલા અને ચો. સાંકળ કેટલી?
૨૬. ૫ વીઘાના ચો. ફુટ કેટલા?
૨૭. ૮૫ એકરના વીઘા કેટલા અને ચો. વૈત કેટલી?
૨૮. ૯ એકર ૨૫ ગુંઠાની ચો. સાંકળ કેટલી?
૨૯. ૬૨૭૫૬૨૫ ચો. ફુટને વીઘામાં આણો?
૩૦. ૮૫ એકરના કેટલા ચોરસ હાથ થાય?
૩૧. ૨૧૫ ગ્યાલનના ફરા કેટલા?
૩૨. ૧૫ અવર, ૧૫ ઘડી ને ૧૩ મિનિટના પળ કરો?
૩૩. ૨૪૭ ઘડીના સેકંદ અને ૭૫ અવરની પળ કેટલી?
૩૪. '૧૦૦'રૂ. કંપની ચલણી=૧૦૨ શિક્રાઈ છે, ત્યારે ૨૩૮૭૫૧૪ શિક્રાઈના કંપની ચલણી કેટલાં?

૩૫. ૧૦૦ રૂ. કંપની ચલણી=૧૧૮ ખંભાતીકે તો ૧૮૭૦૧ ખંભાતીના કંપની ચલણી કેટલા ?

## વિવિધ પરિમાણોનો સરવાળો.

૬૯. રીતિઃ—આપેલી રકમો એવી રીતે માંડવી, કે સજાતીય પરિમાણોના અંકો એક બીજાની નીચે આવે. પછી જમણી તરફના આપેલા સૌથી હલકા પરિમાણના અંકોનો સરવાળો લેવો, અને તે સરવાળામાંથી તેની પહેલાંના ભારે પરિમાણના જેટલા અંક નિકળે તે વધ્યા લેઈ, બાકીના લીટી નીચે મુકવા. પછી તે વધ્યાના અંક અને તેજ જાતના બીજા અંકોનો સરવાળો લેવો, અને તેમાંથી તેની પાસેના ભારે પરિમાણના જેટલા અંક નિકળે તેટલા વધ્યાના લેઈ બાકી વધે તે લીટી નીચે લખવા. એ પ્રમાણે છેવટ સુધી કરવું.

| દા. ૧. | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| | ૧૧ | ૫ | ૩ |
| | ૧૭ | ૩ | ૯ |
| | ૩૪૭ | ૭ | ૫ |
| | ૨૧ | ૧૩ | ૧૦ |
| | ૧૫ | ૧૪ | ૭ |
| | ૪૧૩ | ૧૨ | ૧૦ |

આ દાખલામાં પાઈનો સરવાળો ૩૪ થયો, તેમાંથી ૨ આના કાઢતાં ૧૦ પાઈ વધી, તે પાઈના ખાનામાં લખો પછી ૨ આનાને બધા આના સાથે મેળવ્યા તો ૪૪ આના થયા. તેમાંથી ૨ રૂપીઆ કાઢતાં ૧૨ આના વધ્યા. તે આનાના ખાનામાં લખ્યા. અને ૨ રૂપીઆને બધા રૂપીઆ સાથે મેળવ્યા તો ૪૧૩ થયા.

| દા. ૨. | મ. | શે. | પા. | દા. ૩. | જો. | ગા. | દંડ. | હા. | વેંત. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૫ | ૭ | ૨ | | ૫ | ૨ | ૨૩૫ | ૧ | ૧ |
| | ૧૯ | ૧૧ | ૩ | | ૧૧ | ૩ | ૭૪૫ | ૩ | ૦ |
| | ૩૫ | ૨૮ | ૧ | | ૧૫ | ૧ | ૯૪૭ | ૨ | ૧ |
| | ૧૩૨ | ૩૮ | ૦ | | ૪૯ | ૩ | ૮૭૬ | ૨ | ૧ |
| | ૨૦૩ | ૫ | ૨ | | ૮૨ | ૨ | ૮૦૫ | ૧ | ૧ |

### મનોયત્ન ૧૯.

| (૧) રૂ. | આ. | પા. | (૨) રૂ. | આ. | પા. | (૩) રૂ. | દો. | બ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૫ | ૧૨ | ૧૧ | ૫૭ | ૧૧ | ૬ | ૫૧ | ૮૭ | ૭ |
| ૯૭ | ૧૪ | ૯ | ૮૫ | ૧૩ | ૯ | ૮૨ | ૧૫ | ૧૪ |
| ૧૩૫ | ૧૫ | ૧૦ | ૬૭ | ૧૪ | ૧૧ | ૩૮ | ૯૭ | ૧૫ |

| (૪) રૂ. | પા. | રે. | (૫) પૌં. | શિ. | પે. | (૬) આ. | મ. | શે. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩૮ | ૩ | ૮૨ | ૧૭ | ૧૪ | ૩ | ૩૪ | ૧૨ | ૩૫ |
| ૫૫ | ૨ | ૮૯ | ૪૫ | ૧૨ | ૯ | ૬૬ | ૧૯ | ૨૫ |
| ૨૪ | ૩ | ૭૭ | ૫૩ | ૧૯ | ૭ | ૮૬ | ૧૬ | ૨૮ |
| ૧૩૧ | ૧ | ૬૮ | ૯૯ | ૯ | ૮ | ૭૯ | ૧૫ | ૩૮ |

| (૭) મ. | શે. | અપો. | (૮) હં. | પૌં. | ઔં. | (૯) તો. | ગ. | વા. | ર. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૬ | ૯ | ૫ | ૭ | ૩ | ૭ | ૩૨ | ૧ | ૯ | ૧ |
| ૨૭ | ૩૯ | ૩ | ૬ | ૧૭ | ૧૨ | ૨૫ | ૦ | ૭ | ૨ |
| ૫૮ | ૨૭ | ૭ | ૯ | ૯ | ૯ | ૨૮ | ૦ | ૧૧ | ૨ |
| ૪૭ | ૧૯ | ૯ | ૮ | ૧૯ | ૧૫ | ૩૭ | ૧ | ૨ | ૧ |

| (૧૦) ઔં. | પે. | ગ્રે. | (૧૧) ગા. | દં. | હા. | (૧૨) ગ. | ત. | આં. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૧૭ | ૨૦ | ૩૧ | ૨૦૦ | ૨ | ૧૫ | ૧૧ | ૧ |
| ૫ | ૧૨ | ૧૫ | ૧૩ | ૫૭૦ | ૩ | ૩૮ | ૧૭ | ૧ |
| ૩ | ૯ | ૭ | ૫૨ | ૮૯૦ | ૧ | ૪૫ | ૧૨ | ૧ |
| ૮ | ૧૬ | ૨૨ | ૬૨ | ૯૮૫ | ૩ | ૫૧ | ૧૯ | ૦ |

| (૧૩) મૈ. | ફ. | પો. | (૧૪) નિ. | વ. | કા. | (૧૫) એ. | રૂ. | પો. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭૨ | ૨ | ૨૫ | ૧૧૨ | ૩ | ૫ | ૧૭ | ૨ | ૧૫ |
| ૫૯ | ૬ | ૩૫ | ૮૫ | ૧૨ | ૩ | ૧૨ | ૩ | ૩૪ |
| ૬૨ | ૭ | ૨૮ | ૮૮ | ૧૭૧ | ૯ | ૫૮ | ૧ | ૩૨ |
| ૯૫ | ૬ | ૩૮ | ૫૨ | ૧૬૧ | ૮ | ૭૭ | ૩ | ૨૧ |

| (૧૬) ઓ.મા.ઓ.પૃ.ઓઈ. | | | (૧૭) વ. | મા. | દિ. | (૧૮) દિ. | ક. | મિ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૨ | ૭ | ૧૧૦ | ૧૫ | ૨ | ૯ | ૫૭ | ૭ | ૪૫ |
| ૧૧ | ૮ | ૧૧૮ | ૩૫ | ૫ | ૮ | ૫૨ | ૧૨ | ૪૦ |
| ૭ | ૫ | ૧૨૬ | ૨૮ | ૭ | ૭ | ૮૭ | ૧૯ | ૪૮ |
| ૧૫ | ૫ | ૧૪૦ | ૪૬ | ૩ | ૯ | ૪૫ | ૨૩ | ૫૫ |

૧૯. એક માણસની પાસે એક જણ રૂ ૧૦૦ ૬ આ. ૧૧ પા. બીજો રૂ. ૪૧,૨ આ. ૯ પા. અને ત્રીજો રૂ. ૧૩૧ ૨ આ. ૬ પા. માગેછે. ત્યારે એને કુલ દેવું કેટલું હશે?

૨૦. એક ફડીયાએ ૧૩૭ મણ ૧૧ શેર ઘઉં, ૮૯ મણ ૨૯ શેર બાજરી, ૬૬ મણ ૩૭ શેર ડાંગર, અને ૪૫ મણ ૨૭ શેર મગ વેચ્યા. ત્યારે એણે કુલ કેટલું અનાજ વેચ્યું?

૨૧. એક શેઠે ૩૭ ગદિ. ૫ વાલ ૨ રતિની તુશી કરાવી, ૯ તોલા ૭ વાલની બેરખી કરાવી, ૧૭ તોલા ૧ ગદિ. અને ૩ વાલનું કડું કરાવ્યું અને ૨૫ તોલા ૨ રતિની કંઠી કરાવી. ત્યારે તેની પાસે કેટલું સોનું થયું હશે?

૨૨. એક છોકરો ૯ વરસ ને ૭ મહિનાનો થયો ત્યારે નિશાળે બેઠો, તેણે ૮ વરસ ૧૧ મહિના વિદ્યાભ્યાસ કર્યો, પછી ૨૩ વરસ ૩ મહિના નોકરી કરી, ૫ વરસ અને ૧૦ મહિના પ્રવાસ કર્યો, અને ઘેર આવ્યા પછી ૧ વરસ ૫ મહિને મરણ પામ્યો ત્યારે મરતી વખત તેની ઉમર કેટલી?

૨૩. એક ગ્રહસ્થ દર વરસે ૭૭૫રૂ. ૯ આ. ૧૧ પા. ખાધા ખરચમાં વાપરે છે, ૧૨૪રૂ. ૭ આ. ૫ પાઈ વસ્ત્ર ખરચમાં વાપરે છે, ૩૮૭ રૂ. ૧૩ આ. ૭ પા. દાન કરે છે, અને ૭૦૦રૂ. બચાવે છે. ત્યારે તેની પેદાસ કેટલી હશે?

૨૪. એક રાજાને ૧૨૮૫૦રૂ. ૧૪ આ. ૭ પા. ઘર વેરામાંથી આવે છે, ૨૮૫૮૦રૂ. ૧૧ આ. ૯ પાઈ. જનાવર વેરામાંથી આવે છે. અને ૪૭૧૫૬૦ રૂ. ૧૧ આ. ૧૦ પા. માલ ઉપર જકાતના અને બીજા પરચુરણ થઈને આવે છે. ત્યારે તેને ઉપજ કેટલી થઈ કહેવાય?

૨૫. એક જણની કોથળીમાં ૧૭૫ મોહોરો, ૭૮૫ પુતળીયાં ૯૭૫ રૂપીઆ. ૩૫૪ અડધા, ૭૪ પાવલીઓ, ૭ બેઆનીઓ, અને ૩૬૪ પૈસા હતા ત્યારે તે બધું થઈને કેટલા રૂપીઆની કીમતનું હશે?

## વિવિધ પરિમાણોની બાદબાકી.

૭૦. રીતિઃ—આપેલી રકમો એવી રીતે માંડવી કે સજાતીય પરિમાણોના અંકો એક બીજા નીચે આવે. પછી એક લીટી દોરી સજાતીય અંકોની બાદબાકીને તેજ પરિમાણો નીચે લખવી

જો કોઈ પરિમાણ બાદ ન જાય તો, તેની પહેલાંના ભારે પરિમાણમાંથી ૧ ઉછીનો લઈ તેને ઉતરતા પરિમાણનું રૂપ આપી ઉપરના અંકમાં મેળવવો. અને તે સરવાળામાંથી નીચેનો અંક બાદ કરવો, પછી તેના પહેલાંના પરિમાણની બાદબાકી કરતી વખત ઉછીનો લીધેલો ૧ બાદ કરવાના અંકમાં મેળવવો.

દા. ૧

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૩૫ | ૬ | ૭ |
| ૧૯ | ૧૨ | ૩ |
| ૧૫ | ૧૦ | ૪ |

કારણઃ—આ દાખલામાં પાઈમાંથી પાઈ બાદ જાય છે, માટે તેમની બાદબાકી ૪, પાઈનાખાનામાં લખી. આનામાંથી આના બાદ જતા નથી માટે ૧ રૂપીઓ ઉછીનો લીધો. એટલે રૂપીઆના ૧૬ આના વત્તા ૬ આના બરાબર ૨૨ આના થયા. તેમાંથી ૧૨ આના જતાં બાકી ૧૦ આના રહ્યા તે આનામાં મુકવા. હવે ૩૫ રૂપીઆમાંથી ૧ ઉછીનો લીધેલો છે માટે બાકી ૩૪ રહ્યા, તેમાંથી ૧૯ બાદ કરીએ, અથવા ૩૫માંથી ૧૯+૧ ઉછીનો=, ૨૦ બાદ કરીએ તે એકજ છે. માટે ઉછીનો અંક ૧૯માં ઉમેરી તે ૩૫માંથી બાદ કર્યા એટલે ૧૫ રૂપીઆ આવ્યા.

દા. ૨

| મ. | શે. | પા. |
|---|---|---|
| ૮૭ | ૧૯ | ૧ |
| ૫૪ | ૩૭ | ૩ |
| ૩૨ | ૨૧ | ૨ |

દા. ૩

| વિ. | વ. | કા. |
|---|---|---|
| ૪૫ | ૭ | ૩ |
| ૩૨ | ૧૧ | ૯ |
| ૧૨ | ૧૫ | ૧૪ |

દા. ૪

| ગો.વા. | ગો.ફૂ. | ગો.ઈં. |
|---|---|---|
| ૧૭ | ૭ | ૪૫ |
| ૯ | ૮ | ૧૩૫ |
| ૭ | ૭ | ૫૪ |

દા. ૫

| પૌં. | શિ. | પે. |
|---|---|---|
| ૪૯ | ૧૭ | ૧ |
| ૪૩ | ૯ | ૫ |
| ૬ | ૭ | ૮ |

## મોનપત્ર ૨૦.

(૧)

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૫૮ | ૧૧ | ૩ |
| ૪૫ | ૯ | ૪ |

(૨)

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૯૮ | ૧૪ | ૫ |
| ૮૨ | ૧૫ | ૩ |

(૩)

| રૂ. | દો. | બ. |
|---|---|---|
| ૧૧૨ | ૮૭ | ૧૧ |
| ૮૪ | ૯૨ | ૧૪ |

(૪)

| રૂ. | પા. | રે. |
|---|---|---|
| ૫૮૪ | ૧ | ૫૨ |
| ૨૩૪ | ૩ | ૮૬ |

(૫)

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૩૪૩ | ૭ | ૩ |
| ૨૩૫ | ૧૨ | ૯ |

(૬)

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૧૫૫ | ૩ | ૬ |
| ૧૪૨ | ૧૪ | ૧૦ |

| (૭) પૌં. | શિ. | પે. | (૮) મ. | શે. | પા. | (૯) આં. | મ. | સે. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૮૨ | ૭ | ૧૧ | ૨૫ | ૭ | ૩ | ૩૫ | ૯ | ૩ |
| ૭૬ | ૧૪ | ૫ | ૧૯ | ૧૪ | ૨ | ૩૨ | ૧૭ | ૧૪ |

| (૧૦) પૌં. | શિ. | પે. | (૧૧) તો. | ગ. | વા. | (૧૨) પૌં. | ઔં. | ડ્રા. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩૪ | ૯ | ૫ | ૩૩ | ૦ | ૫ | ૧૯ | ૧૦ | ૫ |
| ૧૨૨ | ૧૭ | ૮ | ૨૪ | ૧ | ૯ | ૧૭ | ૧૩ | ૯ |

| (૧૩) ટ. | હં. | ક્વા. | (૧૪) ડ્રા. | સ્ક્રુ. | ગ્રે. | (૧૫) પૌ. | આ. | પે. | એ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯ | ૫ | ૩ | ૭ | ૧ | ૧૮ | ૩૮ | ૫ | ૧૧ | ૧૩ |
| ૧૪ | ૭ | ૨ | ૪ | ૨ | ૨૧ | ૨૬ | ૮ | ૧૪ | ૧૬ |

| (૧૬) જો. | ગા. | દં. | (૧૭) હં. | વેં. | આં. | (૧૮) ગ. | ત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨ | ૩ | ૨૦૦ | ૨૫ | ૧ | ૨ | ૪૫ | ૨ |
| ૯ | ૨ | ૫૦૦ | ૯ | ૧ | ૭ | ૩૫ | ૧૬ |

| (૧૯) યા. | ફુ. | ઈં. | (૨૦) મૈ. | ફ. | પો. | (૨૧) એ. | ગું. | આના |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩૨ | ૧ | ૩ | ૧૫૨ | ૩ | ૧૨ | ૩૫ | ૧૨ | ૫ |
| ૨૮ | ૨ | ૫ | ૧૩૬ | ૫ | ૧૯ | ૩૨ | ૨૭ | ૧૪ |

| (૨૨) એ. | રૂ. | પો. | (૨૩) વિ. | વં. | કા. | (૨૪) ચો.યા. | ચો.ફુ. | ચો.ઈં. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૨ | ૨ | ૭ | ૧૭ | ૧૬ | ૧૨ | ૧૪ | ૩ | ૧૧૦ |
| ૧૧ | ૩ | ૧૯ | ૧૩ | ૧૮ | ૧૯ | ૯ | ૫ | ૧૨૪ |

| (૨૫) ઘ.યા. | ઘ.ફુ. | ઘ.ઈં. | (૨૬) દિ. | ઘ. | પ. | (૨૭) અ. | મિ. | સે. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૭ | ૧૨ | ૨૩૫ | ૧૯ | ૨૨ | ૫૨ | ૨૩ | ૭ | ૧૨ |
| ૧૧ | ૧૮ | ૪૪૫ | ૧૬ | ૩૫ | ૫૯ | ૨૦ | ૧૩ | ૪૮ |

(૨૮) એક માણસને રૂ. ૧૦૦નો મહિનો છે. તે દરમાસે ૮૫ રૂ. ૭ આ. ૯ પા. ખરચ કરે છે. તો તે શું બચાવશે?

(૨૯) ૨૨૫ રૂ. ૯ આ. ૭ પા. માં કેટલા ઉમેરીએ તો ૨૪૦ થાય?

(૩૦) બાબાશાઈ અને કંપની રૂપીઆમાં ૩ આ. ૧ પા. નો તફાવત હોય તો બાબાશાઈનું શું ઉપજશે?

(૩૧) એક માણસ ૨૧૫ રૂ. ૪ આ. ૭ પા. લઈને હુંડી કરાવવા ગયો; તેને રૂ૯-૧૧-૯ હુંડીઆમણ બેઠું, ત્યારે હુંડી

કેટલાની થઇ હશે?

(૩૨) એક કંઠી કરાવવાને ૨૫ તોલા ૯ વાલ ૨ રતિ સોનું સોનીને આપ્યું. તેમાંથી તેણે ૧૧ વાલ ૨ રતિ ચોરી લીધું અને ૮ વાલ ૨ રતિ પાછું આપ્યું ત્યારે કેટલા તોલાની કંઠી થઇ હશે?

## વિવિધ પરિમાણોનો ગુણાકાર.

૭૧. રીતિઃ-આપેલી ગુણ્ય રકમ એક ઓળમાં લખી તેના જમણા હાથ તરફના છેલા અંક નીચે ગુણક લખવો. પ્રથમ એ છેલા એટલે હલકી જાતના અંકને ગુણવો. જે ગુણાકાર આવે તેમાંથી તેની પાસેના ભારે જાતના જેટલા અંક નિકળે, તેટલા ચઢતી ભાંજણીની રીતે કાઢીને વધ્યાના લેવા, ને જે બાકી રહે તે લીટી નીચે મુકવા. પછી તેનાથી ચઢતી જાતના પરિમાણને ગુણી ગુણાકાર આવે તેમાં આવેલા વધ્યા મેળવવા, અને તેમાંથી તે કરતાં ભારે જાતના જેટલા અંક નિકળે તે વધ્યાના લેઇ બાકીના પાછા લીટી નીચે મુકવા. આ પ્રમાણે છેવટ સુધી કર્યા જવું.

દા. ૧ રૂ. આ. પા.

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૧૨ | ૬ | ૭ |
| | | ૫ |
| ૬૨ | ૦ | ૧૧ |

૭ પાઇને ૫ એ ગુણતાં ૩૫ પાઇ આવી તેમાંથી ૨૪ પાઇના ૨ આના વધ્યા લેઇ, બાકીની ૧૧ પાઇ મુકી—પછી ૭ આનાને ૫એ ગુણતાં ૩૦ આના આવ્યા તેમાં ૨ વધ્યાના ઉમેરવાથી ૩૨ આના થયા. તેના ૨ રૂપીઆ વધ્યાના આવ્યા માટે બાકી૦વધી. ૧૨ રૂપીઆને ૫ એ ગુણવાથી ૬૦ રૂપીઆ થયા, તેમાં પહેલાંના ૨ વધ્યાના ઉમેરવાથી ૬૨ રૂપીઆ આવ્યા.

દા. ૨

| ખાં. | મ. | શે |
|---|---|---|
| ૧૪ | ૩ | ૧૭ |
| | | ×૧૨ |
| ૧૭૦ | ૧ | ૪ |

દા. ૩

| પૌ. | શિ. | પે. |
|---|---|---|
| ૨૮ | ૧૫ | ૩ |
| | | ×૧૫ |
| ૪૩૧ | ૮ | ૯ |

ગુણક અંક મોટો હોય ને તેના અવયવ નિકળી શકતા હોય તો, એકદમ ગુણવા કરતાં પ્રથક પ્રથક અવયવોવડે ગુ-

ણવાથી સેહેલ પડે છે. તથાપી જ્યારે ગુણકના અવયવો નિકળી શકે નહીં ત્યારે તો એકદમ ગુણવા જોઇએ.

દા. ૪. ૧૫ રૂપીઆ ૧૩ આના ૮ પાઇ×૭૨

**અહીં ૭૨=૯×૮ અથવા ૧૨×૬ છે માટે.**

| રૂ. | આ. | પા. | અથવા | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|---|
| ૧૫ | ૧૩ | ૮ | | ૧૫ | ૧૩ | ૮ |
| | | ૯ | | | | ૧૨ |
| ૧૪૨ | ૧૧ | ૦ | | ૧૯૦ | ૪ | ૦ |
| | | ૮ | | | | ૬ |
| ૧૧૪૧ | ૮ | ૦ | અથવા | ૧૧૪૧ | ૮ | ૦ |

**મનોયત્ન ૨૧.**

૧. ૧૪ રૂપીઆ ૧૩ આના ૭ પાઇ×૨
૨. ૧૩ રૂપીઆ ૧૪ આના ૭ પાઇ×૭
૩. ૨૨ રૂપીઆ ૧૨ આના ૮ પાઇ ×૮
૪. ૧૩ રૂપીઆ ૪ આના ૭ પાઇ ×૧૧
૫. ૧૬ રૂપીઆ ૧૨ આના ૧૧ પાઇ ×૧૨
૬. ૧૪ પૌંડ ૭ શિલિંગ ૬ પેન્સ ×૭
૭. ૨ પૌંડ ૧૩ શિલિંગ ૧૧ પેન્સ ×૧૧
૮. ૧૨ ખાંડી ૩ મણ ૭ શેર ×૧૩
૯. ૭ યાર્ડ ૧૯ ફુટ ૨૧ ઇંચ ×૬
૧૦. ૯ ઔંસ ૫ પેનીવેટ ૭ ગ્રેન ×૯
૧૧. ૯ મૈલ ૨ ફર્લાગ ૫ પોલ ×૮
૧૨. ૧૨ એકર ૩ રૂડ ૩૩ પોલ ×૧૨
૧૩. ૨૨ દિવસ ૧૭ ઘડી ૨૨ પલ ×૧૫

નિચેના બાર દાખલા અવયવ કહાડીને કરો.

૧૪. ૪ રૂપીઆ ૧૨ આના ૧ પાઇ ×૨૪
૧૫. ૨૧ રૂપીઆ ૧૫ આના ૫ પાઇ×૮૧
૧૬. ૫ રૂપીઆ ૩ આના ૬ પાઇ×૧૯૬
૧૭. ૯ રૂપીઆ ૫ આના ૫ પાઇ×૧૫૦
૧૮. ૯ પૌંડ ૭ શિલિંગ ૭ પેન્સ ×૧૬૨
૧૯. ૧૧ પૌંડ ૯ શિલિંગ ૯ પેન્સ ×૧૦૮

૨૦. ૧૪ ખાંડી ૯ મણ ૧૫ શેર ×૨૭૦
૨૧. ૧૫ ખાંડી ૭ મણ ૧૯ શેર ×૫૦૦
૨૨. ૩૫ તોલા ૧ ગદિયાણો ૭ વાલ.×૧૮૦
૨૩. ૨૩ ગદિયાણા ૯ વાલ ૧ રતી ×૨૧૦
૨૪. ૯ વિઘા ૧૨ વસા ૧૬ કાઠી ×૧૧૨
૨૫. ૧૬ ગાઉ ૯૮ દંડ ૩ હાથ ×૨૨૪
૨૬. ૧૫ રૂપીઆ ૭ આના ૧૧ પાઈ ×૪૭
૨૭. ૭ રૂપીઆ ૯ આના ૬ પાઈ ×૮૯
૨૮. ૧૨ રૂપીઆ ૧૧ આના ૪ પાઈ ×૧૦૭
૨૯. ૧૪ ખાંડી ૧૩ મણ ૧૫ શેર ×૯૩
૩૦. ૧૭ ખાંડી ૧૫ મણ ૧૨ શેર ×૧૦૧
૩૧. ૨૩ પૌંડ ૧૨ શિલિંગ ૭ પેન્સ ×૧૪૯
૩૨. ૨૭ મૈલ ૭ ફર્લાંગ ૧૨ પોલ ×૧૧૩
૩૩. ૩૫ ગદિયાણા ૭ વાલ ૨ રતિ ×૨૯

૩૪. ૧ ઔંસ રૂપાની કીમત રૂ. ૨. ૭ આ. ૫ પા. પડે તો ૧૭ પૌં. રૂપાની કીમત શી પડશે?

૩૫. ૨ ફુ. ૮ ઈં. નું એક પગલું એવાં ૭૫ પગલાં દરેક માણસ એક મિનિટમાં ચાલેછે, તો એ લએ એક રોજ ૫ કલાકમાં કેટલું ચાલી હશે?

## વિવિધ પરિમાણોનો ભાગાકાર.

એના બે પ્રકાર છે. ૧ વિવિધ અંકોને સાદી સંખ્યાએ ભાગવાનો. ૨ વિવિધ અંકોને વિવિધ અંકોએ ભાગવાનો.

૭૨. પેહેલો પ્રકાર (સાદી સંખ્યાએ ભાગવાનો) વિવિધ અંકને સાદી સંખ્યાએ ભાગવાથી ભાગાકારમાં વિવિધ અંક આવેછે.

**રીતિઃ**—સાદા ભાગાકારમાં બતાવ્યા પ્રમાણે ભાજ્યની ડાબી તરફ ભાજકને મુકવો.ને ભાજ્યના ડાબા હાથ તરફના ભારેમાં ભારે અંકને,તે વડે પ્રથમ ભાગવો. ભાગાકાર આવે તે લીટી નીચે મુકવો. અને કંઈ બાકી રહે તેને ઉતરતી ભાજણીમાં કહ્યા પ્રમાણે તેનાથી ઉતરતી જાતના પરિમાણનું રૂપ આપી

તે પરિમાણનો કોઈ અંક ભાજ્યમાં હોય તો તે સાથે મેળવવો અને તેને ફરીને એજ રીતે ભાજકે ભાગવો. એ પ્રમાણે છેવટ સુધી કર્યા જવું.

દા. ૧. રૂ. ૨૭, ૩ આ. ૨ પા. એને ૭ એ ભાગો.

૭)૨૭ ૩ ૨
૩—૧૪—૨

૨૭ રૂપીઆને પ્રથમ ૭ એ ભાગતાં ૩ રૂપીઆ આવ્યા ને બાકી ૬ રૂપીઆ વધ્યા. તેના આના ૯૬ તેમાં ભાજ્યમાંના ૩ આના મેળવતાં ૯૯ આના થયા તેને ૭ એ ભાગતાં ૧૪ આના આવ્યા. ૧ આનો બાકી રહ્યો, તેને ૧૨ પાઈ થઈ તેમાં ભાજ્યમાંની ૨ પાઈ મેળવીને ૭ એ ભાગવાથી ૨ પાઈ આવી.

જો ભાજક મોટો હોય, ને તેના અવયવ નિકળતા હોયતો અવયવ કાઢીને ભાગાકાર કરવો.

દા. ૨. રૂ. ૩૧૫, ૪ આ. ૬ પા. ÷ ૫૪

અહીં ૫૪=૬×૯ છે માટે:—

૬)૩૧૫ ૪ ૬
૯) ૫૨ ૮ ૯
૫ ૧૩ ૫

જો ભાજક ઘણો મોટો હોય ને અવયવ નિકળી શકતા ન હોય તો તળે લીટી કર્યાને બદલે લાંબી રીતે ભાગાકાર કરવો.

૭૩. બીજો પ્રકાર.–(વિવિધ અંકે ભાગવાનો) વિવિધ અંકને વિવિધ અંકે ભાગવાથી ભાગાકાર સાદી સંખ્યા આવેછે. વળી એ સારી પેઠે યાદ રાખવું કે એકજ જાતનાં પરિમાણોનો ભાગાકાર થઈ શકે છે. જેમકે ૨૫ રૂ. ને ૫ રૂ. એ ભગાય પણ ૫ મણ અથવા ૫ શેરે કદી ભગાય નહીં. કેમકે રૂપીઆને અને મણને કંઈ સંબંધ નથી ત્યારે રૂપીઆમાંથી મણ જેવડા ભાગ થાયજ નહીં.

દા. ૩. ૨૫ રૂ. ૪ આ. ૮ પા. ને ૩ રૂ. ૨ આ. ૭ પા. એ ભાગો

```
૩  ૨  ૭)૨૫  ૪  ૮(૮
        ૨૫  ૪  ૮
        --------
         ૦  ૦  ૦
```

૭૪. આવી જાતના ભાગાકાર કરવાની સૌથી સૂતર રીત એ કે બંને રકમને એક નામનું રૂપ આપી ભાગાકાર કરવો.

દા. ૪. ૪૯ ખાંડી, ૧૯ મણ, ૨૪ શેર એને ૪ ખાંડી ૩ મણ ને ૧૨ શેરે ભાગો.

બંને રકમોના શેર કરયાં તો ૩૯૯૮૪ અને ૩૩૩૨ થયા, માટે

```
૩૩૩૨) ૩૯૯૮૪( ૧૨  જવાબ.
      ૩૩૩૨
      ----
       ૬૬૬૪
       ૬૬૬૪
       ----
       ૦૦૦૦
```

## મનોયત્ન ૨૨.

| | રૂ. | આ. | પા. | | | રૂ. | આ. | પા. | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૫૯ | ૧૩ | ૧ | ÷ ૫. | (૨) | ૯૪ | ૫ | ૬ | ÷ ૭. |
| (૩) | ૮૫ | ૯ | ૬ | ÷ ૯. | (૪) | ૯૭ | ૧૨ | ૨ | ÷ ૧૦. |

(૫) ૫૬ ખાં. ૧૬ મ. ÷ ૧૦. (૬) ૭૭ ખાં. ૯ મ. ૮ શે ÷ ૧૨.

(૭) ૬૮ પૈં. ૮ શિ. ÷ ૮. (૮) ૧૨૫ તો. ૧૨ વા. ÷ ૧૩.

નીચેના પહેલા આઠ દાખલા અવયવ કહાડીને કરો.

| | રૂ. | આ. | પા. | | | ખાં. | મ. | શે. | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| (૯) | ૧૯૮ | ૧૨ | ૯ | ÷ ૬૩. | (૧૦) | ૧૧૨ | ૧૭ | ૨૫ | ÷ ૬૬. |
| (૧૧) | ૧૫૭ | ૧૩ | ૭ | ÷ ૭૨. | (૧૨) | ૩૧૬ | ૧૩ | ૩૫ | ÷ ૭૮. |

(૧૩) ૧૫૨ મૈ. ૭ ફ. ÷ ૮૪. (૧૪) ૭૮૫ વી. ૧૯ વ. ૧૩ કા. ÷ ૮૮

(૧૫) ૧૩૫ પૌ. ૧૭ શિ. ÷ ૧૨૬. (૧૬) ૨૩૫ ટ. ૮ હં. ૩ ક્વા. ÷ ૧૩૨

(૧૭) ૯૨૮ રૂ. ૧૪ આ. ÷ ૪૭. (૧૮) ૩૩૫ એ. ૨૩. ૪ પો. ÷ ૮૩.

(૧૯) ૨૨૫ એ. ૨૧ ગું. ÷ ૯૭. (૨૦) ૭૪૫ મૈ. ૩ ફ. ૧૨ પો. ÷ ૧૦૭.

(૨૧) ૩૪૫ તો. ૧૧ વા. ÷ ૧૩૩. (૨૨) ૩૬૭ ચો. યા. ૭ ફુ. ÷ ૧૪૯.

(૨૩) ૯૮૫ રૂ. ૮ આ. ૯ પા. ÷ ૩૫ રૂ. ૭ આ. ૩ પા.

(૨૪) ૧૦૯ ખાં. ૧૭ મ. ૩૬ શે, ÷ ૧૭ મ. ૨૯ શે.

(૨૫) ૪૪૯ તો. ૨ વા. ૨ રતિ, ÷ ૧૩ ગ. ૩ વા. ૧ રતિ.

(૨૬) ૧૯૮ મૈ. ૬ ફ. ૩ પો. ÷ ૩ મૈ. ૪ ફ. ૧૧ પો.
(૨૭) ૬૫૯ એ. ૩૦ ગું. ૪ આ. ÷ ૧૮ એ. ૧૨ ગું. ૧૭ આ.
(૨૮) ૯ ટ. ૫ હં. ૨ ક્વા. ÷ ૨૫ પૌં. ૧૪ ઔં. ૧૧ ડ્રા.
(૨૯) ૩૭૭૬ રૂ. ૧૨ આ. ÷ ૨૬ રૂ. ૧૪ આ. ૯ પા.
(૩૦) ૧૩૧ પૌં. ૨ ઔં. ૧૫ પે. ૨૦ ગ્રે. ÷ ૨ પૌં. ૭ ઔં. ૯ પે. ૨૨ ગ્રે.
(૩૧) ૨૪૧૨ પૌં. ૧ શિ. ÷ ૩૧ પૌં. ૧૪ શિ. ૯ પે.
(૩૨) ૧૪૬૭ દિ. ૪૦ ઘ. ૪૮ પ. ÷ ૧૫ દિ. ૧૭ ઘ. ૧૮ પ.
(૩૩) ૨૧ રતલ ચાની કીમત રૂ. ૧૭, ૮ આ. તો ૧ રતલનું શું?
(૪૩) ૪૦ વાર લુગડાની કીમત રૂ. ૧૭, ૩ આના ૩ પા. પડે તો એક વારનું શું પડશે?
(૩૫) એક કોઠારમાં ૭૨ મણ ૧૨ શેર ચણા માય તો ૧૩ એડીયાં ૧૭ મણ અને ૩૨ શેર ચણાના કેટલા કોઠાર થશે?
(૩૬) ૭ ડઝન મોજાંની જોડના રૂ. ૨૭૯, ૨ આ. પડે તો એક જોડનું શું મૂલ્ય હશે?
(૩૭) એક ગાડીના પૈડાનો ઘેરાવો ૧૭ ફુટ ૬ ઇંચ છે ત્યારે એક મૈલમાં તે પૈડાના કેટલા આંટા ફરી વળે વારૂ?
(૩૮) ૯૨ પૌં. ૫ શિ. માં ૧ પૌં. ૨ શિ. ૬ પે. કેટલી વખત રહેલા છે?
(૩૯) ૧ મૈલ ૪૬૭ યાર્ડ અને ૧ ફુટ જવામાં એક પૈડાના ૫૧૪ આંટા થયા ત્યારે તેનો ઘેરાવો કેટલો હશે?
(૪૦) જો ૧૮૧ એકર જમીનનું ભાડું રૂ ૨૮૨—૧૩ પડે તો એક એકરનું શું પડશે?

---

## પરિમાણે પરિમાણોનો ગુણાકાર.

૭૫. કલમ ૨૫માંમાં કહ્યું છે કે ગુણકાંક હમેશાં સાદી સંખ્યાજ જોઇએ. પરંતુ કોઈ વખત ગુણકાંકમાં પરિમાણવાળી સંયુક્ત સંખ્યા આવે છે. જેમ, ૨ રૂ. ૫ આ. ને ૩ રૂ. ૧ આ. એ ગુણો. એનો અર્થ એટલોજ કે ૨ રૂ. ૫ આ. ને ૩$\frac{૧}{૧૬}$ ગણા કરો, તેમજ ૩ મણ ૭ શેરને ૫ મણ ૯ શેરે ગુણો, તેનો અર્થ એ કે ૩ મણ ૭ શેરને ૫$\frac{૯}{૪૦}$ ગણા કરો. આ ઉપ-

રથી જણાશે કે ગુણકાંક પરિમાણ રૂપે કહ્યો હોય તોપણ તે સાદીજ સંખ્યા છે. વિવિધ અંકથી બતાવી શકાય એવા અપૂર્ણાંક ગુણકમાં હોય, તો તે વિવિધ પરિમાણ રૂપે બતાવાય છે. કોઈ રકમને ૯$\frac{11}{16}$ એ ગુણવા હોય તો તેને ૯ રૂ. ૧૧આ. એ ગુણો કહેવાય.

૭૬. ૨ હાથ×૩હાથ હોય તો ૨ હાથ=૨×૧હાથ, અને ૩હાથ =૩×૧ હાથ; માટે ૨ હાથ×૩ હાથ=૨×૧ હાથ×૩×૧ હાથ =૬×એકવર્ગ હાથ. પણ મહત્વ દર્શક પરિમાણોના વર્ગને ચોરસ કહે છે, માટે ૨ હાથ × ૩ હાથ= ૬×૧ ચો. હા. ૬ ચો. હા. એટલે એક હાથ લાંબી અને ૧ હાથ પહોળી એવી ૬ હાથ જગા. કાગળ જેવી કોઈપણ ચોખુણ આકૃતિની સપાટી કેટલી છે તે કહાડવી હોય, તો તેની લંબાઈ અને પહોળાઈનો ગુણાકાર કરવો. કારણ ત્રણગજલાંબી અને બે ગજ પહોળી એવી આકૃતિ હોય, તો તેના ત્રણ ગજ લાંબી અને એક ગજ પોહોળી એવા બે ભાગ થાય. અને તે દરેકના પાછા એક ગજ લાંબી અને એક ગજ પહોળી એવા ત્રણ ભાગ અથવા ૩ ચો. ગજ થાય. એટલે આખી આકૃતિના ૩×૨ =૬ ચો. ગજ થાય. તેમજ કોઈ નક્કર પદાર્થ કેટલી જગા રોકે છે તે કહાડવું હોય, તો તેની લંબાઈ, પહોળાઈ, અને જાડાઈ (અથવા ઉંડાઈ કે ઉંચાઈ) નો ગુણાકાર કરવો.

## સજાતીય પરિમાણોનો ગુણાકાર.

૭૭. ગુણાકાર કરતાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

રૂ.×રૂ.=રૂ. કેમકે રૂપીએ ગુણવું એટલે તેટલા ગણું કરવું.

રૂ.×આ.=આ. કેમકે ગુણકાંક સોળમો ભાગ હોયતો ગુણાકાર સોળમો ભાગ આવેજ.

રૂ.×પા.=પા. કેમકે ગુણકાંક ૧૯૨ મો ભાગ હોયતો ગુણાકાર પણ ૧૯૨ મો ભાગ આવે.

આ.×આ.=કાચા.રૂપ-પ્રતિ આના, એટલેગુણાકારને ૧૬ એ ભાગીએ તેટલા આના. કેમકે રૂ. નો ૧૬ મો ભાગ આનો છે, માટે રૂપીઆ અને આનાના ગુણાકારનો સોળમો ભાગ આનાને આનાનો ગુણાકાર આવે.

આ. પા.=ગુણાકારને ૧૬ એ ભાગીએ તેટલી પાઈ; અથવા ૧૯૨ એ ભાગીએ તેટલા આના. કેમકે રૂ. નો ૧૬ મો ભાગ આનો છે માટે રૂ.×પા. નો સોળમો ભાગ આ.×પા. આવે.

પા. × પા.=(ગુણાકાર÷૧૯૨) પાઈ. કેમકે રૂપીઆનો ૧૯૨ મો ભાગ પાઈ છે, માટે રૂ.×પા. નો ૧૯૨ મો ભાગ પા.× પા. આવે. તેમજઃ—

| | |
|---|---|
| ફુ.×ફુ.=ફુ.* | આં×આં=આં. |
| ફુ.×ઈં.=ઈં. | આં×મ.=મ. |
| ઈં.×ઈં.=પ્રતિઈં.અ. | આં×શે.=શે. |
| ગુણાકાર÷૧૨ ઈંચ | મ.×મ.=પ્રતિમણ(ગુણાકાર÷૨૦ મણ, |
| | મ.×શે.=ગુણાકાર÷૨૦ શેર. |

આ ઉપરથી બીજા સજાતીય પરિમાણોનો ગુણાકાર ધ્યાનમાં આવશે.

| દા. ૧ | રૂ. | આ. | | દા. ૨ | ફુ. | ઈં. | |
|---|---|---|---|---|---|---|---|
| | ૧૫ | ૩ | આ ગુણ્ય. | | ૪ | ૫ | આ ગુણ્ય. |
| × | ૭ | ૨ | આ ગુણક. | × | ૮ | ૯ | આ ગુણક. |
| | ૧૦૬ | ૫ | કાચાઆના. | | ૩૫ | ૪ | પ્ર૦ઈં૦ |
| | ૧ | ૧૪ | ૬ | | ૩ | ૩ | ૯ |
| | ૧૦૮ | ૩ | ૬. જવાબ | | ૩૮ | ૭ | ૯. જવાબ. |

૭૮. આવા ગુણાકાર કરવાની સહેલી રીત એ છે કે ઉતરતી ભાંજણીની રીતે ગુણકને હલકા પરિમાણનું રૂપ આપવું, અને

*ગુણકનાં પરિમાણ અપૂર્ણાંક દાખલ ન હોય, અને પૃષ્ઠફળ કહાડવું હોયતો ફુ×ફુ=ચો.ફુ; ઈં×ઈં=ચો. ઈં. ; ફુ×ઈં=(ગુણાકાર÷૧૨) ચો.ફુ. અથવા, (ગુણાકાર×૧૨) ચો. ઈં. આવે.

તેથી જે આવે તેટલાએ ગુણ્યને ગુણવા. પછી તે હલકા પરિમાણની જે સંખ્યાથી મુખ્ય માનેલું ભારે પરિમાણ થાય છે, તેટલાએ ગુણાકારને ભાગવા. આથી હિસાબ ગણતાં ગુંચવણ પડતી નથી, જેમકે ઉપરનાજ પહેલા દાખલામાં ગુંણક ૭ રૂ. ૨ આ. છે. તેના ૧૧૪ આના થયા માટેઃ—

| | રૂ. | આ. |
|---|---|---|
| | ૧૫ | ૩ |
| | | ×૧૧૪ |
| ૧૬) | ૧૭૩૧ | ૬ |
| | ૧૦૮ | $૩\frac{૬}{૧૬}$ |

અથવા ૧૦૮ રૂ. ૩ આ. ને ૬ કાચા આના જવાબ.

## મનોયત્ન ૨૩.

(૧) ૧૭ રૂ. ૪ આ.×૧૧ રૂ. ૧૫ આ.

(૨) ૨ આ. ૩ પા.× ૪ આ. ૫ પા.

(૩) ૫ રૂ. ૪ આ. ૧૦ પા×૧૦ રૂ. ૧૧ આ. ૮ પા.

(૪) ૧૪ રૂ. ૫ આ. ૪ પા.× ૭ રૂ. ૩ આ.

(૫) ૨ પૌં. ૪ શિ.×૧૫ પૌં. ૧૫ શિ.

(૬) ૨ શિ. ૪ પે.×૧૧ શિ. ૧૧ પે.

(૭) ૨૫ પૌં. ૧૫શિ. ૧૦.પે.×૧૦ પૌં. ૧૧ શિ. ૮ પે.

(૮) ૧૨ આં. ૧૧ મ.×૧૭ આં. ૨ મ.

(૯) ૧૧ મ. ૧૨ શે.×૧ મ. ૧૪ શે.

(૧૦) ૨૫ પૌં.(એવ.) ૧૧ ઔં×૧૦ પૌં. ૫ ઔં.

(૧૧) ૧૫ દિ. ૧૩ ઘ.×૧૬ દિ. ૩૦ ઘ.

(૧૨) ૨ ફુ. ૪ ઈં.× ૪ ફુ. ૧૦ ઈં.

(૧૩) ૧૭ ફુ. ૩ ઈં.×૧૧ ફુ. ૨ ઈં.

(૧૪) ૬ ફુ. ૪ ઈં.×૪ ફુ. ૭ ઈં.

(૧૫) ૨ હા. ૧૩ આં.×૨૫ હા. ૨૦ આં.

(૧૬) ૧૭ હા. ૧ વેં.×૧૫ હા. ૧ વેં.

(૧૭) ૧૨ વી. ૧૭ વ.×૧૩ વી. ૧૪ વ.

(૧૮) ૧૩ એં. ૨૫ ગું×૧૪ એ. ૧૮ ગું.

(૧૯) ૧૭ ગું. ૧૩ આં.×૧૪ ગું. ૧૧ આં.

૨૦. એક ચોરસ ખેતરની એક બાજુ ૨૨૫ હાથ ૩ આંગળ થઈ તે ખેતરનું પૃષ્ઠફળ કેટલું?

૨૧. એક પાટડો ૨૦ ફુટ લાંબો, ૧૨ ફુટ ૩ ઈંચ. પહોળો, ને ૧ ફુટ ૭ ઈંચ જાડોછે. તે કેટલા ઘનફુટ જગા રોકશે.

૨૨. એક ચોરસ સરોવરની એક બાજુ ૧ ગાઉ ૩૦૦ દંડની છે, અને તેની ઊંડાઈ ૧૦૦ હાથ છે, તો તેનું ઘન માપ શું થશે?

૨૩. એક ટાંકું ૧૩ ગજ લાંબું, ૬ ગજ ૪ તસુ પહોળું, અને ૧૮ ગજ ઊંડું છે, તેમાં કેટલા ઘનફુટ પાણી માશે?

## વિજાતીય પરિમાણોનો ગુણાકાર.

૭૯. પરિમાણરૂપે કહેલો ગુણક ફકત અપૂર્ણાંક બતાવે છે, માટે ગમે તે પરિમાણ ગુણકમાં આવી શકે. ૩ મ. ૪ શે.×૭ રૂ. ૯ આં. એટલે ૩ મ. ૪ શે.×૭$\frac{૯}{૧૬}$ આમાં જે પરિમાણની જાતનો ગુણાકાર લાવવો હોય તે ગુણ્ય લેવું, અને બીજું અપૂર્ણાંક ગુણક દાખલ લેવું.

| | | | |
|---|---|---|---|
| દા. ૧ | ખાં. | મ. | |
| | ૨ | ૮ | આ ગુણ્ય. |
| | ×૪ રૂ. | ૧૨ આ. | આ ગુણક. |
| | ૧ | ૧૨ | ૮મ.×૪રૂ.=૩૨મ.=૧ખાં. ૧૨મ. |
| | ૮ | ૦ | ૨ખાં.×૪રૂ.=૮ખાં. |
| | ૦ | ૬ | ૮મ.×૧૨આ=(૯૬÷૧૬)મ.=૬મ. |
| | ૧ | ૧૦ | ૨ખાં×૧૨આ=૨૪÷૧૬ખાં=૧ખાં. |
| | ૧૧ખાં. | ૮મ. | જવાબ. ૧૦ મ. |

૮૦. વિજાતીય પરિમાણોનો ગુણાકાર પણ ૭૮ મી કલમમાં બતાવ્યા પ્રમાણે સહેલી રીતે થાયછે. જેમકે ૪ રૂ. ૧૨ આ. ×૨ ખાં. ૮મ. અહીંઆં ગુણકના મણ ૪૮ થયા માટેઃ—

| | |
|---|---|
| રૂ. | આ. |
| ૪ | ૧૨ |
| | ૪૮ |
| ૨૦)૨૨૮ | ૦ |
| ૧૧ | ૬$\frac{૮}{૨૦}$ જવાબ. |

## મનોયત્ન ૨૪.

નીચેના દાખલાઓમાં જવાબ ગુણ્યની જાતનો લાવો.

[૧] ૭ રૂ. ૧૧ આ. × ૫ આં. ૧૫ મણ.
[૨] ૨ ફુટ. ૪ ઈંચ. × ૨ પૌ. ૪ શિ.
[૩] ૨ દિ. ૧૧ ઘ. × ૨ દિ. ૧૫ ઘ.
[૪] ૧૫ વિ. ૧૦ વ. × ૨ ગું. ૧૧ આં.
[૫] ૧૧ અવર. , × ૨ પાઈ.
[૬] ૨ રૂ. ૧૨ આ. × ૫ ફુ. ૨ ઈં.
[૭] ૨ પૌ. ૫ શિ. × ૪ ગું. ૫ આં.
[૮] ૨ મ. ૪ શે. × ૫ દિ. ૧૦ ઘ.

## મનોયત્ન ૨૫.

પરચુરણ દાખલા.

૧. એક ગ્રહસ્થ મહિને રૂ. ૨૩૭, ૫ આ. ૪ પા. ખરચ કરે તો વરસે રૂ ૩૦૦૦ બચાવે, ત્યારે તેની વાર્ષિક પેદાશ કેટલી?

૨. એક ભંડારમાંથી રૂ ૪૯૨, ૯ આ. ૫ પા.ની એક એવી ૮૭ ઢગલીઓ કરી તો બાકી રૂ. ૧૩૫, ૧૫ આ. ૧ પા. રહી ત્યારે તે ભંડારમાં કુલ રૂપીઆ કેટલા?

૩. એક માણુસે ચાર બેડીયાં ઘી રૂ. ૨૧૭૦ માટે લીધું, તેને રૂ.૬, ૮ આ.દર બેડીએ ભાડા ખરચ બેઠું.અને ૩ આ. ૬ પા. દરમણે હાંસલ બેઠું, ત્યારે તેને મણ કેટલે પરવડ્યું?

૪. એક માણુસે ૨૭ રીંમ રૂ. ૪૨૫ માટે આણ્યાં ને તેને દર રીમે ૮ આ. ખરાજાત પડી તો એક તાવ કેટલે પડ્યો?

૫. અવાજનો વેગ એક સેકંદે ૧૧૩૦ફુટ ગણતાં એક તોપએ વાગે ૪ મૈલ ૪ફર્લાંગ દૂરથી ફુટી, તે આપણને ક્યારે સંભળાશે?

૬. ૩ માણસનું ૧ માસનું ખાધા ખરચ રૂ.૮૧. ૫ આ. ૯ પા. પડે તો ૭ માણસનું તેટલીજ મુદતનું શું પડશે?

૭. ૨૭ વરસ અને ૩ માસની ઉમરે એક માણસને છોકરો આવ્યો, અને ૨૯ વરસ અને ૬ મહિનાની ઉમરે તેને બીજો છોકરો આવ્યો, ત્યારે બીજા કરતાં પહેલો છોકરો કેટલો

મોટો? અને બીજા છોકરાના જન્મ વખતેબાપની ઉમર પહેલા. થી કેટલાગણી હશે?

૮. ૭ પૌં.૩ ઔં. ૩ દ્રા. ૨ સ્ક્રુ.ને ત્રાૅય વજનમાં આણો.

૯. ૨ રૂપીઆમાંથી ૩૩૩ ગ્રૅન શુદ્ધ રૂપું. નિકળે છે તો ૧ લાખ રૂપીઆમાં કેટલા તોલા શુદ્ધ રૂપુ હશે?

૧૦. ૧ મણને ૨૩ શેરના ત્રાૅય પૌંડ કેટલા?

૧૧. ૧૬ કુલ્લાં ઘીનાં ભરેલાંછે, તે દરેકનું વજન ૪ મણ ૯ શે. અને ૩ પા. છે, અને ખાલી કુલ્લાં જોખીએ તો દરેકનું વજન ૧૧ શે. અને ૨ પા. થાયછે ત્યારે ૧૬ કુલ્લામાં થઇને ઘી કેટલું હશે?

૧૨. ૧૫ સરખી પેટીઓં અફીણની જોખી તે ૬૫ મણ ૧૦ શેર થઈ; તે દરેક પેટીમાં ૩ મણ ૨૫ શેર અફીણ ભરેલુંછે. ત્યારે દરેક ખાલી પેટીનું વજન કેટલું હશે?

૧૩. એક ગૃહસ્થ વરસ દહાડે રૂ૮૯૪૦ કમાયછે. તેમાંથી તેને રૂ૪૦૦ બચાવવા હોય તો તે દર અઠવાડીએ શું ખરચે?

૧૪. અવાજનો વેગ એક સેકંદે ૧૧૩૦ ફુટનો છે. હવે એક તોપ છોડ્યા પછી ૮ સેકંદે તેનો અવાજ સાંભળવામાં આવ્યો ત્યારે તે તોપથી આપણે કેટલા દુર હોઇશું?

૧૫. એક કોથળીમાં રૂપીઆ, અડધા, પાવલી, અને બે આનીની સરખી સંખ્યા છે, તે બધું થઇને રૂ૧૨૦ની કીમતનું નાણું છે ત્યારે દરેક જાતનાં કેટલાં નંગ હશે?

૧૬. પ્રકાશનો વેગ એક સેકંદમાં ૧૯૨૫૦૦ મૈલછે. અને સૂર્યથી પૃથ્વી ઉપર પ્રકાશ આવતાં ૮ મિનિટ ને ૧૦ સે. લાગે છે તો સૂર્ય અને પૃથ્વી વચે અંતર કેટલું?

૧૭. મુંબઇની ટંકશાળમાં રવીવાર વગર હમેશાં સવારના ૧૦ થી સાંજના ૪ કલાક સુધી કામ ચાલેછે. એક સંચામાં રૂપીઆ, બીજામાં અર્ધા, ત્રીજામાં પાવલીઓ, ચોથામાં બે આનીઓ, પાંચમામાં પૈસા અને છઠામાં પાઇઓ, એપ્રમાણે ૬ સંચા ચાલેછે. દરેક સંચામાં એક કલાકે ૨૫૦૦શિક્કા નિકળેછે ત્યારે એક અઠવાડીયામાં કેટલી કીમતનું નાણું મળશે?

૧૮. એક મહિનામાં અડધાઆનાની ટિકિટવાળા ૨૮૫૬૮

અને એકઆનાની ટિકિટવાળા૧૨૩૪૫કાગળપોસ્ટઆફીસમાં આવ્યા.તે માસમાં સરકારને ટિકિટોની ઉપજ કેટલી થઈ હશે?

૧૯. એક વરસના ૩૬૫ દિ.અને ૬ અવર ગણતાં વિક્રમ સંવતના શરૂઆતથી સંવત ૧૯૨૨ સુધી કેટલી ઘડી થાય?

૨૦. એક દેવાળીઆને ૨૩૫૮૦ નું દેવું છે; અને તે ૧ રૂપીઆના ૧૩ આ.૪ પા. પ્રમાણે ચુકવી શકેછે. ત્યારે તેની પુંજી કેટલી હશે, અને લેણદારોને કેટલા રૂપીઆની ખોટ આવશે?

૨૧. એક ગાડીના આગળના પૈડાનો ઘેરાવો ૧૦ ફુટ હતો અને પાછળનાનો ૧૬ ફુટ હતો.ત્યારે ૧૦૦ મૈલ જવામાં પાછળના કરતાં આગળનાના કેટલા આંટા વધારે થશે?

૨૨. રૂ. ૪૧૨, ૮ આ. ૧૨ પુરૂષ ૧૬ સ્ત્રીઓ અને ૩૦ છોકરાં વચ્ચે વેંચી આપીએ; એવી રીતે કે દરેક છોકરા કરતાં દરેક સ્ત્રીને ત્રમણું મળે, અને દરેક સ્ત્રીના કરતાં દરેક પુરૂષને બમણું મળે તો દરેક પુરૂષ, સ્ત્રી, અને છોકરાને શું મળશે?

૨૩. ઈ. સ. ૧૮૫૨ થી ૧૦ વરસના કેટલા મિનિટ થાય?

૨૪. પ્રકાશનો વેગ એક સેકંદમાં ૧૯૨૫૦૦ મૈલ હોય તો ૨૫ મહાપદ્મ મૈલને અંતરે એક તારો છે. ત્યાંથી કેટલી મુદતે પૃથ્વી ઉપર પ્રકાશ આવશે?

૨૫. એક માણસે ૨૫૩ રૂપીએ મણના ભાવની ૧૯ મણ એલચી વેચી, અને તેનાબદલામાં રૂ. ૬૮૫, ૪ આ. રોકડા અને ૧૨૫ પાઘડીઓ લીધી.તો દર પાઘડીની કીમત શી હશે?

૨૬. એક માણસ એક કલાકમાં ૬૦૦૦ રૂપીઆ ગણેછે.હવે તે દરરોજ ૯ કલાક સુધી ગણે તો ૬૭ દિવસમાં કેટલા ગણશે?

૨૭. ઈ. સ. ૧૮૬૪ની સાલમાં એક ગૃહસ્થને દર રોજનું ખરચ રૂ. ૨૦,૧ આ. થયું,અને તેણે વરસ આખરે રૂ ૫૦૦ બચાવ્યા ત્યારે તે એ વરસમાં શું કમાયો હશે?

૨૮. ઈ. સ. ૧૮૫૧ ના જુન મહિનાની ૨૧ મી તારીખે એક માણસની ઉમર બરોબર ૩૦૦૦૦ દિવસની થઈ, ત્યારે તે કઈ સાલમાં અને કઈ તારીખે જન્મ્યો હશે?

૨૯. ૨ ફુટ ૬ ઈંચનું એક એવાં ૧૧૦ પગલાં એક માણસ ૧ મિનિટમાં ચાલે છે, ત્યારે ૧૬ ગાઉ ચાલવામાં તેને કેટલો

વખત લાગશે?

૩૦. ૩૬૫ દિવસ અને ૬ અવરનું એક વરસ ગણીએ તો ૧૯ વરસ અને ૬ કલાકમાં ચાંદ્ર માસ કેટલા આવે?

૩૧. એક માણસને રૂ. ૧૨૭૫૦૦ નું દેવું હતું તેમાં તેણે ૩૮૭૫ પૌંડ, ૩૭૫૦ ગિની, ૨૫૬૭ ક્રૌન ને ૧૮૮ શિલિંગ, આપ્યા તો પછી કેટલા રૂપીઆ બાકી રહ્યા?

૩૨. હાથીને દર રોજ ૧ મણ ૭ શેર, ઘોડાને ૯ શેર બળદને ૫ શેર, અને ભેંસને ૩ શેર અનાજ જોઇએ, ત્યારે એક માણસને ત્યાં ૧ હાથી, ૫ ઘોડા, ૧૮ બળદ. અને ૭ ભેંસો છે તેને ૨૪ દિવસમાં કેટલું અનાજ જોઇશે?

૩૩. ૨૪૫ ચો. હાથ અને ૨૪૫ હાથ ચોરસમાં કેટલા ચો. હાથનો ફેર છે?

૩૪. ૬ ઘન વેંત કરતાં ૬ વેંત ઘન કેટલા ગણી છે?

૩૫. એક જણે લાખ સુધાંત કલ્લાં જોખાવ્યાં તે ૨ શે.૯૩. ભાર થયાં. તેમાં ૧૩ ગ. ૩ વા. ત્રાંબું હતું. પછી જેટલું રૂપું આપ્યું હતું તે ઉપરથી તેણે જાણ્યું કે તે કલ્લાંમાં ૩૪ ગ.૧૨વા. ૨ રતી. લાખ હોવી જોઇએ. પણ સોનીએ તો ૩૬ ગ. ૩ વા. ૧ રતી લાખ નાખી હતી. ત્યારે મૂળ તેણે સોનાને કેટલું રૂપું આપેલું, અને તેમાંથી તે સોનીએ કેટલું ચોરી લીધું?

૩૬. ૧૬૩. ૭ આને તોલાના ભાવનું ૪૩ ગદીઆણા સોનું લાવીને એક માણસે કંઠી કરાવી. તેની મજુરી દર તોલે ૮ આના પ્રમાણે અને તોલે ૨ રતી પ્રમાણે ઘટ આપી ત્યારે તેને ઘાટ કેટલે રૂપીએ તોલો પડ્યો.

૩૭. ૨૫ અને ૧૫ ના વર્ગોના સરવાળા જેટલા રૂપીઆમાં કેટલા નાખીએ તો તેમના સરવાળાના વર્ગ જેટલા રૂપીઆ થાય?

૩૮. ૩૬ અને ૧૨ ના સરવાળાના વર્ગ જેટલા રૂપીઆમાંથી ૧૨ રૂ. ૭ આ. ૬ પા.×૩૬ બાદ કરીએ તો બાકી શું રહે?

૩૯. ૨ દિ. ૪ અ. ૧૨ મિ. માંથી ૧ દિ. ૧૫ ઘડીને ૧૨ પળ બાદ કરો?

૪૦. ૩ ચો. મૈલ ૧૭ ચો. ફ. ને એકર રૂડમાં આણો.

૪૧. ૯ એકર ૩ રૂડ અને ૨૮ પર્ચને વીઘામાં આણો.

૪૨. એક ચોકનું પૃષ્ટફળ ૨૭૨ ચો. ફુ. ૯૧ ઈંચ છે અને તેની એક બાજુ ૧૯ ફુ. ૭ ઈં. છે તો બીજી બાજુ કેટલી હશે?

૪૩. એક એકર જમીનનું ગણોત ૨ રૂ. ૩ આ. ૭ પા. પડે તો ૮૨ એ. ૧૭ ગું. નું શું પડશે?

૪૪. ૧૨ ગજ લાંબો ૭ ગ. ૧૫ ત. પહોળો, અને ૧૪ગ. ૧૮ ત. ઉંચો એવા એક ઓરડાની ભીંતોએ ચહોડવાને એક ગજ લાંબા અને ૩ ગજ પહોળા કાગળ કેટલા જોઈશે?

૪૫. જુના તોલા કરતાં નવો તોલો ૭ રતિ ઓછો છે. એક જણે જુને તોલે ૪૯ તોલા ૭ વાલ સોનાનો ઘાટ ઘડવા આપ્યો, સોનીએ પછી ૧ ગ. ૧૪ વા. ઝાળણ નાખીને નવે તોલે ૪૮ તો. ૯ વા. પાછું આપ્યું ને બાકીનું ઘટનું લીધું. ત્યારે તેણે જુને ૯૨ તોલે કેટલી ઘટ લીધી હશે?

૪૬. એક ઘનફુટ જગામાં ૬૦ શેરને ૨૫ રૂ. ભાર પાણી માય તો એક ઘન ઈંચમાં કેટલું માશે?

૪૭. કેટલા ઘનફુટનો એક ઘન હાથ થાય?

૪૮. ૨૭૦ યાર્ડ લાંબી અને ૩ યાર્ડ પહોળી ખાઈ ખોદી તેમાંથી ૯૭૨૦ ઘનયાર્ડ માટી કહાડી તો તે ખાઈ ઊંડી કેટલી હશે?

૪૯. ૨૭ ફુ. ૯ ઈં. લાંબો, ૩૨ ફુ. ૭ ઈં. પહોળો અને ૨૯ ફુ. ૧૧ ઈં. ઊંચો એક ઓરડો છે તેની ભીંતો રંગવી છે. ભીંતોમાં ૧૦ ફુ. લાંબી, અને ૩ ફુ. ૫ ઈં. પહોળી એવી ૫ બારીઓ છે, ત્યારે કેટલી જગા રંગવામાં આવશે? અને એક ચો. ફુ. નું રંગામણ ૧ આ. ૩ પા. પડે તો બધાનું રંગામણ શું થશે?

૫૦. અમદાવાદથી મુંબઈ ૩૦૯ મૈલ છે. અને અમદાવાદથી મુંબઈ સુધી ૧૫ યાર્ડ ૧ ફુટ પહોળી સડક કરી છે તેમાં કેટલી જગા રોકાઈ હશે? અને એક ચો.યાર્ડનું ખરચ ૨૪-૭-૮ પડે તો આખી સડકનું શું ખરચ પડશે?

૫૧. બે ઘન ઈંચમાં ૩ રૂ. ભાર પાણી માય છે. હવે જેની એક બાજુ ૧૨ ફુટ છે, એવા એક ચોરસ માનસરોવરમાં ૩૧૨૭૫ મણ પાણી છે ત્યારે તેની ઊંડાઈ કેટલી હશે?

---

## ૨ આણુપાણુના અપૂર્ણાંક.

૮૧. જે અપૂર્ણાંકનો છેદ ૪, ૧૬, ૬૪ ઈ૦ હોય તેને આણપાણનાં અપૂર્ણાંક કહે છે. જેમ $\frac{૧}{૪}$; $\frac{૩}{૧૬}$; ઈ૦ તે આણપાણથી બતાવાય છે.

૮૨. કોઈ પણ વસ્તુના ચાર સરખા ભાગ કર્યા, તો તેમાંના એક ભાગને પા, બે ભાગને અર્ધા, અને ત્રણ ભાગને પોણા કહેછે. સોળમા ભાગને વાસ્તે જુદું જ નામ હોયછે, રૂપીઆના ૧૬ મા ભાગને આનો, અને શેરના ૧૬ મા ભાગને અધોળ કહેછે. આના અને અધોળના પા, અર્ધા, અને પોણા ભાગથી રૂ. અને શેરના ૬૪ મા ભાગ બતાવાય છે. ૬૪ ઉપરાંત ભાગ બતાવવાનું ઘણું કામ પડતું નથી. રૂપીઆ અને શેર વગર બીજાં પરિમાણોમાં તો ફક્ત ચોથોજ ભાગ હિસાબમાં આવેછે. આવી રીતનાં અપૂર્ણાંક હિંદુ લોકોજ નામા ઠામા વગેરેમાં વાપરે છે, માટે તેને હિંદુની રીતનાં અપૂર્ણાંક પણ કહે છે.

૮૩. આણપાણનાં અપૂર્ણાંક લખવાનીરીતઃ—એકવસ્તુનો ચોથો અથવા પા ભાગ ઉભી પાણ (।) થી બતાવાયછે. પા નો પા અથવા આખી વસ્તુનો ૧૬ મો ભાગ આડીલીટી (―) થી બતાવાય છે, અને ચોસઠમો ભાગ પાછી ઉભી પાણથી લખાય છે. આ ઉભી પાણ અને આખી વસ્તુના ચોથા ભાગની ઉભી પાણમાં ગુંચવણ ન પડે, માટે પાણના પહેલાં ઓળાયો (૦) ) કરવામાં આવેછે. ઉભી પાણ કે ઓળાયાની પહેલાં કોઈ અંક ન કહ્યો હોય તો શૂન્ય મુકાય છે. જેમ રૂ૦। એટલે ૦ રૂપીઓ ને એક રૂપીઆનો એક ૪થો ભાગ. સવારૂપીઓ લખતાં મીંડું કહાડી નાખવું જોઇએ. કેમકે ત્યાં એક રૂપીઓ આખો છે. આખા પરિમાણ પછી, કે કોઈ વિભાગ લખતાં પહેલાં કોઈ અંક ન હોય ત્યારેજ ઓળાયો મુકાય છે. ઉભી કે આડી પાણુ પછી મુકાતો નથી. જેમ ર૫)≡; ૦)―।; ૧।।≡।। ઈ૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| $\frac{૧}{૪}$=૦। | પા. | $\frac{૧}{૧૬}$=૦)— | પાનો પા. | $\frac{૧}{૬૪}$=૦) | ૦। |
| $\frac{૨}{૪}$=૦॥ | અર્ધો. | $\frac{૨}{૧૬}$=૦)=— | પાનો અર્ધો. | $\frac{૨}{૬૪}$=૦) | ૦॥ |
| $\frac{૩}{૪}$=૦॥। | પોણો. | $\frac{૩}{૧૬}$=૦)≡— | પાનો પોણો. | $\frac{૩}{૬૪}$=૦) | ૦॥। |
| $\frac{૪}{૪}$=૧ | એક. | $\frac{૪}{૧૬}$=૦। | પા. | $\frac{૪}{૬૪}$=૦) | — |

૮૪. આ ઉપરથી જણાશે કે આણુપાણુમાં ચાર પાણે એક વધ્યા લેવા. કોઈ પરિમાણુના અંકમાંથી તેની પાસેના ભારે પરિમાણુની પાણનાવધ્યા કહાડવા હોય તો, તે પરિમાણુ-ની જે સંખ્યાથી તેની પાસેનું ભારે પરિમાણુ થાય છે તેના ચોથા ભાગે એક પાણુ વધ્યા લેવી. જેમકે ૨૯ શેર હોય તો ૨૦ શેરે મણુની બે પાણુ વધ્યા લઇને ૯ શેર જુદા મુકવા.

## મનોયત્ન. ૨૬.

નીચેનાં પરિમાણો આણુપાણુના અપૂર્ણાંકમાં લખો.

(૧) પોણા ચાર રૂપીઆ પોણા ચાર આના.
(૨) પોણી સોને પોણા બે આના.
(૩) પોણી પચાસ ને પોણા ત્રણ આના.
(૪) બે રૂપીઆ એક પાવલું ત્રણ આનાને છ પાઈ.
(૫) પાંચસેર. ત્રણ પાવલાં સાડાત્રણ આના ને ત્રણ પાઈ.
(૬) બસે રૂપીઆમાં બે પૈસા ઓછા.
(૭) એકાણું પૈસા ને એક રૂપીઆના ત્રણ ચોથા ભાગ.
(૮) એક રૂ.નાર ચોથા ભાગ, બાર સોળમા ભાગ, અને ૯ પૈસા.
(૯) એક રૂ. ના અઠાવીશ સોળમા ભાગ, સાત ચોસઠમા ભાગ. ને ૧ ઉપઆનો.

નીચેના પરિમાણો વાંચો ને તેમને વિવિધ અપૂર્ણાંકમાં લખો.

(૧૦) ૧૦૯॥ ૦॥ (૧૧) ૬૭।≡—॥
(૧૨) ૯૯૬॥—॥ (૧૩) ૩॥ખાં. ૨॥મ. શે. ૨॥=—
(૧૪) પ॥મ. શે. ૩॥≡— (૧૫) ૧॥ ગ. ૨॥ વા. ૦॥રતી.
(૧૬) ૧૩॥ગ. ૧॥ત.૧॥આં.(૧૭) ૩પ॥ ધ. ૪॥ પ.

## આણુપાણુના સરવાળા.

૮૫. આપેલી રકમો એવી રીતે માંડવો કે અંક નીચે અંક,

ઉભી પાણ નીચે ઉભી પાણ, આડી પાણ નીચે આડી પાંણ, અને છેલી ઉભી પાણ નીચે છેલી ઉભી પાણ આવે. પછી સરવાળાની રીત છેલેથી સરવાળો કરતાં જવું, અને ૮૪ મી કલમમાં બતાવ્યા પ્રમાણે વધ્યા લેવા.

| | | | | |
|---|---|---|---|---|
| | | મ. | શે. | આમાં શેરની પા- |
| દા. ૧ | ૨૩૫। ૦ | દા. ૨ ૩। | ૮॥~ | ણોનો સરવાળો કરી |
| | ૦॥ ૦॥। | ૮॥। | ૭।≡॥ | રહ્યા પછી શેરના અં- |
| | ૪૫)≡॥ | ૧૬॥। | ૬॥।≡॥ | કોનો સરવાળો ૨૮ આ- |
| | ૮॥≡। | ૧૯॥ | ૫॥~ | વે છે, તેમાં ૨૦ શેરે |
| | ૨૮૯॥≡॥। | ૪૮॥। | ૮॥~ | ૦॥ મણ, માટે બે |

પાંણ મણના વધ્યા લેઇને ૮ શેરમાં મુક્યા.

## મનોયત્ન ૨૭.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | ૬૨॥ ≡ | (૨) | ૨૫॥।૦। | (૩) | ૪૪૫॥। ≡॥ |
| | ૭૩॥। ≡ | | ૧૨૭।~ | | ૨૩૨) ~॥ |
| | ૮૩। ૦। | | ૩૪॥।≡॥। | | ૯૭॥ ≡। |
| | ૯૪॥ ૦॥ | | ૪૨॥≡॥ | | ૬૯૩॥। ≡॥। |
| (૪) | ૮૩૫॥। ૦। | (૫) | ૦)≡॥। | (૬) | ૧૦૦॥। ૦॥। |
| | ૭૩૧॥ ૦॥। | | ૧૩૨॥।~। | | ૨૫૦) ૦॥ |
| | ૫૬॥ ≡॥ | | ૨૭।। ≡। | | ૨૮૮॥ ≡॥ |
| | ૬૬૯॥। ≡॥ | | ૧૨૧।≡॥। | | ૨૪૯॥ ~॥। |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| (૭) | ખાં. | મ. | (૮) | મ. | શે. | (૯) | ગ. | વા. | |
| | ૩૨॥ | ૪॥। | | ૮॥। | ૩)≡ | | ૧૬॥ | ૩॥। | |
| | ૪૬॥। | ૩॥ | | ૧૬॥ | ૫॥≡। | | ૨૩॥। | ૨॥ | |
| | ૪૫॥ | ૩॥। | | ૨૭॥। | ૮॥।≡॥। | | ૧૯॥ | ૩। | |
| | ૩૭। | ૪। | | ૩૫॥। | ૭॥~॥। | | ૪૭॥। | ૩॥। | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧૦) | ગ. | ત. | (૧૧) | ખ. | પ. | (૧૨) | વી. | વ. | કા. |
| | ૧૮॥। | ૫॥ | | ૩૮॥ | ૧૨॥ | | ૧૬॥। | ૪॥ | ૩॥। |
| | ૩૨। | ૫ | | ૫૭॥ | ૧૨॥ | | ૨૩॥। | ૪॥। | ૨॥ |
| | ૩૮॥ | ૩॥। | | ૪૩॥। | ૧૩॥। | | ૪૨॥ | ૩॥। | ૩॥। |
| | ૫૮॥ | ૨॥ | | ૫૨॥ | ૭॥ | | ૪૭। | ૩। | ૪॥ |

## આણુપાણુની બાદબાકી.

૮૬. સરવાળામાં કહ્યા પ્રમાણે રકમો ગોઠવીને બાદબાકીની રીતે બાદબાકી કરવી.

| | |
|---|---|
| ૭૫ા–ાાા | આમાં ઉપલી ત્રણ પાણમાંથી બે બાદ ક- |
| ૨૭ા≡ા | રીને એક બાકીમાં લખી. પછી એક આડી |
| ૪૮)≡ા | પાણમાંથી બે બાદ જતી નથી, માટે તેની |

પેહેલાંની ઉભી પાણમાંથી, એક ઉછીની લીધી. તેની ચાર અને ઉપરની એક મળીને પાંચ આડી પાણ થઈ. તેમાંથી બે નીચેની બાદ કરી બાકીમાં ત્રણ આડી પાણ મુકી. પછી નીચેની એક ઉભી પાણ અને એક વધ્યાની મળીને બે પાણો ઉપરની બેમાંથી બાદ કરી તો કાંઈ રહ્યું નહીં. માટે તે ઠેકાણે ઓળાંગો કર્યો. પછી અંકોની બાદબાકી ૪૮ આવી તે લખી.

### મનોયત્ન ૨૮.

| | | |
|---|---|---|
| (૧) ૩૮ાાા≡ાાા | (૨) ૨૨) | (૩) ૩૪ા– |
| ૧૭ા ૦ાા | ૧૬ાા≡ાા | ૩૦ાાા≡ાા |
| (૪) ૧૬૮ાાા૦ાાા | (૫) ૧૦૦ાાા૦ાાા | (૬) ૨૩૭ાા≡ાા |
| ૯૯ાાા≡ાા | ૮૦ાાા≡ાાા | ૧૩૮ાાા≡ાાા |
| (૭) ખાં. મ. | (૮) મ. શે. | (૯) ગ. વા. |
| ૪૨ાા ૭ાા | ૬૮ાા ૮ા–ા | ૨૩ાાા ૨ાા |
| ૪૧ાાા ૭ાાા | ૫૩ાાા ૮ાાા≡ાાા | ૧૭ાા ૩ાાા |
| (૧૦) ગ. ત. | (૧૧) ધ. પ. | (૧૨) વીં. વ. કા. |
| ૫૯ાાા ૩ાા | ૫૮ાા ૩ાાા | ૧૦ાા ૩ાા ૨ા |
| ૫૨ાા ૪ાાા | ૫૦ાા ૯ાાા | ૧૧ાા ૪ાા ૩ાાા |

### આણુપાણુના ગુણાકાર.

૮૭. ગુણ્ય પૂર્ણાંક હોય ત્યારે ગુણ્ય નીચે ગુણક મુકી જમણી તરફથી ગુણવા માંડવું. જેમઃ—

| | | |
|---|---|---|
| દા. | ૨૩૫ા–ાાા | આમાં સાત તરી ૨૧ ઊભી |
| | ૭ | પાણમાંથી પાંચ આડી પાણ વધ્યા |
| | ૧૬૪૭ાા૦ | લેઈ એક ઉભી પાણ મુકી પછી |

સાત એકુ સાત અને વધ્યાની પાંચ મળીને બાર આડી પાણ થઈ, તેમાંથી ત્રણ ઉભી પાણ વધ્યાની કહાડતાં બાકી કંઈ ન રહ્યું માટે ૦ મુક્યું. ફરીને સાત એકુસાત અને ત્રણ વધ્યાની મળીને દશ ઉભી પાણ થઈ, તેમાંથી બે એકમ વધ્યાના કહાડતાં બે ઉભી પાણો રહી તે મુકી. પછી બે એકમને અંકોના ગુણાકારમાં મેળવ્યા તો ૧૬૪૭ાાગ જવાબ આવ્યો.

## મનોયત્ન ૨૭.

(૧) ૨૮।~×૮ (૨) ૭ાા~ાાા×૧૦
(૩) ૪૩ા-ાા×૧૧ (૪) ૯૮ાા=ાાા×૨૫
(૫) ૭૨ાાા~ાાા×૪૦ (૬) ૨૩૫ા~ાાા×૬૪
(૭) ૯૨ાા=ાાા×૮૦ (૮) ૧૫ાાઆં. ૩ાાાપ.×૪૨.
(૯) મણ૩૮ાાા૬ાાા~ાા×૫૪ (૧૦) મણ૧૩૨ાા૮ાા=ાા×૭૨
(૧૧) ૨૪ાાગ. ૩ાાવા. ૦ાારતી×૬૮ (૧૨) ૨૮ાા ગ. ૨ાાત.×૯૬
(૧૩) ૩૮ાા વી. ૪ાાવ.×૮૮ (૧૪) ૧૬ાાદિ. ૩ાાઘ. ૨ાપ.×૮૧

૮૮. ગુણકમાં પાણો હોય તો નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

૦। એ ગુણવા એટલે ગુણ્યનો ૪થો ભાગ લેવો.

૦ાા એ ગુણવા એટલે ગુણ્યનો ૨ જો ભાગ લેવો.

૦ાાા એ ગુણવા એટલે ગુણ્યના અર્ધા અને પા ભાગોનો સરવાળો લેવો અથવા ગુણ્યને ૩એ ગુણી ૪એ ભાગવા.

૦)~ એ ગુણવા એટલે ગુણ્યનો ૧૬મો કે પાનોપાભાગ લેવો.

૦)ા એ ગુણવા એટલે ગુણ્યનો ૬૪મો ભાગ લેવો,

૦ાાા×૦ા=૦)=~=$\frac{3}{16}$; ૦ાાા×૦ાા=ા=~=$\frac{6}{16}$; ૦ાાા×૦ાાા=૦ાા~=$\frac{9}{16}$

૦ાા×૦ાા=૦ા$\frac{1}{4}$; ૦ાા×૦ા=૦ =~=$\frac{2}{16}$; ૦ા×૦ા=૦)~=$\frac{1}{16}$;

ગુણક પરિમાણ રૂપે હોય તો ૭૫થી ૮૦ સુધી કલમોમાં કહેલી વાત અને નીચેના દાખલા ધ્યાનમાં રાખવા.

૦)~×૦)~=૧ કાચો આનો=૦)૦)~=$\frac{1}{16}$આનો=૦ાાા પાઈ,

૦)ાાા×૦)ાાા=૯ ઉપઆનાના ઉપઆના = $\frac{9}{256}$ આ.

૦)ાાા×૦)ાા=૬ " = $\frac{6}{256}$ આ.

૦)ાાા×૦)ા =૩ " = $\frac{3}{256}$ આ.

૦)૦॥×૦)૦॥=૪ ઉપઆનાના ઉપઆના = ૪/૨૫૬ આ.
૦)૦॥×૦)૦।=૨ ,, = ૨/૨૫૬ આ.
૦)૦।×૦)૦।=૧ ,, = ૧/૨૫૬ આ.

૮૯. જો પાગોં પાગોને ગુણતાં ગુંચવણ પડે તો ગુણ્ય કે ગુણક એ બેમાંથી એકની પાગોને હલકા પરિમાણનું રૂપ આપી પછી ગુણવા. પણ તેથી (૭૭-૭૯ પ્ર૦) ગુણાકાર જુદી જાતનો આવશે તે યાદ રાખવું. જેમકે રૂ૦॥ (૦॥=૧૨ આ.×રૂ૦॥ =૯આ.=૦॥~; રૂ૦।(રૂ૦)૦॥=૮આ.×૦॥આ=૪ઉપઆના =૦।આનો; ૦॥આ × ૦॥આ.=૮ ઉપઆના×૦॥આનો=૪ઉ-પઆનાના ઉપઆના=૦। ઉપઆનો=૦)૦)૦। આવે.

૬૧. ૨૨॥≈ આ ગુણ્ય. (૮૭ પ્ર૦) ગુણ્યને પ્રથમ ૫
પા≈ આ ગુણક. એ ગુણ્યા તો ૧૧૩॥≈ આવ્યા.
૧૧૩॥≈ પછી ૨૨ રૂ. ને ૦। રૂ. એ ગુ-
પા≈॥। ણ્યાતો પા॥રૂ. આવ્યા અને ૦॥≈
૨॥~।≈ ના ૧૧ આ.ને ૦।રૂ. એ ગુણ્યા
૧૨।॥≈)≈ તો≈॥। આવ્યા. પછી ૨૨ રૂ.
ને ૨ આ. એ ગુણ્યા તો ૪૪ આ. અથવા ૨॥રૂ. આવ્યા. અને ૧૧ આ.×૨ આ.=૧૨ કાચા આના એટલે~।આનોને ૨ કાચા આના આવ્યા., પછી બધાનો સરવાળો લીધો તો ૧૨૧॥≈)≈ અથવા ૩૧૨૧॥≈ ૨/૧૬ જવાબ.

## મનોયત્ન ૩૦.

| | |
|---|---|
| (૧) ૯૨॥×૧૫॥। | (૨) ૨૨॥≈×૧૯॥~ |
| (૩) ૭૬॥≈×૨૦॥≈ | (૪) ૧૨૫॥~॥×૮॥≈ |
| (૫) ૩૩૫॥~॥×૯૮।≈ | (૬) ૯૬॥≈×૧૦૦)૦॥ |
| (૭) ૧૪૫।≈॥×૩૪॥≈॥ | (૮) ૪૨૬॥≈॥×૨૨॥≈ |
| (૯) ૫૩૧॥~॥×૯૪॥≈॥ | (૧૦) ૧૯॥ખાં. ૩॥ મ.×૨૩॥ |
| (૧૧) ૩૮॥મ.શે. ૩॥≈×૨૭। | (૧૨) ૯૬॥મ.શે. ૮॥≈×૬૬॥ |
| (૧૩) ૨૭॥ગ. પા ત.×૨૮॥ | (૧૪) ૧૮॥ દિ. ૧૨॥. ઘ.×૩૬॥ |

## આણુપાણુના ભાગાકાર.

૯૦. કલમ ૩૯ માં બતાવ્યા પ્રમાણે ભાજ્ય અને ભાજક માંડી ભાગાકાર કરવો. કોઈ શેષમાં પાણો આવે તો તેને દશે ગુણીને ગુણાકારમાં ભાજ્યનો અંક મેળવવો;તેનું કારણ ૩૯ મી કલમમાં બતાવ્યું છે. ભાજ્યનો છેલો અંક મેળવતાં તેની સાથેની આણુપાણુ પણ મેળવવામાં લેવી. કેમકે તે કંઈ જુદા અંક નથી પણ છેલા અંકના ભાગ છે.

૯૧. ૨૨૭૨ાા–ાાને ૧૬ા=ાાએ ભાગો.

૧૬ા=ાા)૨૨૭૨ાા–ાા( ૧૩૮ા=

| | |
|---|---|
| ૧૬ા=ાા | આમાં પ્રથમ એક વખતનો ભાગ |
| પા–ાા | ગયો માટે ૨૨ માંથી ૧૬ા=ાા બાદ |
| ×૧૦ | કર્યા, તો બાકી પા–ાા રહ્યો;તેને |
| ૫૫ાા= | ૧૦ એ ગુણી ૭ મેળવ્યા તો ૬૨ાા= |
| +૭ | આવ્યા,તેમાંથી ૩ વખત ૧૬ા=ાા |
| ૬૨ાા= | બાદ જાય છે,તે બાદ કરતાં બાકી |
| ૪૯)=ાા | ૧૩ાા=ાા વધ્યા.તેને ૧૦ એ ગુણી |
| ૧૩ાા=ાા | ૨ાા–ાા મેળવ્યો તો ૧૩૮ાા૦ાા આ |
| ×૧૦ | વ્યો, તેમાંથી ૮ વખત ૧૬ા=ાા |
| ૧૩૭)= | બાદ જાયછે,માટે ૮ને ભાગાકારમાં |
| +૧ાા–ાા | મુકી ૧૩૧ બાદ કર્યા, તો ૭ાા૦ાા |
| ૧૩૮ાા૦ાા | રહ્યો,પછી તેને ૧૦ એ ગુણ્યાવગર |
| ૧૩૧ | ભાગકહાડવો કેમકે તેનાથી ઉતર- |
| ૭ાા૦ાા | તો કોઈ અંક તેમાંમેળવવાનોનથી. |
| ૪)–ાા= | ૭ાા૦ાા માંથી ૦ા વખત ૧૬ા=ાા |
| ૩=ાાા= | બાદજાયછેમાટે ૦ાનેભાગાકારમાં |
| ૩)– =ાા | લખી ૪)–ાા= બાદ કર્યા તોબાકી |
| ૦–ાા=ાા | ૩=ાાા= રહ્યા,તેમાંથી વળી = |

વખત ભાગ જાયછે માટે૧૬ા=ાા×૦)=ાા=૩)–)=ાા બાદ કર્યા તો બાકી ૦–ાા=ાા શેષ વધ્યા, એટલે ૧૩૮ા= ભાગાકાર આવ્યો, અને ૦ ૨. ૧ાા આ. ૨ાાં કાચાઆના શેષ વધ્યા.

## મનોયત્ન. ૩૧.

(૧) ૩૪૫।।≈।।।+૧૨ (૨) ૨૧૨૫।।≡~+૧૪।।।

(૩) ૬૩૪।÷૨૭।।। (૪) ૩૨।≈÷૦।।।૦।

(૫) ૯૪૫÷૦।।≈। (૬) ૧૨૨।।।+૪।।≡।।

(૭) ૭૩૧૦।।।~।।।÷૬૨।~।। (૮) ૨૧૫૭૩૫।।।≡।।।+૬।।≈।।.

(૯) ૯૬૯૪૫।≈।÷૧૨૫।~ (૧૦) ૬૩૭૮૦૫।।≡।।+૯૬।≡।।

(૧૧) ૯૮।। ખાં.૩। મ.÷૧૨।। (૧૨) ૮૯।।। મ. શી.૬।।।≈+૨૬।।

(૧૩) ૧૩૮।।। મ. શી. ૩।।≈।।÷૨૮।।।.

(૧૪) ૭૩૭।। ખાં. ૨।। મ. ૮।।. શી.÷૩૭।।.

(૧૫) ૨૫૯।।। વી. ૪।। વ.÷૨૩।।.

(૧૬) ૩૪૮।।। દિ. ૧૨।।। ઘ.÷૩૨।।।.

(૧૭) ૨૬૮।।। ખાં. ૨।।। મ. ૩।। શી.÷૩૮।। મ. ૭।। શી.

(૧૮) ૭૯૪।।। મ. શી. ૮।।≡÷૨૭।। મ. ૨।।। શી.

(૧૯) ૯૪।।। ગ. ૨।।। વા.÷૧૨।। વા. ૧।। રતિ.

(૨૦) ૨૬૨।।। અ. ૪।। ત.+૨૩।। ગ. ૫।। ત.

## મનોયત્ન ૩૨.

### પરચુરણ દાખલા.

૧. પોણીસો અને પોણોસો એએ રકમમાંથીકઇ કેટલી મોટી?

૨. સવાયાનું (૦।। પૈસા)નું સવાશેર તો સવા પૈસાનું કેટલું?

૩. સવામણના લાકડાની માંહે પેઠું માંકડું; તે દર રોજ ટાંક ટાંક ખોતરે તો લાકડું ક્યારે પુરૂં થાય?

૪. પોણાચારસે હજાર, અને એક હજાર પોણાચારસેમાં કેટલો ફરક છે?

૫. ૯૨।। કરોડ ૯૨।। લાખ ૯૨।। હજાર ૯૨।। સેને ૯૨।। ને બરોબર રીતે લખો.

૬. ૯૧૩।।૭૧૮।। આ સંખ્યાને વાંચો, અને તેને ખરી રીતે લખો.

૭. ૮। પૈસાનું ૫૫ શેર તો ૧૧। પૈસાનું કેટલું?

૮. ३ ૧૭।।≈।। મણ લેએ ૭૨।।। મણ ૩।। શેરનું શું પડે?

૯. એકસો ને પોણા લાખમાંથી કેટલી લઇએ તો પોણા

લાખ અને એકસો થાય?

૧૦. પોણાપાંચસે લાખ અને પોણાબાર, અને પોણાબાર લાખ, પોણાપાંચસે પોણાબાર એ બેમાં કેટલો ફેર છે?

૧૧. એક માણસને દર રોજ ૧॥ શેર લોટ, ૦। દાળ, ૦। ચોખા. અને ૦)– ઘી જોઇએ તો ૨૪ વરસ અને ૬ દિવસમાં બધું થઇને એણે કેટલું ખાધું હશે (વરસના દિ. ૩૬૫॥)

૧૨. નવટાંક રૂમાંથી તાંતણો કહાડીએ તે ૨॥ ગાઉ પોંચે છે. ત્યારે શે. ૨॥।≈ રૂનો તેવોજ તાંતણો કેટલો લાંબો થશે?

૧૩. પોતાને દશમું વરસ બેઠું ત્યારથી એક માણસ દરરોજ ૧॥। રૂ. ભાર મીઠું ખાય છે. તે ૫૭॥ વરસનો થઇને મરી ગયો ત્યારે બધું થઇને તેના પેટમાં કેટલું મીઠું ગયું હશે?

૧૪. પોણો હજાર, એક હજારને પોણો, અને પોણી હજાર એ ત્રણેમાંથી બબેના અંતર લઇએ, અને પછી તે અંતરોનો સરવાળો કરીએ તો શું આવશે?

૧૫. રૂ ૧૮॥।– મણ લેખે ૯૮। મણ. ૯॥ શેરનું શું પડશે?

૧૬. રૂ ૧૬॥=॥ તોલો હોય તો ૪૩॥ગ. ૨॥ વા. ૧॥ રતિનું શું પડશે?

૧૭. ૧ રૂ.નો ૫॥। ગજ ૩ તસુ માદરપાટ મળે, તો ૭૨॥ ગજ ૫ તસુનું શું પડશે.

૧૮. રૂ ૧॥।–મણ દુધ મળે તો રૂ ૧૬૨॥=॥નું કેટલું આવે?

## ૩ વ્યવહારી અપૂર્ણાંક.

૯૧. વ્યવહારી અપૂર્ણાંક તેજ કે જેમાં ગમે તે સંખ્યા છેદ હોય. જેમકે $\frac{1}{3}$, $\frac{2}{23}$, $\frac{5}{36}$, ઈ૦ કલમ ૬૧મીમાં બતાવ્યા પ્રમાણે વ્યવહારી અપૂર્ણાંક લખાય છે.

૯૨. વ્યવહારી અપૂર્ણાંકના પ્રકાર નીચે પ્રમાણે.

(૧) સમ અપૂર્ણાંક—તેજ કે જેમાં અંશ કરતાં છેદ વધારે હોય છે; $\frac{3}{8}$, $\frac{5}{6}$, $\frac{1}{6}$, $\frac{2}{3}$, ઈ૦ આ અપૂર્ણાંક હમેશાં એક કરતાં ઓછાપણું બતાવે છે.

(૨) વિષમ અપૂર્ણાંક—તેજ કે જેમાં છેદ કરતાં અંશ વ-

ધારે અગર તેની બરાબર હોયછે. જેમ, $\frac{૪}{૩}$, $\frac{૭}{૫}$, $\frac{૬}{૬}$, ઈ૦ તે આખી વસ્તુ કરતાં વધારે અગર તેની બરાબર સંખ્યા બતાવે છે.

(૩) **ભાગાનુબંધઅપૂર્ણાંક**—તેજ કે જેમાં પૂર્ણાંક અને અપૂર્ણાંક બંને આવેછે. જેમ $૨\frac{૨}{૩}$, $૫\frac{૩}{૪}$, ઈ૦

(૪) **પ્રભાગજાતી અપૂર્ણાંક**—તેજ કે જેમાં અપૂર્ણાંકના અપૂર્ણાંક આવેછે, એમાં જુદા જુદા અપૂર્ણાંકની વચે 'નો' કે 'ના' મુકાય છે. જેમ $\frac{૩}{૪}$નો $\frac{૧}{૮}$, $૨\frac{૧}{૫}$ ના $\frac{૨}{૭}$નો $\frac{૧}{૪}$ ઈ૦

**મિશ્ર અપૂર્ણાંક**—તેજ કે જેમાં અંશ ને છેદ બંને અગર બમાંથી એક અપૂર્ણાંક હોયછે જેમ, $\frac{૧\frac{૨}{૩}}{૩}$, $\frac{૩}{૪\frac{૨}{૫}}$, $\frac{૧\frac{૬}{૭}}{૩\frac{૩}{૪}}$, $\frac{૩ ના \frac{૩}{૪}}{૨\frac{૧}{૨}}$ ઈ૦

કોઈ પણ પૂર્ણાંક સંખ્યા હોય ત્યાં એક એ છેદ છે એમ જાણવું. જેમ ૬ એટલે $\frac{૬}{૧}$

આણપાણના અપૂર્ણાંકને બ્યવહારી અપૂર્ણાંકના રૂપમાં આણી શકાય, જેમકે ૬।।≈=$૬\frac{૧૦}{૧૬}$, ૩।।≈।।।=$૩\frac{૫૯}{૬૪}$ ઈ૦

## બ્યવહારી અપૂર્ણાંકોનું રૂપાંતર.

**૯૩. પ્રકાર ૧ લોઃ**—કોઈ પૂર્ણાંક સંખ્યાને એવા અપૂર્ણાંકનું રૂપ આપવું કે જેના છેદ બીજી આપેલી સંખ્યાની બરાબર થાય.

રીતઃ—આપેલી પૂર્ણાંક સંખ્યાને આપેલા છેદ વડે ગુણી ગુણાકાર અંશમાં લખવો અને આપેલા છેદ, છેદમાં લખવા એટલે જવાબ આવશે.

દા. ૫ ને એવા અપૂર્ણાંકનું રૂપ આપો કે જેના છેદ ૬ થાય

આમાં $૫=\frac{૫\times૬}{૬}=\frac{૩૦}{૬}$ જવાબ. કારણઃ—કોઈ સંખ્યાને એક બીજી સંખ્યાએ ગુણી ગુણાકારને તેજ બીજી સંખ્યાએ ભાગીએ તો ભાગાકારમૂળની સંખ્યાજ આવે, એ એક પ્રત્યક્ષ પ્રમાણ જેવું છે

### મનોયત્ન ૩૩.

૧. ૧૯ને અપૂર્ણાંકનું રૂપ આપો; જેમના છેદ ૫ ને ૨૭ થાય.
૨. ૧૭ ને ૧૩૫ „ ૧૧ ને ૧૭ „
૩. ૨, ૩, ૪, ૧૦ „ ૧૫ „
૪. ૨૫, ૩૪, ૭૦, ૧૧૧ „ ૩૪ „

૯૪. પ્રકાર ૨ જો:—ભાગાનુબંધ અપૂર્ણાંકને વિષમ અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તો:—પૂર્ણાંક સંખ્યાને અપૂર્ણાંકના છેદ વડે ગુણી ગુણાકારમાં અપૂર્ણાંકના અંશ મેળવવા, તેથી આવે તેની તળે આપેલા અપૂર્ણાંકનોજ છેદ મુકવો. જેમ $૬\frac{૩}{૭}=\frac{૬\times૭+૩}{૭}=\frac{૪૫}{૭}$ તેમજ ૩।।=$૩\frac{૩}{૪}=\frac{૧૫}{૪}$, ૯૦

કારણ:—છને સાતમાંશમાં આણીએ તો એક વસ્તુના સાતમા ભાગ એવા ૪૨ ભાગ આવે; અને તે ઉપરાંત ૩ સાતમા ભાગ આપ્યા છે માટે કુલ ૪૫ સાતમાં ભાગ એટલે $\frac{૪૫}{૭}$ આવે.

### મનોયત્ન ૩૪.

નીચેનાં ભાગાનુબંધ અપૂર્ણાંકને વિષમ અપૂર્ણાંકનું રૂપ આપો
૧. $૮\frac{૫}{૮}$; ૨. $૮\frac{૨૧}{૨૨}$; ૩. $૯\frac{૨}{૧૯}$; ૪. $૧૮\frac{૭}{૧૯}$; ૫. $૧૪૭\frac{૧}{૧૧}$; ૬. $૧૨૧\frac{૨૯}{૧૩૧}$;
૭. $૮૫\frac{૧૨૭}{૨૫૫}$; ૮. $૯૧\frac{૧૩૪}{૬૧૪}$; ૯. $૭૨૯\frac{૧૮}{૨૭૧}$; ૧૦. $૯૭૧\frac{૯}{૬૭}$; ૧૧. $૨૧૭\frac{૧૭}{૧૧૨}$;
૧૨. ૩૨।।—; ૧૩. ૭૬।।।=)।।; ૧૪. ૯૭) ૦।।।; ૧૫. ૧૦૩।।=)।।=);

૯૫. પ્રકાર ૩ જો—વિષમ અપૂર્ણાંકને પૂર્ણાંક અથવા ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તો, અંશને છેદે ભાગતાં જે ભાગાકાર આવે તે પૂર્ણાંકમાં લખવો. પછી જે બાકી રહે તે અંશમાં લખી તેની નીચે આપેલા છેદ મુકવા. જેમ; $\frac{૪૩}{૮}=૫\frac{૩}{૮}$; બાકી ન વધે ત્યાં એકલા પૂર્ણાંકજ જવાબ સમજવો. જેમકે $\frac{૪૮}{૮}=૬$ જવાબ. ઉપરના પ્રકાર ઉપરથી આનું કારણ ઉઘાડુંજ છે.

ટીકા:—જવાબમાં વિષમ અપૂર્ણાંક આવે તો તેને ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપવું જોઇએ. જો એમ કરવાને પુછનારે ના કહી હોય તો જુદી વાત છે.

### મનોયત્ન ૩૫.

નીચેનાં વિષમ અ.ને પૂર્ણાંક અથવા ભાગા.નું રૂપ આપો.

૧. $\frac{૨૧૧}{૧૧}$; ૨. $૨\frac{૭}{૯}$; ૩. $\frac{૨૦૦૯૧}{૧૯}$; ૪. $\frac{૪૦૧}{૨૧}$; ૫. $\frac{૪૯૪૭}{૮૧}$; ૬. $\frac{૧૦૯૧૬}{૪૬}$;
૭. $\frac{૨૦૮૭૪}{૭૩}$; ૮. $\frac{૮૧૧૦}{૫૩૩}$; ૯. $\frac{૮૯૨૧૭}{૩૪૬}$; ૧૦. $\frac{૫૦૬૨૪}{૬૦૨૯}$; ૧૧. $\frac{૯૬૬૭૧}{૮૩૫}$.

૯૬. **પ્રકાર ૪થો**—અપૂર્ણાંકને પૂર્ણાંકે ગુણવાનું:—

રીત:—અપૂર્ણાંકના અંશને પૂર્ણાંકે ગુણી ગુણાકાર નીચે અપૂર્ણાંકનો જે છેદ હોય તે માંડવો અથવા છેદને પૂર્ણાંકે ભાગી (જો ભગાતા હોય તો) ભાગાકાર આવે તે અંશ નીચે છેદમાં લખવો એટલે જવાબ.

જેમકે; $\frac{૨}{૧૫}×૭=\frac{૧૪}{૧૫}$; તેમજ $\frac{૭}{૧૬}×૪=\frac{૭}{૧૬÷૪}=\frac{૭}{૪}=૧\frac{૩}{૪}$.

કારણ:—એક વસ્તુના ૧૫ સરખા ભાગમાંથી બે અને ૧૪ ભાગ લઇએ તો બે ભાગ કરતાં ૧૪ સાતગણા છે એ ઉઘાડુંજછે. તેમજ એક વસ્તુના ૧૬ ભાગ કરી તેમાંથી ૭ લઇએ અને તેજ વસ્તુના ચોથા ભાગ જેવડા ૭ભાગ લઇએ તો એ સ્પષ્ટછે કે પ્રથમના સાત ભાગ કરતાં પછીના સાત ભાગ ચોગણા છે.

## મનોયત્ન ૩૬.

૧. $\frac{૪}{૭}×૭$; ૨ $\frac{૧૩}{૧૫}×૮$; ૩. $\frac{૨૧}{૩૭}×૧૩$; ૪. $\frac{૫૭}{૬૫}×૨૧$.
૫. $\frac{૨૫૬}{૭૬૮}×૨૪$; ૬. $\frac{૨૭૩}{૧૭૨}×૩૫$; ૭. $\frac{૩૭૧}{૪૮૫}×૯૭$; ૮. $\frac{૭૭૧}{૮૮૫}×૫૯$;
૯. ૦॥=~×૧૦૫; ૧૦. ૦।૦॥।×૧૨૮; ૧૧. ૦)૦।~×૭૧૮.

૯૭. આ પ્રકાર ઉપરથી સહેજ માલમ પડેછે કે કોઈ બે સંખ્યાના ગુણાકારને ત્રીજી સંખ્યાએ ભાગવા હોય તો તે બેમાંની એકને તે ત્રીજી સંખ્યાએ ભાગી ભાગાકારને રહેલી બીજી સંખ્યાએ ગુણવો. આથી જવાબમાં ફેર પડતો નથી અને હિસાબ ગણવામાં સહેલ પડે છે. જેમકે $\frac{૫૬×૩૨}{૮}$, આમાં ૫૬ ને ૮ એ ભાગી ૭ને ૩૨ એ ગુણ્યા તો એકદમ ૨૨૪ આવ્યા. બીજી રીતે કરે તો લંબાણ થાય.

૯૮. **પ્રકાર ૫ મો**—અપૂર્ણાંકને પૂર્ણાંકે ભાગવાનું:—

રીત—અપૂર્ણાંકના અંશને પૂર્ણાંકે ભાગી ભાગાકાર અંશમાં લખો તેની નીચે આપેલો છેદ મુકવો; અથવા છેદને પૂર્ણાંકે ગુણી ગુણાકાર આપેલા અંશ નીચે છેદમાં લખવો.

૬૧. $\frac{૧૨}{૧૩} \div ૬ = \frac{૧૨ \div ૬}{૧૩} = \frac{૨}{૧૩}$ તેમજ $\frac{૩}{૪} \div ૫ = \frac{૩}{૪ \times ૫} = \frac{૩}{૨૦}$.

કારણઃ—ગુણાકારથી ઉલટું તેર સરખા ભાગમાંના ૧૨ નો ૬ ઠો ભાગ ૨ છે એ ઉઘાડુંજ છે. તેમજ ઉપરની કલમ પ્રમાણે $\frac{૩}{૨૦} \times ૫ = \frac{૩}{૪}$ છે તો બંને તરફ ૫ એ ભાગવાથી $\frac{૩}{૨૦} = \frac{૩}{૪} \div ૫$ થયા.

## મનોયત્ન ૩૭.

૧. $\frac{૫}{૭} \div ૧૨$; ૨. $\frac{૧૧}{૨૪} \div ૧૯$; ૩. $\frac{૨૮}{૬૦} \div ૨૪$; ૪. $\frac{૧૦૨}{૨૦૯} \div ૬૪$.
૫. $\frac{૩૫}{૩૬} \div ૧૨$; ૬. $\frac{૧૨૫}{૧૪૪} \div ૨૫$, ૭. $\frac{૩૨૦}{૬૯૩} \div ૮૦$; ૮. $\frac{૩૬}{૬૯૩} \div ૧૮૦$.

૯૯. **પ્રકાર ૬ ઠોઃ**—કોઈ અપૂર્ણાંકના અંશ અને છેદ બંનેને કોઈ એકજ સંખ્યાએ ગુણ્યા અથવા ભાગ્યા હોય તો તેથી તે અપૂર્ણાંકની કિંમતમાં કંઈ ફેર પડતો નથી. જેમકે $\frac{૧૮}{૨૪} = \frac{૧૮ \times ૨}{૨૪ \times ૨} = \frac{૧૮ \times ૩}{૨૪ \times ૩}$ ઇ૦ $= \frac{૧૮ \div ૨}{૨૪ \div ૨} = \frac{૧૮ \div ૩}{૨૪ \div ૩} = \frac{૧૮ \div ૬}{૨૪ \div ૬}$ છે.

કારણઃ—(ઉપરના ૪થા અને ૫મા પ્રકાર પ્રમાણે અંશ અને છેદને એકજ સંખ્યાએ ગુણવાથી તે અપૂર્ણાંકને એકજ સંખ્યાએ ગુણ્યા અને ભાગ્યા બરોબર થયું તેથી (૯૩માં કહ્યા પ્રમાણે) તેની કિંમતમાં ફેરફાર થતો નથી. એજ પ્રમાણે ભાગવાનું પણ સમજવું.

ટીકાઃ—જો સરખી રકમ અંશ અને છેદ બંનેમાં મેળવીએ અથવા તેમાંથી બાદ કરીએ તો તેથી કિંમતમાં ફેર પડશે. જેમ $\frac{૩}{૪}$=૦ા। છે અને બંનેમાં ૪ મેળવ્યા તો $\frac{૭}{૮}$ એ પોણા કરતાં વધારે થાય. તેમજ બંનેમાંથી બે બાદ કર્યા તો $\frac{૧}{૨}$=૦ાા આવ્યો.

૧૦૦. **પ્રકાર ૭મોઃ**—અપૂર્ણાંકોનો સંક્ષેપ કહાડવા વિષેઃ—

રીતઃ—અંશ અને છેદ બંનેને તેમના સાધારણ નિશેષ ભાજકે ભાગવા એટલે તે અપૂર્ણાંકનું રૂપ ટુંકું થશે. જેમ $\frac{૧૭૦}{૩૭૫}$. એમાં બંનેનો સાધારણ નિશેષભાજક ૫ છે માટે $\frac{૧૭૦ \div ૫}{૩૭૫ \div ૫} = \frac{૫૪}{૭૫}$ વળી આ નવા અપૂર્ણાંકના અંશ અને છેદને ૩એ ભગાય છે માટે $\frac{૫૪}{૭૫} = \frac{૧૮}{૨૫}$ જવાબ.

કારણઃ—૬ ઠા પ્રકાર પ્રમાણે અંશ અને છેદને એકજ

સંખ્યાએ ભાગીએ તો કીમતમાં ફેર પડતો નથી માટે ૧૭૦/૬૭૫=૫૪/૭૨ =૬/૮ આવેજ.

હિસાબ ગણતાં ઉપર પ્રમાણે ભાગવાને સંખ્યા બતાવવામાં આવતી નથી. પણ સંક્ષેપ કરવાના અપૂર્ણાંકના અંશ અને છેદને ફક્ત છેદવા (છેક મારવા)માં આવે છે, અને તેની પાસે નવા આવેલા અંક મુકાયછે. જેમ; ૪/૬ હોય તો ૪/૬=૨/૩=૨/૩ મુકાય છે.

૧૦૧. જ્યારે ઉપર મુજબ અંશ અને છેદને સરખી રકમે ભાગી ભાગીને કોઈ અપૂર્ણાંકનું એવું નાનું રૂપ કરીએ કે પછી અંશ અને છેદ પરસ્પર અવિભાજ્ય થાય, ત્યારે તે અપૂર્ણાંકનો અતિસંક્ષેપ કર્યો એમ કહેવાય છે.

ટીકાઃ—જવાબમાં હમેશાં અપૂર્ણાંકનું અતિસંક્ષેપ રૂપ લાવવું જોઇએ. બીજે ઠેકાણે પણ સંક્ષેપ કરવાથી હિસાબમાં ગુંચવણ થતી નથી. કોઈ અપૂર્ણાંકના અંશ અને છેદ બંનેને તેમના દૃઢભાજકે ભાગવાથી તેનો અતિસંક્ષેપ એકદમ નિકળે છે. પરંતુ તે રીતે લંબાણ થઈ જાય છે માટે નાના હિસાબમાં તો (૫૭ ઉ૫૦) સાધારણ નિઃશેષ ભાજક કહાડી તે વડે ભાગવાથી સહેલું પડેછે. જે ઠેકાણે અંશ અને છેદનો સાધારણ નિઃશેષ ભાજક (૫૭પ૦) એકદમ માલમ પડતો નથી તે ઠેકાણે દૃઢભાજકથીજ અતિસંક્ષેપ કહાડવો પડેછે. જેમ "૧૨૬૧/૪૪૧૩૨ નો અતિસંક્ષેપ કરો." આ દાખલામાં અંશ અને છેદનો સાધારણ નિઃશેષ ભાજક ૫૭ મી કલમની રીતે જોએથી તરત માલમ પડતો નથી, માટે અંશ અને છેદનો દૃઢભાજક કહાડ્યો તે ૯૭ આવ્યો, અને તેથી ૧૨૬૧/૪૪૧૩૨ ÷ ૯૭/૯૭ = ૧૩/૪૫૬ જવાબ.

## મનોયત્ન ૩૮.

નીચેનાં અપૂર્ણાંકોનો અતિસંક્ષેપ કરો.

(૧) ૬/૮; ૧૪/૧૬ (૨) ૨૭/૬૩; ૧૫/૨૦ (૩) ૮૪/૧૫૪; ૨૧૬/૩૨૪

(૪) $\frac{૨૮}{૩૪૩}$; $\frac{૨૧૬}{૨૫૨}$ (૫) $\frac{૪૧}{૧૬૩}$; $\frac{૩૪૨}{૧૦૩૧}$ (૬) $\frac{૩૬}{૭૬૯}$; $\frac{૯૯૩}{૩૬૦૮}$
(૭) $\frac{૮૫૬}{૯૩૯}$; $\frac{૩૯૪}{૬૭૨}$ (૮) $\frac{૭૭૫}{૧૮૦૦}$; $\frac{૩૭૭૩}{૪૬૩૨૦}$ (૯) $\frac{૧૩૧૨}{૬૨૮૮}$; $\frac{૨૩૨૩}{૬૯૧૯}$
(૧૦) $\frac{૨૧૯}{૨૯૨}$; $\frac{૫૧૭૮}{૧૮૫૬}$ (૧૧) $\frac{૪૯૮}{૧૮૧}$; $\frac{૧૦૨૬}{૨૫૬૦}$ (૧૨) $\frac{૫૦૨૭}{૫૮૪૧}$; $\frac{૨૮૨૫}{૫૭૭૫}$
(૧૩) $\frac{૮૦૯૯}{૨૦૩૭૭}$; $\frac{૫૪૯}{૭૨૯}$ (૧૪) $\frac{૯૭૮૬}{૨૩૦૪૮}$; $\frac{૨૮૭૭}{૬૨૮૦૭}$ (૧૫) $\frac{૬૦૯૨}{૯૧૭૪}$; $\frac{૩૬૪૨૫}{૯૭૮૯૧૦}$
(૧૬) $\frac{૩૪૫૨૧૩}{૪૧૭૬૭૬}$ (૧૭) $\frac{૨૫૧૯૪}{૮૮૧૩૯}$ (૧૮) $\frac{૩૭૪૧૯૨}{૫૭૫૬૮૦}$
(૧૯) ૫।=~ (૨૦) ૧૫)=~ (૨૧) ૨૫।=~
(૨૨) ૩૫।।।=~ (૨૩) ૫૭।=~।। (૨૪) ૧૫૮।।।=~।।

૧૦૨. પ્રકાર ૮ મો:—પ્રભાગજાતિ અપૂર્ણાંક બરોબર કીમતનું ભાગજાતિ અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તો:—બધાં અપૂર્ણાંકોના અંશોનો ગુણાકાર નવા અંશમાં, અને છેદોનો ગુણાકાર નવા છેદમાં લખ્યો એટલે જવાબ આવશે.

દા. ૧. $\frac{૩}{૫}$ ના $\frac{૬}{૭}$ $=\frac{૩\times૬}{૫\times૭}=\frac{૧૮}{૩૫}$

કારણ:—$\frac{૩}{૫}$નો ૭મો ભાગ ૫ મા પ્રકાર પ્રમાણે $\frac{૩}{૩૫}$ થાય તો તેના ૭ સાતમા ભાગ એટલે $\frac{૬}{૭}$ લઇએ તે પ્રકાર ૪ થા પ્રમાણે $\frac{૧૮}{૩૫}$ આવે.

ભાગાનુબંધ અપૂર્ણાંક હોય તો તેને વિષમ અપૂર્ણાંકનું રૂપ આપીને પછી હિસાબ કરવો.

દા. ૨. $૩\frac{૧}{૫}$ના $૪\frac{૨}{૭}$ના ૩ $=\frac{૧૬}{૫}$ના $\frac{૩૦}{૭}$ના ૩ $=\frac{૧૬\times૩૦\times૩}{૫\times૭}=\frac{૧૪૪૦}{૩૫}=૪૧\frac{૧}{૭}$.

પ્રભાગજાતિ અપૂર્ણાંકમાં કોઈ પણ અંશ અને કોઈ પણ છેદનો સંક્ષેપ જાય તો કહાડવો. આણપાણનાં અપૂર્ણાંકને વ્યવહારી અપૂર્ણાંકમાં આણીને હિસાબ કરવો.

દા. ૩. ૨॥ નો ૦ ના ૪)~ $=\frac{૫}{૨}$નો $\frac{૧}{૪}$ના $\frac{૬૫}{૧૬}=\frac{૩૨૫}{૧૨૮}=૨\frac{૬૯}{૧૨૮}$ જવાબ

## મનોયત્ન ૩૯.

(૧) $\frac{૨}{૭}$ના $\frac{૩}{૮}$ના $\frac{૪}{૫}$ (૨) $\frac{૧}{૫}$ના $\frac{૪}{૭}$ના $\frac{૧૭}{૧૩}$
(૩) $\frac{૪}{૧૧}$ના $\frac{૩૩}{૪૦}$ના $૩\frac{૧}{૮}$ (૪) $\frac{૭}{૧૬}$ના $\frac{૧૨}{૧૩}$ના $૩\frac{૧}{૪}$
(૫) $\frac{૯}{૧૦}$ના $\frac{૭૨}{૮૧}$ના $\frac{૩}{૭}$ (૬) $\frac{૧૪}{૩૧}$ના $\frac{૧૮}{૪૬}$ના $૧\frac{૧}{૩}$ના ૭
(૭) $૨\frac{૨}{૩}$ના $\frac{૨}{૭}$નો $૧\frac{૧}{૪}$ના ૧૭ (૮) $\frac{૨}{૯}$ના $\frac{૧૧}{૨૨}$ના $૪\frac{૧}{૬}$ના $૧\frac{૫}{૮}$
(૯) $\frac{૧૫}{૨૨}$ના $\frac{૧}{૧૪}$ના $૫\frac{૫}{૧૨}$ના $૪\frac{૨}{૩}$ (૧૦) $\frac{૧૦૭}{૧૦૬}$ના $\frac{૧}{૨૩}$ના $૮\frac{૧}{૬}$ના ૪૦૧

(૧૧) $\frac{૩૯}{૪૦}$ના ૭$\frac{૨}{૩}$ના $\frac{૧૯}{૪૪}$ના ૪$\frac{૬}{૭}$ (૧૨) $\frac{૩૭}{૭૬}$ના ૯$\frac{૧}{૩}$ના $\frac{૧૫}{૯૧}$ના $\frac{૫૨}{૯૫}$

(૧૩) ૨।।ના ૩।।।ના ૨$\frac{૩}{૫}$ના ૭ (૧૪) ૫।।।ના ૩।।।—ના ૦)=—ના $\frac{૨}{૩}$

(૧૫) ૦।=—ના $\frac{૪}{૫}$નો ૦)૦।।નો ૦)—નો ૦)૦)૦।

(૧૬) ૫)—નો ૦)—।નો ૨।।=—।।ના ૭।।ના ૫।।

**૧૦૩. પ્રકાર ૯ મો—મિશ્ર અપૂર્ણાંકને સાદા અપૂર્ણાંકનું રૂપ આપવા વિશે.**

રીતઃ—અંશસ્થળના અપૂર્ણાંકના અંશ અને છેદ સ્થળના અપૂર્ણાંકના છેદ એએનો ગુણાકાર નવા અંશમાં લખવો. અને અંશ સ્થળના અપૂર્ણાંકના છેદ અને છેદ સ્થળના અપૂર્ણાંકના અંશ એ બેનો ગુણાકાર નવા છેદમાં મુકવો. એટલે જવાબ આવશે. અંશ અને છેદનો સંક્ષેપ જાયતો કાઢવો. અંશ અને છેદમાં સાદાં અપૂર્ણાંક રાખવાં.

દા. ૧ $\frac{\frac{૩}{૪}}{\frac{૪}{૫}}$ ને સાદા અપૂર્ણાંકનું રૂપ આપો.

રીત પ્રમાણે $\frac{૩\times૫}{૪\times૪}=\frac{૧૫}{૧૬}$ જવાબ.

કારણઃ—૯ મા પ્રકાર પ્રમાણે અંશ અને છેદ બંનેને ૫ એ (છેદના છેદ જેટલાએ) ગુણીએ તો $\frac{\frac{૩}{૪}}{\frac{૪}{૫}} = \frac{\frac{૩\times૫}{૪}}{૪}$ થશે. અને પછી અંશ અને છેદ બંનેને ૪ એ (છેદના અંશ જેટલાએ) ભાગીએ તો આપેલા અપૂર્ણાંકની કીમત $\frac{૩\times૫}{૪\times૪}=\frac{૧૫}{૧૬}$ થશે.

દા. ૨ $\frac{૫\frac{૧}{૪}}{૪\frac{૧}{૮}}=\frac{\frac{૨૧}{૪}}{\frac{૩૩}{૮}}=\frac{૨૧\times૮}{૪\times૩૩}=\frac{૭\times૨}{૧\times૧૧}=\frac{૧૪}{૧૧}=૧\frac{૩}{૧૧}$ જવાબ.

દા. ૩ $\frac{૨\frac{૨}{૩}\text{ના}\frac{૩}{૪}\text{ના}\frac{૭}{૮}}{૩\frac{૩}{૪}\text{ના}\frac{૨}{૫}\text{ના}\frac{૧}{૬}}=\frac{\frac{૩}{૨}}{\frac{૧}{૪}}=\frac{૩\times૪}{૨\times૧}=૬$ જવાબ.

**મનોપત્ર ૪૦.**

નીચેનાં મિશ્ર અપૂર્ણાંકને સાદા અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧) $\frac{\frac{૩}{૪}}{૧\frac{૫}{૮}}$ (૨) $\frac{\frac{૧૪}{૨૭}}{૨\frac{૧}{૩}}$ (૩) $\frac{૨\frac{૧૧}{૧૨}}{\frac{૫}{૬}}$ (૪) $\frac{\frac{૬}{૧૧}}{\frac{૧૦}{૯૯}}$

(૫) $\frac{૧૩\frac{૧}{૩}}{૨૦}$ (૬) $\frac{૫૬}{૧\frac{૪}{૯}}$ (૭) $\frac{૨૧\frac{૯}{૧૦}}{૧\frac{૧૧}{૧૪}}$ (૮) $\frac{૩\frac{૩}{૪}\text{ના}૩\frac{૧}{૩}\text{ના}\frac{૧}{૨}}{\frac{૪}{૯}\text{ના}૩\frac{૦}{૭}\text{ના}૧૪}$

(૯) $\frac{\frac{૩}{૮}\text{ના}\frac{૬}{૭}\text{ના}૯}{\frac{૨}{૭}\text{ના}\frac{૨}{૯}\text{ના}\frac{૪}{૫}}$ (૧૦) $\frac{૨॥\text{ના}૭)\text{~ના}\frac{૨}{૩}}{૨\frac{૩}{૫}\text{ના}૩\text{ના}૦।}$ (૧૧) $\frac{૦)\text{ॐ ના}\frac{૨}{૯}\text{ના}૩}{૦)\text{ગ ના}\frac{૨}{૩}\text{ના}૮}$

૧૦૪. **પ્રકાર ૧૦ મો:—કોઈ પણ વિવિધ પરિમાણના અપૂર્ણાંકની કીમત કહાડવાનું.**

રીતઃ—આપેલા અપૂર્ણાંકને ઉતરતી ભાંજણીનું રૂપ આપતાહોઇએ તેમ તેને હલકા પરિમાણે ગુણવા. ગુણાકારમાંથી ૩જા પ્રકાર પ્રમાણે કોઈ આખો અંક નિકળતો હોય તો તે કહાડી, બાકીના અપૂર્ણાંકને તેનાથી હલકા પરિમાણનું રૂપઆપવું. એ પ્રમાણે બરોબર કીમત નિકળી રહે ત્યાં સુધી અથવા છેક હલકી જાતનું પરિમાણ આવે ત્યાં સુધી કરવું.

દા. ૧ $\frac{૫}{૨૪}$રૂ.ની કીમત શી.

$\frac{૫}{૨૪}$રૂ.$=\frac{૫}{૨૪}\times૧૬$આ.$=\frac{૮૦}{૨૪}=૩\frac{૮}{૨૪}$આ. પણ $\frac{૮}{૨૪}$આ.$=\frac{૮}{૨૪}\times૧૨=૪$પા.

માટે $\frac{૫}{૨૪}$રૂ.$=૩$ આ. ૪ પા. જવાબ.

દા. ૨ $\frac{૬}{૩૫}$ ખાંડીની કીમત શી?

$\frac{૬}{૩૫}$ ખાં.$=\frac{૬}{૩૫}\times૨૦$ મ.$=\frac{૧૨૦}{૩૫}=૪\frac{૪}{૭}$ મ.

પણ $\frac{૪}{૭}$ મ.$=\frac{૪}{૭}\times૪૦$ શી.$=\frac{૧૬૦}{૭}=૨૨\frac{૧}{૬}$ શી.

માટે $\frac{૬}{૩૫}$ ખાંડી$=૪$ મણ $૨૨\frac{૬}{૭}$ શી. જવાબ.

વિવિધ પરિમાણના કોઈ અપૂર્ણાંકની કીમત કહાડવી હોય તો વિવિધ પરિમાણને તે અપૂર્ણાંકના અંશે ગુણી છેદેભાગવા અથવા પ્રથમ છેદે ભાગી ભાગાકારને અંશે ગુણવા. આ બંને રીતથી જવાબ તો એકજ આવશે પણ બીજી રીત વાપરવાથી મોટા હિસાબ ૯૭ મી કલમ પ્રમાણે સહેલી રીતે થશે.

દા. ૩ ૨ રૂ. ના $\frac{૫}{૬}$ ની કીમત શી.

રીત પ્ર૦ $\frac{૨\times૫}{૬}=\frac{૧૦}{૬}=૧\frac{૨}{૩}$રૂ. પણ $\frac{૨}{૩}$ રૂ. $=\frac{૨}{૩}\times૧૬$ આ.$=\frac{૩૨}{૩}$ આ.$=૧૦\frac{૨}{૩}$ આ.

પણ $\frac{૨}{૩}$ આ.$=\frac{૨}{૩}\times૧૨=૮$ પા. માટે ૨ રૂ. ની $\frac{૫}{૬}=૧$ રૂ. ૧૦ આ. ૮ પા. જવાબ.

દા. ૪ ૨રૂ. ૩આ. ૪પા. ના $\frac{૩}{૪}$ ની કીમત

```
૪) ૨   ૩   ૪
   ---------
   ૦   ૮   ૧૦
           ૩
   ---------
   ૧   ૧૦  ૬   જવાબ.
```

દા. ૫ ૧રૂ. ૫આ. ૪પા. ના $\frac{૨}{૩}$ ના $\frac{૩}{૪}$

આમાં $\frac{૨}{૩}$ ના $\frac{૩}{૪}$ = $\frac{૧}{૨}$ છે માટે.

```
૨)  ૧રૂ. ૫આ. ૪પા.
    -------------
    ૦   ૧૦   ૮
```

## મનોયત્ન ૪૧.

નીચેનાં અપૂર્ણાંકની કીમત કહાડો.

(૧) $\frac{૧૧}{૧૬}$ રૂ; અને $\frac{૧}{૨}$ ના $\frac{૩}{૪}$ આ. (૨) $\frac{૪}{૫}$ શિ; અને $\frac{૩}{૪}$ ના $\frac{૫}{૬}$ રૂ.

(૩) ૨$\frac{૭}{૮}$ ના $\frac{૧}{૩}$ રૂ; અને ૫$\frac{૩}{૪}$ ના $\frac{૨}{૩}$ રૂ. (૪) $\frac{૩}{૮}$ ખાં. નો $\frac{૧}{૪}$; અને $\frac{૨}{૫}$ મ. ના $\frac{૨}{૩}$

(૫) $\frac{૯}{૧૧}$ રૂ; અને $\frac{૧૨}{૧૩}$ મોહોર. (૬) ૨$\frac{૧}{૨}$ પૌં. ના $\frac{૨}{૩}$.

(૭) $\frac{૨}{૭}$ ના $\frac{૫}{૬}$ ના ૩ તો. (૮) $\frac{૭}{૮}$ ના ૩$\frac{૨}{૩}$ ના ૪$\frac{૧}{૨}$ મ.

(૯) ૫ ટનના $\frac{૨}{૫}$ ના $\frac{૩}{૭}$ ના ૨$\frac{૧}{૩}$. (૧૦) ૩ પૌં. (ટ્રૉય) ના $\frac{૩}{૫}$ ના ૭$\frac{૭}{૮}$ ના ૪

(૧૧) $\frac{૪}{૧૧}$ ના ૨$\frac{૩}{૪}$ ગાઊના ૭$\frac{૧}{૬}$ ના $\frac{૧૩}{૮૬}$. (૧૨) ૩$\frac{૧}{૩}$ ટનના $\frac{૧૭}{૨૦}$ ના ૧$\frac{૫}{૬}$ ના $\frac{૧૭}{૧૯}$.

(૧૩) ૫$\frac{૨}{૩}$ મૈ ના $\frac{૪}{૨૫}$ ના $\frac{૧૬}{૬૩}$ ના $\frac{૭}{૫૭}$. (૧૪) ૧૨ ઘં. ના $\frac{૭}{૧૩}$ ના $\frac{૫૧}{૯૨}$ ના ૨$\frac{૩}{૫}$.

(૧૫) ૧રૂ. ૭આ. ૯પા. ના ૨$\frac{૧}{૪}$. (૧૬) ૧૬ રૂ. ૯આ. ના $\frac{૨}{૫}$ ના $\frac{૭}{૮}$.

(૧૭) ૨ પૌં. ૬ શિ. ૪ પે. ના $\frac{૭}{૮}$. (૧૮) ૫ ખાં. ૭મ. ૯શે. ના $\frac{૧૧}{૧૩}$

(૧૯) ૧૩ હું. ૨ કવા. ૯ પૌં. ના $\frac{૧૨}{૧૩}$ ના $\frac{૩}{૪}$.

(૨૦) ૨ પૌં. (ટ્રૉય) ૩ ઔં. ૪ પે. ના $\frac{૪૧}{૪૨}$ ના $\frac{૨૧}{૨૨}$ ના ૧$\frac{૩}{૮}$.

(૨૧) ૨ મૈ. ૩ ફ. ૭ પો. ના $\frac{૧૦}{૨૧}$ ના $\frac{૭}{૧૨}$.

(૨૨) ૧૯ તો. ૭ વા. ૨ રતીના ૨$\frac{૩}{૫}$ ના ૫$\frac{૧}{૪}$.

(૨૩) ૩ દિ. ૧૪ ઘ. ૧૨ પ. ના $\frac{૪}{૯}$ ના $\frac{૧૭}{૨૮}$.

(૨૪) ૨૪ વિ. ૧૩ વ. ૩ કા. ના $\frac{૧૫}{૧૯}$ ના ૭$\frac{૧}{૮}$.

૧૦૫. **પ્રકાર ૧૧ મોઃ**—એક નામની રકમને તેજ જાતના પરિમાણની બીજા નામની રકમના અપૂર્ણાંકનું રૂપ આપવાનું; એટલે તે બીજી રકમ જેવડા પહેલીમાંથી કેટલા ભાગ થઈ શકે તે કહાડવાનું.

રીતઃ—આપેલી રકમને જેના અપૂર્ણાંકનું રૂપ આપવું હોય તે પરિમાણે ભાગવી. પણ ભાગતાં પહેલાં તે બંને પરિમાણોને એકજ નામનાં કરવાં.

દા. ૧. ૫આ. ૭ પા. ને રૂપીઆના અપૂર્ણાંકનું રૂપ આપો.

અહીં રૂ.ની ૧૯૨ પા. અને ૫ આ. ૭ પા.=૬૭ પા. માટેઃ—

રીત પ્ર૦ ૫ આ. ૭ પા.=$\frac{૬૭}{૧૯૨}$ રૂ. જવાબ.

કારણઃ—૬૭ પાઇમાંથી ૧૯૨ પાઈ જેવડા કેટલા ભાગ થઈ શકે તે ૬૭ પાઇને ૧૯૨ એ ભાગવાથીજ માલમ પડે.

ટીકાઃ—નાણું, વજન, મહત્વ, કે કાળ એમાંથી કોઈ એકનીજ જુદા જુદા નામની રકમો આપી હોય, તો એક નામમાંથી બીજા નામમાં અણાશે. ૨ આનાને શેરનું રૂપ ન અપાય, તેમજ ૮ શેરને દિવસ, કે ગાઉનું રૂપ ન અપાય, તે [૭૩ ઉપરથી] ખુલ્લું છે.

બંને રકમોને હરકોઈ એકજ નામની રકમમાં આણ્યાથી જવાબ આવે.પણ જેમ તે નામની રકમ વધારે મોટી રાખીએ તેમ જવાબ સંક્ષેપમાં આવતો જાય.

દા. ૨. ૨ પાવલાંને ૩ રૂપીઆના અપૂર્ણાંકનું રૂપ આપો.

આમાં બંનેની પાઇઓ કરવાથી $\frac{૯૬}{૫૭૬}$, આના કરવાથી $\frac{૮}{૪૮}$ પાવલા કરવાથી $\frac{૨}{૧૨}$, અને રૂપીઆ કરવાથી $\frac{૧}{૬}$ જવાબ આવે. આ સૌની કીમત સરખી છે પણ $\frac{૧}{૬}$ એ $\frac{૯૬}{૫૭૬}$નો અતિસંક્ષેપ છે.

ચઢતા ઉતરતી એક કરતાં વધારે નામની રકમો આપી હોય,તેને ભારે કીમતના અપૂર્ણાંકનું રૂપ આપવું હોય,તો છેક હલકી રકમને તેની પાસેના ભારે નામનું રૂપ આપવું. એ પ્રમાણે ઈચ્છેલું નામ આવે ત્યાં સુધી કરવું.

દા. ૩. ૧૨ રૂ. ૯ આ. ૧૦ પા.ને રૂ.ના અપૂર્ણાંકનું રૂપ આપો. ૧૦ પા.=(૧૦÷૧૨) આ.=$\frac{૧૦}{૧૨}$=$\frac{૫}{૬}$ આ. અને ૯ આ. કહ્યા છે માટે ૯$\frac{૫}{૬}$=$\frac{૫૯}{૬}$ આ. થયા. અને $\frac{૫૯}{૬}$ આ.=($\frac{૫૯}{૬}$÷૧૬)રૂ.=$\frac{૫૯}{૯૬}$ રૂ. અને ૧૨ રૂ. આપ્યા છે, માટે ૧૨$\frac{૫૯}{૯૬}$ રૂ. જવાબ.

## મનોયત્ન ૪૨.

(૧) ૩ આનાના $\frac{૨}{૩}$ ને રૂપીઆના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૨) ૧૧$\frac{૨}{૩}$ પાઇને $\frac{૩}{૪}$ રૂ.ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૩) ૭ આ. ૯ પા.ના $\frac{૨}{૫}$ ને ૫ રૂપીઆના અપૂર્ણાંકમાં આણો.

(૪) ૬આ.૨$\frac{૨}{૩}$પા. માંથી ૩મોહોરો જેવડા કેટલા ભાગથાય?
(૫) ૩મ.૧૩શિ.ના$\frac{૫}{૬}$ના$\frac{૨}{૩}$નેખાંડીના અપૂર્ણાંકનું રૂપ આપો.
(૬) શિ.૭ાા.ને $\frac{૫}{૮}$ ખાંડીના અપૂર્ણાંકનું રૂપ આપો.
(૭) ૪શિ.ના$\frac{૧}{૨}$ ને ૫ પે. માં ૨ પૌંડ કેટલીવાર રેહેલાછે?
(૮) ૫ શિ. ના$\frac{૨}{૩}$ને ગિનીના અપૂર્ણાંકનું રૂપ આપો.
(૯) ૩ હં. ૨ ક્વા. ૧૪$\frac{૩}{૪}$ પૌં. ના ટન કેટલા થાય ?
(૧૦) ૧પૌં.(ટ્રૉય)૭ઔં,૧૩$\frac{૫}{૮}$પે.ને ૨પૌં. (એવ.)નું રૂપ આપો.
(૧૧) ૨ ક્વા. ૩પૌં. ૫$\frac{૩}{૭}$ઔં.માં ૧૫પૌં.(ટ્રૉય)કેટલી વારછે?
(૧૨) ૮તોલા૧$\frac{૩}{૧૧}$વા.ને૩$\frac{૧}{૪}$પૌં.(ટ્રૉય)નાઅપૂર્ણાંકનુંરૂપઆપો.
(૧૩) ૩શિ. ૭રૂ.ભારના $\frac{૯}{૧૩}$માં ૫પા.(એવ૦) કેટલી વાર છે?
(૧૪) $\frac{૬}{૧૩}$ચો.હા.ને૩એકરનું;અને૭એકરનેચો.મૈ.નુંરૂપઆપો.
(૧૫) ૪ફુ. ૩$\frac{૨}{૩}$ઈ.ને ૫ હાંથનાં અપૂર્ણાંકનું રૂપ આપો.
(૧૬) ૧૩વી.૫ગુ.૩$\frac{૨}{૩}$કા.ને૨૪૫એકરના અપૂર્ણાંકનુંરૂપઆપો.
(૧૭) ૫ યા. ૨ ફુ. ૭$\frac{૧૫}{૧૬}$ઈ.નેમૈ.ના અપૂર્ણાંકનું રૂપ આપો.
(૧૮) ૫દિ. ૭$\frac{૨}{૩}$અ.ને વરસના અપૂર્ણાંકનું રૂપ આપો.
(૧૯) ૧૫ઘ.૩ાા૫.ને ૨૨ અ.૯મિ.ના અપૂર્ણાંકનુંરૂપઆપો.
(૨૦) ૧૯મિ.$\frac{૨}{૩}$સે.ને૬પોહોરને ૩ઘ.ના અપૂર્ણાંકનુંરૂપઆપો.

૧૦૬. **પ્રકાર ૧૨ મો**—જુદાં જુદાં અપૂર્ણાંકોના સમછેદકરવાનું એટલે તેમની કીમતમાં ફેરફાર કર્યા વગર તેમના છેદ સરખા લાવવાનું.

**રીતઃ**—બધા છેદોનો ગુણાકાર કરવો. એ ગુણાકારને દરેક અપૂર્ણાંકના છેદે ભાગી ભાગાકારને તેજ અપૂર્ણાંકના અંશે ગુણવા. આ પ્રમાણે જે જુદા જુદા ગુણાકાર આવે તે તેમનાઅંશમાંલખી,છેદમાં બધા છેદોનો ગુણાકાર મુકીદેવો.

દા. $\frac{૨}{૩}$, $\frac{૩}{૪}$, $\frac{૪}{૫}$ એ ત્રણે અપૂર્ણાંકોના છેદ સરખા કરો.

આમાં ૩×૪×૫=૬૦ છે માટે $\frac{૬૦}{૩}$×૨=૪૦ પહેલો અંશ; $\frac{૬૦}{૪}$×૩=૪૫ બીજો અંશ;અને $\frac{૬૦}{૫}$×૪=૪૮ ત્રીજો અંશ થયો. એટલે $\frac{૪૦}{૬૦}$, $\frac{૪૫}{૬૦}$, અને $\frac{૪૮}{૬૦}$ એ જવાબ.

**કારણઃ**—બધા અપૂર્ણાંકના છેદ સરખા અને એકજ

લાવવા છે, માટે નવો છેદ તેમનો કોઈ પણ સાધારણ ભાજ્ય લેવો જોઇએ. બધા છેદોનો ગુણાકાર તે તેમનો ભાજ્યછે માટે તે નવા છેદમાં લખાય છે. હવે $\frac{૨}{૩}$ નો છેદ ૩×૪×૫=૬૦ લાવવો, માટે છેદને $\frac{૬૦}{૩}$=૨૦ એ ગુણવા જોઈએ. પણ ફક્ત છેદનેજ ૨૦ એ ગુણીએ તો અપૂર્ણાંકની કીમતમાં ફેરફાર થાય, માટે અંશ અને છેદ બંનેને ૨૦ એ ગુણ્યા. તો $\frac{૪૦}{૬૦}$ આવ્યા; અને તેની કીમત (૬ ઠા પ્રકાર પ્ર૦) $\frac{૨}{૩}$ ની બરોબરજ રહી. તેજ પ્રમાણે બીજાં અપૂર્ણાંકને વાસ્તે પણ સમજવું.

આ ઉપરથી બીજી રીત એવી નિકળે છે કેઃ—દરેક અપૂર્ણાંકના અંશને તે અપૂર્ણાંકના છેદ સિવાય બાકીના બધા છેદોએ ગુણવો. એટલે તે અપૂર્ણાંકની બરોબરના સમછેદ વાળા અપૂર્ણાંકનો અંશ થશે. આ પ્રમાણે બધા અંશ કહાડ્યા પછી તેમની નીચે છેદમાં તે બધાં અપૂર્ણાંકોના છેદોનો ગુણાકાર લખવો. જેમકે ઉપરનાજ દાખલામાં ૨×૪×૫=૪૦ પહેલો અંશ; ૩×૩×૫=૪૫ બીજો અંશ; અને ૪×૪×૩=૪૮ તીજો અંશ થયો. અને ૩×૪×૫=૬૦ છેદોનો ગુણાકાર આવ્યો. માટે $\frac{૪૦}{૬૦}$, $\frac{૪૫}{૬૦}$ અને $\frac{૪૮}{૬૦}$ જવાબ આવ્યો.

લઘુતમ એટલે અતિનાનો સમછેદ લાવવો હોય, તો સઘળા છેદોનો સાધારણ ભાજ્ય લેવાને બદલે તેમનો લઘુતમ સાધારણ ભાજ્ય લેવો, એટલે એજ સમછેદની સંખ્યા થશે. પછી ઉપરની ૧લી રીત પ્રમાણે એ લઘુતમ સાધારણ ભાજ્યને દરેક અપૂર્ણાંકના છેદે ભાગી અંશે ગુણવા. એટલે જોઇતા અંશ આવશે.

૬૧. $\frac{૫}{૬}$, $\frac{૭}{૮}$, $\frac{૧}{૯}$, $\frac{૫}{૧૨}$, ને લઘુતમ સમછેદનું રૂપ આપો.

અહીં ૬, ૮, ૯, અને ૧૨ નો લઘુતમ સાધારણ ભાજ્ય (૬૦ પ્ર૦) ૭૨ થયો માટેઃ—

$\frac{૭૨}{૬}$×૫=૬૦ પહેલો અંશ; $\frac{૭૨}{૮}$×૭=૬૩ બીજો અંશ;

$\frac{૭૨}{૯}$×૧=૮ ત્રીજો અંશ, અને $\frac{૭૨}{૧૨}$×૫=૩૦ ચોથો અંશ થયા.

અને તેથી $\frac{૬૦}{૭૨}$, $\frac{૬૩}{૭૨}$, $\frac{૮}{૭૨}$, $\frac{૩૦}{૭૨}$ જવાબ.

સમછેદ કરવાથી આપેલા કોઈ પણ અપૂર્ણાંકની કીમતમાં ફેર પડતો નથી પણ જુદાં જુદાં અપૂર્ણાંકના અંશનાં મહત્વ સરખાં થાય છે. માટે જુદાં જુદાં અપૂર્ણાંકોમાં નાના મોટાનો મુકાબલો, તે અપૂર્ણાંકના છેદ સરખા કરવાથી થાય છે.

દા. $\frac{૫}{૯}$ અને $\frac{૧૧}{૨૫}$ એ એમાંથી મોટું કયું અને નાનું કયું?

સમછેદ કરવાથી $\frac{૫}{૯}=\frac{૧૨૫}{૨૨૫}$ અને $\frac{૧૧}{૨૫}=\frac{૧૮૯}{૨૨૫}$ આવે.

આમાં ૧૮૯ અને ૨૨૫ એ સરખા મહત્વના ભાગ છે. માટે $\frac{૧૮૯}{૨૨૫}$ એટલે $\frac{૧૧}{૨૫}$ એ મોટું અને $\frac{૫}{૯}$ તેથી નાનું અપૂર્ણાંક છે.

## મનોયત્ન ૪૩.

નીચેના અપૂર્ણાંકોની કીમતમાં ફેરફાર કર્યાવગર તેમને લઘુતમ સમછેદનું રૂપ આપો.

(૧) $\frac{૧}{૨}, \frac{૩}{૪}, \frac{૫}{૬}, \frac{૫}{૮}, \frac{૭}{૯}$. (૨) $\frac{૭}{૮}, \frac{૧}{૯}, \frac{૧}{૪}, \frac{૧}{૩}, \frac{૫}{૭}$.

(૩) $\frac{૫}{૧૨}, \frac{૭}{૧૬}, \frac{૪}{૯}, \frac{૩}{૫}, \frac{૭}{૧૩}$ (૪) $\frac{૫}{૨૪}, \frac{૧૩}{૧૭}, \frac{૧૧}{૮૧}, \frac{૧૫}{૮૧}$.

(૫) $\frac{૨}{૧૫}, \frac{૭}{૮}, \frac{૪}{૨૧}, \frac{૧૧}{૩૫}, \frac{૫}{૪૨}$ (૬) $\frac{૨૧}{૨૨}, \frac{૧૪}{૩૩}, \frac{૧૫}{૧૬}, \frac{૧}{૪૮}, \frac{૪૩}{૫૬}$.

(૭) $\frac{૪}{૧૭}, \frac{૨}{૩}, \frac{૧}{૧૮}, \frac{૫}{૯}, \frac{૭}{૨૪}$ (૮) $\frac{૫૧}{૫૬}, \frac{૧૪}{૩૯}, \frac{૧૭}{૧૦૪}, \frac{૧૫}{૨૬}, \frac{૫૧}{૫૨}$.

(૯) $\frac{૧૩}{૨૪}, \frac{૨૭}{૧૮}, \frac{૨૫}{૩૬}, \frac{૧૭}{૭૪}, \frac{૪૭}{૪૮}$ (૧૦) $\frac{૩૧}{૧૦૨}, \frac{૬૫}{૨૨૫}, \frac{૫૯}{૨૨૧}, \frac{૪૧}{૫૨}$.

(૧૧) $\frac{૪૦૪}{૭૦૨}, \frac{૩૫}{૨૨૧}, \frac{૧૭}{૧૦૪}, \frac{૨}{૫}, \frac{૧}{૩}$ (૧૨) $\frac{૪૦}{૪૧}, \frac{૭૯}{૫૩૩}, \frac{૪૩}{૨૦૫}, \frac{૧}{૯}, \frac{૨}{૧૩}$.

(૧૩) ૩।, ૫)—, $\frac{૫}{૭}$, ૪।।।—૫, (૧૪) ૩$\frac{૨}{૩}$, $\frac{૧}{૫}$, $\frac{૫}{૬}$, ૮।≡—।।।, ૯)≡—

(૧૫) ૩$\frac{૮}{૨૫}$, ૨$\frac{૧}{૧૪}$, પાનો ૦।।, (૧૬) $\frac{૨}{૯}$ના $\frac{૩}{૭}$, $\frac{૫}{૧૩}$, ૦)≡—, ૫$\frac{૧}{૭}$, $\frac{૩}{૨૫૬}$

નીચેના દાખલામાં અપૂર્ણાંકોને એવી રીત ગોઠવો કે સૌથી મોટું પેહેલું તેનાથી ઉતરતું બીજું, એ પ્રમાણે અનુક્રમે આવે.

(૧૭) $\frac{૩}{૮}, \frac{૪}{૫}, \frac{૩}{૧૩}, \frac{૫}{૧૨}, \frac{૨}{૩}$, (૧૮) $\frac{૫}{૭}, \frac{૮}{૯}, \frac{૭}{૧૨}, \frac{૧૩}{૧૯}, \frac{૯}{૧૪}$.

(૧૯) $\frac{૯}{૨૦}, \frac{૧૩}{૨૪}, \frac{૪}{૭૫}, \frac{૧૯}{૬૩}, \frac{૭}{૩૦}$ (૨૦) $\frac{૧૩}{૧૫૩}, \frac{૩૫}{૧૯૭}, \frac{૪૪}{૫૧}, \frac{૩૬}{૧૦૭}$.

(૨૧) $\frac{૩૫}{૩૬}, \frac{૫}{૭}, \frac{૬}{૨૫}, \frac{૨૩}{૩૦}, \frac{૮}{૪૫}$ (૨૨) $\frac{૧૭}{૬૦}, \frac{૨૨}{૨૭}, \frac{૩}{૪}, \frac{૩૭}{૬૩}, \frac{૪૬}{૩૫}$,

## અપૂર્ણાંક સરવાળા.

૧૦૭. રીતઃ—આપેલાં અપૂર્ણાંકોને સજાતિ અને સમછેદનું રૂપ આપવું. પછી અંશોનો સરવાળો લેઈ તે નીચે સમછેદ લખવો.

દા. ૧. $\frac{૨}{૭}+\frac{૩}{૭}$ આમાં સમછેદ છેજ માટે $\frac{૨+૩}{૭}=\frac{૫}{૭}$ જવાબ આવ્યો.

દા. ૨. $\frac{૫}{૬}+\frac{૧}{૮}+\frac{૪}{૯}=\frac{૬૦+૯+૩૨}{૭૨}=\frac{૧૦૧}{૭૨}=૧\frac{૨૯}{૭૨}$ જવાબ.

કારણઃ—જુદાજુદા નામની રકમો સમજાતી હોય ત્યારેજ તેમનો સરંવાળો લેવાય એતો ઉઘાડું છે. સમછેદ કરવાનું કારણ એકે તેથી બધાં અપૂર્ણાંક જે ભાગો બતાવે છે, તે બધા સરખા મહત્વના થાયછે. $\frac{૨}{૩}+\frac{૪}{૫}$ માં ૨ ને ૪નો સરવાળો ન થાય. કેમકે $\frac{૨}{૩}$ માંનો એક ભાગ તેહ્$\frac{૪}{૫}$માંના એક ભાગ જેવડો નથી. પરંતુ સમછેદ કરીને તેમને બીજે રૂપે લખ્યા તો $\frac{૧૦}{૧૫}+\frac{૧૨}{૧૫}$ માં ૫ અને ૧૨ નો સરવાળો થશે. કેમકે તેથી બંને અપૂર્ણાંકનો દરેક ભાગ સરખા મહત્વનો થયો. છેદ તો ફક્ત ભાગ કેવડા છે તેજ બતાવે છે, માટે છેદનો સરવાળો થતો નથી.

જો આપેલી રકમોમાંની કોઈ પૂર્ણાંકકેભાગાનું બંધ અપૂર્ણાંકની હોય તો પૂર્ણાંક અને અપૂર્ણાંક જુદા જુદા મેળવીને પછી બંનેનો સરવાળો કરી દેવો.

દા. ૩. $૩\frac{૧}{૫}+\frac{૨}{૩}+૪\frac{૫}{૬}+૫$

આમાં પૂર્ણાંકનો સરવાળો ૩+૪+૫=૧૨ થયો.

અને અપૂર્ણાંકનો, $\frac{૧}{૫}+\frac{૨}{૩}+\frac{૫}{૬}=\frac{૬+૨૦+૨૫}{૩૦}=\frac{૫૧}{૩૦}=૧\frac{૭}{૧૦}$ થયો.

માટે $૧૨+૧\frac{૭}{૧૦}=૧૩\frac{૭}{૧૦}$ કૂલ સરવાળો જવાબ.

સરવાળો લેતાં પહેલાં પ્રભાગજાતિ અપૂર્ણાંક હોય તો તેને ભાગજાતિ અપૂર્ણાંકનું રૂપ આપવું. વિષમ અપૂર્ણાંકનો સરવાળો સાધારણ રીતે અથવા તેને ભાગાનુંબંધ અપૂર્ણાંકનું રૂપ આપીને પણ દા. ૩જામાં બતાવ્યા પ્રમાણે થાયછે.

દા. ૪. $\frac{૪૫}{૭}+\frac{૧}{૨}$ના$\frac{૩}{૪}$ના૫$+\frac{૩}{૫}$ના$૨\frac{૧}{૭}=૬\frac{૩}{૭}+૧\frac{૭}{૮}+૧\frac{૨}{૭}=૮+૧\frac{૩૩}{૫૬}=૯\frac{૩૩}{૫૬}$

અથવા ,, $=\frac{૪૫}{૭}+\frac{૧૫}{૮}+\frac{૯}{૭}=\frac{૩૬૦+૧૦૫+૭૨}{૫૬}=\frac{૫૩૭}{૫૬}=૯\frac{૩૩}{૫૬}$

દાખલામાં આણપાણનાં અપુર્ણાંક હોય તો તેમને વ્યવહારી અપૂર્ણાંકનું રૂપ આપવું. જુદા જુદા નામના અપૂર્ણાંક હોય તો તેમને એક નામમાં આણવા, અને સરવાળાના ૧૦મા પ્રકાર પ્રમાણે કીમત કહાડવી.

દા. ૫. ૩ાાના$\frac{૨}{૩}+\frac{૫}{૬}$ના૨ા—$=\frac{૭}{૨}\times\frac{૨}{૩}+\frac{૫}{૬}\times\frac{૩૭}{૧૬}=\frac{૧૪}{૬}+\frac{૧૮૫}{૯૬}=૪\frac{૨૫}{૯૬}$

દા. ૬. $\frac{૨}{૫}$રૂ.$+\frac{૬}{૯}$આ.$+\frac{૨૪}{૨૫}$ પા. આમાં આ. અને પા.ને ૧૧

એ ગુણીશું તો ગુણાકારનો છેલો અંક દશસહસ્ત્રાંશનો આવશે. પછી ગુણકના દશક ૧ વડે ગુણ્યના લક્ષાંશ (૩) અને તેની પહેલાંનાં અંકોને ગુણીશું તો ગુણાકાર દશસહસ્ત્રાંશ સુધીનો આવશે. તેમજ ગુણ્યના ૦ સતાંશ અને તેની પહેલાંના અંકોને ગુણકના ૩ દશાંશે ગુણવાથી, ૭ અને તેની પહેલાંના અંકોને ૪ સતાંશે ગુણવાથી, ૮ અને તેની પહેલાંના અંકોને ૫ સહસ્ત્રાંશે ગુણવાથી, ૫ ને ૬ દશસહસ્ત્રાંશે ગુણવાથી, ૨ દશકને ૦ લક્ષાંશે ગુણવાથી દરેક ગુણાકાર દશસહસ્ત્રાંશ સુધીનો આવશે. પરંતુ દરેક ગુણાકારમાં લક્ષાંશ, દશ લક્ષાંશ ઈ૦ છોડી દીધેલા અંકોની કસર અને વિદ્યા ગુણતરીમાં લીધી નથી, માટે સાદી રીતે ગુણાકાર કરતાં ખરેખરો દશસહસ્ત્રાંશનો જે અંક આવવો જોઇએ તે અંક ઉપર પ્રમાણે ગુણાકાર કરવાથી નહીં આવે. દશસહસ્ત્રાંશનો ખરેખરો અંક લાવવાસારૂ, દરેક ગુણાકાર વખતે ગુણ્યના જે અંક છોડી દેવામાં આવે છે, તેમાંના પહેલા અંકને ગુણકાંકના અંકે ગુણી કસરમાં(૧૩૭મીકલમમાં બતાવ્યા પ્રમાણે વિદ્યા લેઇને દશસહસ્ત્રાંશના ગુણાકારમાં) મેળવવી. જેમ ૧×૮ ની વિદ્યા ૧ તે ૧×૩ માં ઉમેરીને ૪ લખ્યા; ૩×૬ની વિદ્યા ૨ તે ૬×૬માં ઉમેરવાથી ૩૮ આવ્યા તેમાંથી ૮ દશસહસ્ત્રાંશમાં મુકી ૩ સહસ્ત્રાંશ ગણ્યા. તેમજ ૩×૦ માં ૩×૬ ની વિદ્યા ઉમેરી, ૪×૭ માં ૪×૦ની ૫×૮માં ૫×૭ ની, ૬×૫ માં ૬×૮ ની, ૦×૨ માં ૦×૫ ની, અને ૮×૦ માં ૮×૨ ની વિદ્યા ઉમેરીને દશસહસ્ત્રાંશનો અંક મુક્યો. કેમકે તેથી કસર ઘણી થોડી આવેછે. પછી બધા ગુણાકારોનો સરવાળો લેઇને તેમાંથી ૪ સ્થળ દશાંશનાં કાપ્યાં એટલે ૪૨૨.૮૭૧૩ જવાબ આવ્યો.

૧૪૨. ઉપરના દાખલા ઉપરથી એવી રીત નિકળેછે કેઃ—

જેટલાં સ્થળ ગુણાકારમાં લાવવાનાં હોય તેટલાં ગુણ્યમાં દશાંશ ચિન્હથી ગણીને છેલા સ્થળ ઉપર એક ઉભી લીટીની નિશાની કરવી. પછી એ નિશાનીવાળા અંક નીચે ગુણકના અકમનો અંક લખવો. એ એકમની જમણી તરફ ગુણકના દશક, શતક, ઈ. આંકડા ઉલટાવીને લખવા. અને ડાબી તરફ ગુણકના દશાંશ ઉલટાવીને લખવા, એવી રીતે કે ગુણ્યના અંક નીચે ગુણકનો અંક આવે. જો ગુણકમાં પૂર્ણાંક ન હોયતો એ નિશાની કરેલા અંક તળે મીંડું કરવું; અને એની ડાબી તરફથી દશાંશના

અંક ઉલટાવીને લખવા. પછી જમણી તરફથી ગુણાકાર શરૂ કરવો. ગુણકના દરેક અંકવડે તેની ઉપરનાજ અંકથી ગુણવાનું શરૂ કરવું અને તે ઉપરના અંકની જમણી તરફના અંક છોડી દેવા. પરંતુ તે ઉપરના અંકની પાસેના જમણી તરફના અંકને ગુણકે ગુણીને ગુણાકારની (૧૩૭૫૮) વિદ્યા લેઇને તે ઉપરના ગુણાકારમાં મેળવવી. પછી બીજા ડાબી તરફના અંકોનો ગુણાકાર તો દશે એક વિદ્યા લેઇનેજ કરવો. જુદા જુદા ગુણકાંકમાં સાધારણ ગુણાકારની પેઠે એક એક જગા કાપવી નહીં. અને બધા ગુણાકારોનો જમણી તરફનો છેલો અંક એકજ ઉભીસીધી લીટીમાં આવે તેમ કરવું. કારણ કે બધા ગુણાકારનો છેલો અંક એકજ જાતનો હોયછે. પછી તે બધા ગુણાકારનો સરવાળો લેવો. તે સરવાળાની જમણી તરફથી કહેલા દસાંશ સ્થળ જેટલા અંક ગણીને ચિન્હ મુકવું.

## મનોયત્ન ૬૧.

નીચે કહ્યા પ્રમાણે દશાંશ સ્થળ લાવીને નીચેના ગુણાકાર કરો.

| | | | |
|---|---|---|---|
| (૧) | ૧૦.૮૭૬૩૨×૭૨.૪૯ | દશાંશ સ્થળ. | ૩ |
| (૨) | ૪.૧૯૮૫×૨.૧૭૪૩ | ,, | ૩ |
| (૩) | ૩૨.૭૫×૪૧.૭૨૦ | ,, | ૩ |
| (૪) | ૬૨.૮૧૪૫×૩.૧૭૨ | ,, | ૪ |
| (૫) | ૫.૧૮૯×૬૪.૩૨૭૪ | ,, | ૩ |
| (૬) | ૮.૨૭૦૪×૩૫.૨૯૬૮ | ,, | ૫ |
| (૭) | ૪૮૦.૧૪૯૩૬×૨.૭૨૪૧૬ | ,, | ૩ |
| (૮) | ૨૪૬૦.૩૦૪૮×.૫૭૩૨૮૬ | ,, | ૩ |
| (૯) | ૩૨૫.૭૦૧૪૨૮×.૭૨૧૮૩૧૯૩ | ,, | ૪ |
| (૧૦) | ૧૪.૪૨૧૩×૨.૧૮૧૩ | ,, | ૫ |
| (૧૧) | ૨૮૮૩.૧૨૩×૩.૫૬૭૪ | ,, | ૩ |
| (૧૨) | ૧૧૧.૨૩૭૮×૧૨.૨૫૩૮૯૭ | ,, | ૨ |
| (૧૩) | .૦૨૩૪×.૭૮૫૪×.૦૦૦૯૭ | ,, | ૫ |
| (૧૪) | .૨૦૩×૧૭.૯૮ | ,, | ૫ |

ગુણાકારની પેઠે ભાગાકાર પણ સંક્ષેપમાં કરવાની રીતછે, પરતુ અમૂક સ્થળો લાવવાને સાદી રીતે ભાગાકાર કરવામાં ગુણાકાર જેટલી મેહેનત નથી તેમ સંક્ષેપ ભાગાકારનો ઘણો ઉપયોગ પણ નથી માટે તેની રીત અહીં મુકી દીધી છે.

**મનોયત્ન ૬૨. (પરચુરણ દાખલા.)**

૧. $\frac{૨}{૩}$ના૧$\frac{૨}{૭}$નો કયો ભાગ $.\dot{૫}૦૬\dot{૦}$ની બરોબર છે?

૨. ૧૨$.\dot{૩}$અને૫$.\dot{૬}$નો બ્ય.અ.માં સરવાળો ને બાદબાકી કરો.

૩. ૫$.૧\dot{૬}$ આનાની ૧કોરી થાયતો એક રૂપીઆની કેટલીકોરી?

૪. $\frac{\frac{૨}{૩}\text{ના}૪.\dot{૨}૮૫૭૧\dot{૪}+\frac{૫}{૮}\text{ના}.૨૫}{\frac{૨}{૭}\text{ના}૪\frac{૧}{૨}\text{ના}૭.૭}+\frac{૬૬૬}{૧૨૫}$ એનું સાદું રૂપ શું?

૫. ૫શે.ના. .૩ ઘીનું મૂલ ૨$\frac{૧}{૨}$રૂ.ના$.\dot{૨}૫\dot{૨}$ તો૧મ.ના.૫૭૫નુંશું?

૬. (૧૫$.\dot{૬}$+૪$.\dot{૭}$)−(૧૫$.\dot{૬}$÷૪$.\ddot{૭}$)ની= કયો વ્યવહારીઅ૦છે?

૭. અએ પોતાના નાણાના .૫ બને, અને બાકીના $.\dot{૬}$ કને આપ્યા તો એની પાસે ૪.૫ રૂ. બાકી રહ્યા. ત્યારે પ્રથમ એની પાસે શું હશે?

૮. (૧૪$.\dot{૪}\dot{૨}$−૪$.\dot{૧}\dot{૬}$) વડે (૧$\dot{૨}$.૪+૩.૨)ને ભાગો.

૯. ૭ ગાઉ=૧૦ મૈં. તો ૧૨$.૦\dot{૩}\dot{૭}$ પોલ એ ગાઉનોકયો દ૦?

૧૦. ૧ ઔં. સોનાની કી. ૪.૧૮૯૫૩ પૈં.તો. .૩૭૫૩પૈં.નુંશું?

૧૧. એક જમીનના $\frac{૫}{૭}$માં ૨૫૦એકર થાયછે, અને તેટલાની કીમત ૧૦૭૩૮રૂ. ૮ આ. ૮ પા. પડેછે; તો તે જમીનના .૧૫ કેટલા એકરના અને કેટલી કીમતના થશે?

૧૨. સૌરવર્ષ ૩૬૫.૨૪૨૨૪દિવસનું થાયછે, તેને ઠેકાણે ૩૬૫$\frac{૧}{૪}$ દિ.નું ગણતાં ૧ દી.ની ભુલ કેટલી મુદતે આવશે?

૧૩. ($\frac{૫}{૮}$પૌં.+$.\dot{૧}૪૨૮૫\dot{૭}$ગ.+$.\dot{૩}$ક્રૌં.+$\frac{૫}{૬}$શિ.)ના$.\dot{૩}\dot{૬}$ની કી.શી?

૧૪. $\frac{.\dot{૨}\dot{૧}\times\frac{૨}{૩}\text{ના}.૦૨૬૧\times૧\frac{૧}{૭}\text{ના}.૭૧૦૨૨}{\frac{૨}{૭}\text{ના}.૭.૫૬\times.૦૧\times.૩\times૪૭૮૯.\dot{૨}\dot{૬}\dot{૩}\text{ના}\frac{૫}{૯}}$નું સાદું રૂપ શું?

૧૫. $\frac{૨}{૩}$, $\frac{૩}{૪}$, $\frac{૫}{૬}$, અને ૧$\frac{૧}{૨}$ના દશાંશ અપૂર્ણાંકમાં સરવાળો કરો.

૧૬. $\frac{૧}{૩}+\frac{૨}{૮}+\frac{૫}{૧૮}$ને$\frac{૨}{૩}$નાકયાદશાંશેભાગીએતો ભાગાકાર ૮આવે?

૧૭. મારા પૈસાનો $\frac{૧}{૨}$, બના પૈસાને ૫ ગણા કરી તેના $\frac{૨}{૩}$ લઇએ તેની બરાબર છે. અને બના પૈસાના .૨૫ તે રૂ૪–૨–૦

થાયછે. તો અમો બંને પાસે કેટકેટલા પૈસા હશે?

૧૮. ૫દિ. +૧·૭પો. +૧.૨ઘ.+ ·૧૩ અ.–૧·૬મિ.–૧.$\dot{૧}$ પળને દિવસમાં આણો.

૧૯. એક માણસનો ૨·૩ આના અને એક ઘોડાનો ૪·૫ આના દરરોજ ખર્ચ લાગેછે, તો ૧૦૦ ઘોડેસ્વારોનું ૧માસનું ખર્ચશું?

૨૦. $\frac{૨·૫×૧·\dot{૬}}{૩·\dot{૬}−૨·૫}$ના $\frac{૪·૨\dot{૬}\text{ના}૨·૬૨૫}{૫·૨−૪·૫}$ ÷૫૭.$\dot{૧}$૪૨૮૫$\dot{૭}$ ને સાદા વ્યવહારી અપૂર્ણાંકમાં આણો.

૨૧. (.૦૧×·૧)÷ {(૨·૩+૩·૨)×(૩·$\dot{૨}$−૨·૩)} ની કી.શી?

૨૨. $\frac{૭·૫×૫·\dot{૪}૦૭૪\dot{૧}}{૨૭\frac{૨}{૧૧}\text{ના}૯·\dot{૬}૧૫૩\dot{૮}}$ના! $\frac{૪·\dot{૬}૯૨૩૦\dot{૭}×·૦\dot{૩}}{૩\frac{૧}{૨}\text{ના}૧\frac{૧}{૭}}$ નું સાદું રૂપ શું?

૨૩. ૧$\frac{૧}{૩}$, ૩$\frac{૪}{૧૩}$, અને ૩$\frac{૧}{૮}$ના સરવાળાને, પહેલી બેના સરવાળામાંથી ત્રીજી બાદ કરતાં જે આવે તેટલાએ દશાંશ રીતે ભાગો, અને ભાગાકારને ૪૦·$\dot{૨}$૮૫૭૧$\dot{૪}$÷૧૨ એ ગુણો.

૨૪. ૧૫ રૂ. કંપનીના ૧૫.૬૮$\dot{૭}$ શક્રાઈ આવે તો ૧૨૩૪૮ શક્રાઈના કેટલા કંપની આવશે?

૨૫. .૦૫૬ના ૫૭$\frac{૬}{૭}$રૂ.+૪·૩$\dot{૬}$આ.+૧૦·૨૫ પા. ની કી.શી.

૨૬. ૫૨૫રૂ. ૨આ. ૬પા.ને ૧.૨૩એ ગુણો અને ભાગો?

૨૭. $\frac{\frac{૨}{૩}\text{ના}.\dot{૩}+\frac{૧}{૫}\text{ના}.\dot{૨}૪\dot{૩}}{\frac{૫}{૭}\text{ના}·\dot{૦}\dot{૯}+·\dot{૪}\dot{૫}\text{ના}૩·૨\dot{૭}}$ × $\frac{૧}{૧૧}$ના·૮૮૪$\dot{૬}\dot{૩}$ના $\frac{૧\frac{૪}{૧૧}}{૨૮૧}$નું વ્યવહારી અપૂર્ણાંકનું સાદું રૂપ આણો.

૨૮. **અ**ના પૈસા**બ**ના પૈસાના૧·૭અને**ક**નાપૈસાના ૨૧૪૫ ની બરાબર છે, તો **ક**ના પૈસા **બ**ના પૈસાનો કયો દશાંશછે?

૨૯. એક વહાણના .૦૫૩નું મૂલ ૧૦૭.૬રૂ. પડેછે તો તેના $\frac{૧}{૬}$નું શું બેસશે?

૩૦. જો ૨ આં. ૩$\frac{૧}{૨}$મ.ની કીમત ૪.૭૩૩$\dot{૬}$રૂ.હોયતો$\frac{૧}{૪}$મ.ની કીમત ૧ આનાનો કયો દશાંશ થાય?

૩૧. એક રૂપીઆનું તોલ ૧૮૦ ગ્રેનછે, જેમાંના ·૯૧૬ શુદ્ધ રૂપુંછે તો (૧)એક પૌંડ (૨) ૩ શેર શુદ્ધ રૂપું મેળવવાને કેટલા રૂપીઆ ગાળવા જોઇએ?

૩૨. ૨૩૯·૫૧૧ અને ૩૭.૪૯૯નો દઠભાજક કહાડો.

૩૩. એક વહાણમાં **અ**નો હિસ્સો .૪૮ અને બાકીનો **બ**નો છે. તે બંનેના ભાગોનું અંતર ૨૩૭·૬૩. છે, તો તે વહાણની કી. શી?

૩૪. કેટલામાંથી ·૨૬ હંદ્રવેટ બાદ કરીએ તો .૦૬ ટન આવે?

૩૫. $\frac{૩}{૭}\times\frac{૫}{૮}$ને કયા દશાંશે ગુણીએ તો .૦૫+·૧૮ આવે?

૩૬. કયા દશાંશને ૧૬.૩+૪$\frac{૧}{૭}$ એ ભાગીએ તો ૯.૨૬૩ આવે.

૩૭. ભાજક ૨૮$\frac{૪}{૭}$, ને ભાગાકાર ૦.૨૬૩ છે તો ભાજ્ય શું હશે?

૩૮. પૃથ્વીનો વ્યાસ ૭૯૧૨ મૈલ છે. અને પૃથ્વી તથા ચંદ્ર વચેનું અંતર પૃથ્વીના વ્યાસથી ૨૯·૯૮૨૧૭૫ ગણું છે. તેના મૈલ કેટલા? દશાંશ સ્થળ ૩ લાવતાં.

૩૯. $\frac{૨૭}{૩૨}$ અને ·૭૦૧ની બાદબાકીને ૨$\frac{૧}{૫}$ના $\frac{૯}{૧૧}$ અને ૨·૪ના $\frac{૬}{૭}$ એઓના સરવાળાએ ભાગો. અને ભાગાકાર ૩નો કયો દશાંશ છે તે કહો.

૪૦. જો સાંકળની એક કડીની લંબાઈ એક ફુટના .૬૬ છે, તો .૦૧૨૭ મૈલ લાંબી સાંકળમાં એવી કેટલી કડીઓ હશે?

૪૧. $\frac{૧}{૨}-\frac{૧}{૩\times૫}+\frac{૧}{૩\times૫\times૫}-\frac{૧}{૬\times૫\times૫\times૫}-\frac{૪}{૨૫૯}$ના દ.માં કીમત કહાડો.

૪૨. $\frac{૧}{૧}+\frac{૧}{૧\times૨}+\frac{૧}{૧\times૨\times૩}+\frac{૧}{૧\times૨\times૩\times૪}$ ઈ૦ની કીમત દશાંશમાં આણો એવી રીતે કે દશાંશનાં પાંચ સ્થળ ખરાં આવે.

---

## પાંતિના હિસાબ.

૧૪૩. કહેલા દર પ્રમાણે પાંતિ કહાડીને એટલે ભાગપાડીને કીમત કહાડવાનું જે હિસાબમાં આવે છે, તેને **પાંતિના હિસાબ** કહે છે. પાંતિની રીતથી હિસાબ ઘણા જલદી થાય છે, અને મહેનત પણ થોડી પડે છે. વેપારી લોકો હિસાબ ગણવામાં આ રીતનો બહુ ઉપયોગ કરે છે. હિસાબ કરવામાં કીમતનો કયો ભાગ અથવા પાંતિ લેવી તે ધ્યાનમાં રહેવું જોઇએ, અને તેને વાસ્તે બહુ મહાવરો રાખવો જોઇએ. પાંતિના હિસાબના બે પ્રકાર છે:

**૧૪૪. પ્રકાર ૧લો:–કોઈ પરિમાણના એકમની કીમત આપી હોય, તે ઉપરથી તેજ પરિમાણના બીજા અંકની કીમત કહાડવાનું**

દા. ૧. ૩૨. ૧૦આ. ના મણ લેખે ૨૫ મણ ઘઉંનું શું?

૨૫
૩

| | | |
|---|---|---|
| | ૭૫ | આ રૂ. ૩ લેખે ૨૫ મણની કીમત. |
| ૮આ.=$\frac{૧}{૨}$રૂ. | ૧૨-૮ | આ ૮ આ. ,, |
| ૨આ.=૮આ.નો$\frac{૧}{૪}$ | ૩-૨ | આ ૨ આ. ,, |
| | ૯૦-૧૦ | આ ૩રૂ.૧૦આ.લેખે૨૫મ.નીકીમત. |

દા.૨.રૂ ૧-૨-૪લેખે૨૭૮નુંશું? દા.૩.રૂ ૨-૯-૪લેખે ૯૨૭ નું શું?

| | | | |
|---|---|---|---|
| ૧રૂ. લેખે | ૨૭૮ | ૨રૂ. લેખે૯૨૭×૨= | ૧૮૫૪ |
| ૨આ.=૧ રૂ.નો$\frac{૧}{૮}$ | ૩૪-૧૨ | આ.૫-૪=૧રૂ.નો$\frac{૧}{૩}$ | ૩૦૯ |
| ૪પા=૨આ.નો$\frac{૧}{૮}$ | ૫-૧૨-૮ | ૪ આ.=૧ રૂ.નો $\frac{૧}{૪}$ | ૨૩૧-૧૨ |
| | ૩૧૮—૮-૮ | | ૨૩૯૪-૧૨ |

## મનોયત્ન ૬૩.

નીચેના ભાવ પ્રમાણે નીચેનાં નંગની કીમત શોધી કહાડો.

(૧) રૂ૦ાા– લેખે ૧૨૫૬નું. (૨) ૫આ.૪પા. લેખે ૮૫૫નું
(૩) ૧૦આ.૮પા.,, ૭૨૪નું. (૪) ૯આ. ૪પા.,, ૧૧૪૨નું.
(૫) રૂ૧-૫-૪ ,, ૭૩૬નું. (૬) ૧૪આ.૪પા.,, ૧૦૨૬નું.
(૭) રૂ૫ાા≈ાા ,, ૭૦૨નું. (૮) રૂ૩ાા≈ાા ,, ૮૦૯નું.
(૯) રૂ૩-૧૪-૯ ,, ૧૬૦૪નું (૧૦) રૂ૨ા–ાા ,, ૮૦૧૨નું.
(૧૧) રૂ૧-૪-૮ ,, ૨૭૮$\frac{૧}{૪}$નું.(૧૨) રૂ૧ાા– ,, ૮૮૨$\frac{૨}{૩}$નું.
(૧૩) રૂ૨૧-૨-૦ ,,૧૧૫૦$\frac{૩}{૪}$નું.(૧૪) રૂ૪-૩-૪ ,,૧૦૩૨$\frac{૭}{૮}$નું.
(૧૫) રૂ૨-૧૫-૧૧ ,,૧૧૨૮$\frac{૨}{૫}$નું.(૧૬) રૂ૨-૫-૭ ,, ૧૬૦$\frac{૧}{૧૧}$નું.
(૧૭) સોનાના એક દોરાનું વજન ૨૩ ગદિ.છે. ૬૨ ગદિઆણે ખરાજાત સુધાં રૂ૯-૪-૩ પડે તો તે દોરાની કીમત શી?
(૧૮) એક દેવાળીઆએ રૂપીએ ૧૦આ. ૪પા. ચુકવી,તોતેને રૂ૧૫૮૫નું દેવું વાળતાં કેટલા રૂપીઆ આપવા પડશે.
(૧૯) એક કોરી ૫આ. ૩પા. ની છે. ત્યારે એક માણસને ૪૯૫ કોરીનું સાલીયાણુંછે તેને કેટલા રૂપીઆ મળ્યા કહેવાય?
(૨૦) જે માણસને દરરોજ રૂ૨-૬-૯ મળે તેને વાર્ષિક (૩૬૫ દિવસની) પૈદાશ શી?

(૨૧) ૧ ખાં રૂ.ના ૩૧૮રૂ. ૮આ ૪પા. પડેતો ૧૭૫ખાં.નુંશું?
(૨૨) એક મ્હેતાજી તૈયાર કરતાં વરસ દહાડે રૂ૯૬-૧૨-૪

ખરચ પડે તો એક વરસમાં ૪૭ મેહેતાજી તૈયાર કરતાં કૂલ ખરચ શું થયું હશે?

(૨૩) પાણીથી સોનું ૧૯ ગણું ભારેછે. ત્યારે જે વાસણમાં ૩ મ. ૧૭ાા શે. પાણી માય તેમાં સોનાનો રસ કેટલો માશે?

(૨૪) દરેક સોલજરને માટે સરેરાસ દરમાસે રૂ૩૨-૮-૪ ખરચ પડે છે, તો હિંદુસ્તાનમાં રાખેલા ૭૨૧૫૯ સોલજરોનું માસિક ખરચ કેટલું?

(૨૫) બાબાશાઈ રૂપીઆ કરતાં મુંબાઈગરાની કીમત રૂ૦-૨-૫ વધારે છે. ત્યારે ૧૫૨ બાબાશાઈના તેટલાજ મું-બાઈગિરા લેવાને વટાવનું શું બેસશે?

૧૪૫. **પ્રકાર ૨જો**:-કોઈ પણ પરિમાણના એકમની કીમત આપી હોય તે ઉપરથી તેને સંબંધ રાખનારા બીજા નામના અંકની કીમત કહાડવાનું.

દા. ૧ ૧૦ રૂ. ૧૧ આ. ૭ પા. ની ખાંડી લેખે ૨૪ ખાં. ૧૯ મ. ૧૫ શે. નું શું?

૨૪ ખાંડી.

| | | | |
|---|---|---|---|
| | | ૧૦ | |
| | | ૨૪૦ | |
| ૮ આ. | $\frac{૧}{૨}$ | ૧૨ | ૧ લા પ્રકાર પ્ર૦ ૨૪ ખાં. ની કીમત. |
| ૨ આ. | $\frac{૧}{૪}$ | ૩ | |
| આ. ૧-૬ | $\frac{૩}{૪}$ | ૨-૪ | |
| ૧ પા. | | ૨ | |
| ૧ ખાં.ની કી ÷૨ = | | ૫- ૫- ૯$\frac{૧}{૨}$ | આ ૧૦ મ. ની કી. |
| ૧૦ મ. ની કી. ÷૨ = | | ૨-૧૦-૧૦$\frac{૩}{૪}$ | આ ૫ ,, |
| ૫ મ. ની કી. ÷૪ = | | ૧૦-૮$\frac{૧૧}{૧૬}$ | આ ૧ા ,, |
| ૧ા મ. ની કી. ÷૧૦ = | | ૧-$\frac{૧૨૯}{૧૬૦}$ | આ ૫શે. ની કી. |
| | | ૨૬૬-૨-૫$\frac{૧૨૯}{૧૬૦}$ | આ જવાબ. |

(૭૧ પ્ર૦) રૂ૧૦-૧૧-૭ને ૬ અને ૪એ ગુણી ૨૪ ખાંડીની કીમત કહાડીને પણ ઉપરનો દાખલો થાય છે.

**ટીકા**:—જેવા જોઈએ તેવા ભાગ શોધી કહાડવાને વિ.

દ્યાર્થીએ સારો મહાવરો પાડવો. ભાગ પાડવામાં એટલું સારી પેઠે યાદ રાખવું કે લીધેલા બધા ભાગોનો સરવાળો આપેલી કીમતની બરોબર થવો જોઇએ.

**મનોયત્ન ૬૪.**

(૧) રૂ. ઉપર રૂ૩-૮-૬ નફો મળે તો રૂ૧૨૭-૮-૯ ઉપર કેટલો નફો મળે?

(૨) રૂ૭-૮-૪એ ખાંડી લેખે ૧૨ખાં. ૧૨મ. ૨૦શે નું શું?

(૩) રૂ૫-૧૩-૪એ મણ લેખે ૧૫ખાં. ૧૭મ. ૧૪શે.નું શું?

(૪) રૂ૩-૧-૦ રોજ હોય તો ૨ માસ ૧૫દિ. ૬ અ.નું શું?

(૫) રૂ૧૭-૧૦-૦એ તોલા લેખે ૧૭તો. ૧ગ. ૦ાવા.નું શું?

(૬) પૈં.૨-૩-૬એ હંડ્રવેટ પ્રમાણે ૫હં. ૨ક્વ. ૧૪પૈં.નું શું?

(૭) રૂ૧૮૦-૭-૩એ ખાં. લેખે ૭૫ ખાં. ૭મ. ૩૫શે.નું શું?

(૮) રૂ૭-૫-૮એ શેર પ્રમાણે ૨૨મ. ૧૫ાાનું શું થશે?

(૯) ૫ આ. ૪ પા. એ ગજ પ્રમાણે ૨૮ વાર ૧ ગજ ૩ તસુનું શું બેસશે?

(૧૦) ૨$\frac{1}{2}$ગિનીએ એકર લેખે ૨૩એ. ૩રૂ. ૫પો.નું શું પડશે?

(૧૧) રૂ૧-૧૦-૮નું મણ તો ૩એડીઆ ૧૭મ. ૧૪શે.નું શું?

(૧૨) ૨ શિ. ૧$\frac{1}{2}$ પે. નો ૧.રૂ. મળે તો રૂ૨૦૧૬-૪-૪નું અંગ્રેજી નાણું કેટલું આવશે?

(૧૩) એક ધડિઆળ રોજ ૩ મિ. ૧૮ સે. આગળ ચાલે છે; અને બીજું રોજ ૨ મિ. ૧૪ સે. ધીમું ચાલે છે. ત્યારે ૬ દિ. ૧૦ અ. ૪૫ મિ. માં એ બેમાં કેટલો ફેર પડ્યો હશે?

(૧૪) એક ચો. વાર ગાલીચાની કીમત રૂ૩-૭-૯ પડે તો ૧૨ ફુ. ૬ ઈં. લાંબા અને ૧૮ ફુ. ૮ ઈં. પહોળા ઓરડામાં ગાલીચો પાથરવાનું શું ખરચ થશે?

(૧૫) એક માણસ એક કલાકમાં ૩ મૈ. ૫ફ. ચાલે તો દરરોજ ૫અ. ૪૫ મિ. ચાલતાં ૨૯ દિવસમાં તે કેટલું ચાલશે?

(૧૬) એક રીમ કાગળના રૂ૧૬-૪-૬ લેખે એક ચોપડીમાં ૨૭ રીમ, ૭ ધા, અને ૧૨ તાવ કાગળ વર્યા તેનું શું થાય?

(૧૭) ૧ વીઘા જમીનની સલામી રૂ૫-૮-૮ ા૫ તો ૨૯

વી. ૧૨ વ. ૧૫ કા. ની સલામી કેટલી આપવી પડે?

(૧૮) એક માણસે ૨૭-૮-૦ ની મણ લેખે મણ ૩૨ાર૪ા ખાંડ લીધી; ૩૫-૧૦-૬ ની મણ લેખે મ. ૨૮ાા૫ાા સોપારી લીધી; અને ૩૧૩-૧૩-૪ ની મણ લેખે મણ ૨૪ાાાળા સાકર લીધી. તો એને કૂલ ખરચ કેટલું થયું હશે?

## મોંઢાના હિસાબ.

વેપારી લોકો જેપાર વણજ સંબંધીના હિસાબ ઘણી ઉતાવળથી મોંઢે ગણી શકેછે તેવા હિસાબ ત્રિરાશી અને બીજી રીતે થઈ શકે એવા હોયછે, પણ એ રીત પ્રમાણે કરતાં પાટી કે કાગળનો ખપ પડે, અને વાર પણ વધારે લાગેછે; મોંઢે હિસાબ કરવાને વિવિધ પ્રકારની કુંચીઓ હોયછે, તે યાદ રાખી કે હિસાબ સહેલથી થાયછે. જુદે જુદે ઠેકાણે તોલ માપ વગેરે જુદા જુદા પ્રકારનાં હોવાથી અનેક કુંચીઓ થઈ જાય, માટે ઘણી જરૂરની બાબતોનો અહીં ટુંકામાં સમાવેશ કર્યોછે.

(૧) કેટલાએક ગુણાકાર મોંઢે કરવાની રીત.

એક પાણ વાળી સંખ્યાને ૧૦એ ગુણવા હોય તો પાણને ઠેકાણે ૨ાા મૂકી દેવા. બે પાણો હોય તો ૫ મૂકી દેવા, અને ત્રણપાણ હોય તો ૭ાા મુકવા. ૧૦૦એ ગુણવા હોય તો પાણને બદલે ૨૫, બે પાણે ૫૦, અને ત્રણ પાણે ૭૫ મુકવા. ઈ૦ ૭ાાx ૧૦=૭૫; ૧૩ાાાx ૧૦૦ = ૧૩૭૫; ૧૩૨ાx ૧૦૦૦= ૧૩૨૨૫૦ ઈ૦. કોઈ સંખ્યાને ૨ાાએ ગુણવા હોય તો તે સંખ્યાના પા અથવા ચોથા ભાગને ૧૦એ ગુણવા. ૫ એ ગુણવા હોયતો ૦ાા ભાગને ૧૦એ ગુણવા. ૭ાા એ ગુણવા હોય તો ૦ાાા ભાગને દશે ગુણવા. ૧૨ાા એ ગુણવા હોય તો સવા ગણાને ૧૦એ ગુણવા. ઈ૦ તેમજ ૨૫શે ગુણવા હોય તો પા અથવા ચોથા ભાગને-૫૦એ ગુણવા હોય તો અર્ધા ભાગને-૭૫એ ગુણવા હોય તો પોણા ભાગને-૧૨૫ ગુણવા હોય તો સવા ભાગને-દોઢસોએ ગુણવા હોય તો દોઢા ભાગને-અને અઢીસેએ ગુણવા

હોય તો અઢી ગણીને-૧૦૦એ ગુણવા. તેમજ ૨૦, ૩૦, ૪૦ ઈ૦ એ ગુણવા હોય તો તેને બમણા, ત્રમણા, ચોગણા ઈ૦ કરીને દશે ગણવા. તેમજ ૨૦૦, ૩૦૦, ૪૦૦ ઈ૦એ ગુણવા હોય તો બમણા, ત્રમણા, ચોગણા કરીને ૧૦૦એ ગુણવા. ઈ૦

૯, ૯૯, ૯૯૯, ઈ૦ એ ગુણવા હોય, તો ગુણ્ય ઉપર નવડા જેટલાં મીડાં ચઢાવવાથી જે આવે, તેમાંથી તે ગુણ્ય બાદ કરવો. જેમ ૩૭×૯૯=૩૭૦૦-૩૭=૩૬૬૩. કારણ ૩૭ ×૯૯=૩૭×(૧૦૦-૧)=૩૭૦૦-૩૭ આવે. ૧૧, ૧૦૧, ૧૦૦૧ ઈ૦ એ ગુણવા હોય તો ગુણકમાં જેટલા અંક હોય તે કરતાં એક ઓછું એટલાં મીડાં ગુણ્ય ઉપર ચઢાવવાથી જે આવે, તેમાં આવેલો ગુણ્ય મેળવવો. જેમ ૫૮×૧૦૧=૫૮×(૧૦૦+૧) =૫૮૦૦+ ૫૮=૫૮૫૮. તેમજ ૫૬×૧૦૦૧=૫૬૦૦૦+૫૬= ૫૬૦૫૬ જવાબ. આ ઉપરથી બીજા કેટલાએક ગુણાકાર પણ મોઢે થઈ શકે. જેમ ૩૫ એ ગુણવા હોય તો ૨૫ ગણામાં ૧૦ ગણા મેળવવા; ૪૫એ ગુણવા હોય તો ૫૦ ગણામાંથી ૫ ગણા બાદ કરવા. ૫૨૫ ગણા કરવા હોય તો ૫૦૦ ગણામાં ૨૫ ગણા મેળવવા. ઈ૦

(૨) મણના શેર ૪૦, અને રૂપીઆના અઢી દોકડા ૪૦ થાય છે, માટે જેટલા રૂપીઆનું જેટલા મણ તેટલા શેરના તે રૂપીઆથી અઢી ગણા દોકડા પડે. જેમ ૧રૂ. મણ તો ૧ શેરના ૨॥ દોકડા, ૨ રૂ. નું ૩ મણ તો ૩ શેરના ૫ દોકડા. એ ઉપરથી કાથળો હોય તો ૫ શેરના, માણી હોય તો ૧૨ શેરના, કળશી હોય તો ૧૬ શેરના, ખાંડી હોય તો ૨૦ શેરના મોટો હારો હોય તો ૨૧ શેરના, ભાર હોય તો ૨૪ શેરના, ગાસી હોય તો ૩૦ શેરના, અને બેડીયું હોય તો ૩૨ શેરના આપેલા રૂપીઆથી અઢીગણા દોકડા થાય.

(૩) મણની અઢીશેરી ૧૬. અને રૂપીઆના આના ૧૬ માટે, જેટલા રૂપીઆનું જેટલા મણ તેટલા આનાનું કહેલા

મણથી અઢી ગણા શેર આવે. જેમ ૫ રૂ. નું ૨ મણ તો ૫ આનાનું ૫ શેર આવે. આ ઉપરથી કોથળો તો ૧૨ાાશેરના-માણીતો ૩૦ શેરના-કળશી તો ૧ મણના-ખાંડી તો ૧૧ મણના-ગાલ્લી તો ૭૫ શેરના-આપેલા રૂપીઆ જેટલા આના થાય. ટીકાઃ—આનાનું જેટલા શેર આવે તેનું અર્ધ કરીએ તે અર્ધા આનાનું આવે, અને પા કરીએ તે પા આના(ફદીઆ)નું આવે.

(૪) એક આનાની અઢી બદામો ૪૦ અને પોણી પાઈ ૧૬ છે, માટે જેટલે આને જેટલા મણ તેટલા શેરની આનાથી અઢી ગણી બદામ, અને તેથી અઢી ગણા શેરની કહેલા આના જેટલી પોણી પાઈ આવે. ૧ આને મણ તો ૨ાા બદામે શેર. ૩ આને કોથળો તો ૭ાા બદામનું ૫ શેર. ૩ આને માણી તો ૩૦ શેરની ૨ા પાઈ, ૫ આને ખાંડી તો ૫૦ શેરની ૩ાા પાઈ આવે ઈ૦

(૫) શેરના રૂપીઆ ભાર ૪૦ અને અધોળ ૧૬ છે, માટે જેટલે રૂપીએ અથવા આને જેટલા શેર તેટલા રૂપીઆ ભારના તે રૂપીઆ અથવા આનાથી અઢી ગણા દોકડા અથવા બદામ અનુક્રમે આવે. અને આપેલા શેર જેટલાં અધોળના આપેલા રૂપીઆ જેટલા આના, અથવા આપેલા આના જેટલી પોણી પાઈ આવે. જેમ રૂ ૧)નું ૩શેર તો ૩રૂ.ભારના ૨ાા દોકડા ૫ બદામ આવે, અથવા ત્રણ અધોળના ૧ આનો ૧ાા પાઈ આવે. ઈ૦

(૬) મણથી કોથળો પાંચગણો, કળશી ૧૬ ગણી, ઈ૦ છે માટે મણ લેખે શેરનું જે આવે તેના કરતાં કોથળા લેખે ૫ ગણું, કળશી લેખે ૧૬ ગણું ઓછું આવે. એટલે જેટલે રૂપીએ કોથળો તેટલા અઢીગણા દોકડાનું ૫ શેર માટે તે રૂપીઆ જેટલા અડધા દોકડાનું શેર. તેમજ જેટલે રૂપીએ કળશી તેથી અઢી બદામે, ખાંડી તેથી બમણી બદામે, ને બેડીયું તેથી સવા ગણી બદામે શેર આવે ઈ૦

(૭) કોથળો, કળશી, ઈ૦ ઉપરથી મણનું કહાડવું હોય તો

રૂપીઆનો અથવા આનાનો ૫-મો, ૧૬મો, ૬૦ અનુક્રમેભાગ આવે. જેમકે ૧ રૂ. કોથળો તો મણના ૨૦ દોકડા; કળશી તો ૧ આનો, માણી તો ૧ આનો, ૪ પાઈ, ખાંડી તો પાંચ દોકડા, ભાર તો ૮ પાઈ, અને બેડીયું તો ૦॥ આનો આવે છે.

(૮) જેટલે રૂપીએ તોલો તેથી અડધે રૂપીએ ગદિયાણો— અડધે આને વાલ—બમણી પાઇએ રતી—ને ૦॥ પાઇએ મગ. આને તોલો હોય તો ૩ બદામ ને ૨ વિસવાસીએ, ને દોકડે તોલો હોય તો ૦॥ બદામે વાલ.

(૯) તોલાનું અર્ધ ગદિયાણો છે, માટે જેટલે રૂપીએ ગદિયાણો તેટલે આને વાલ–૪ ગણી પાઇએ રતી, ને તેટલી પાઇએ મગ. આને ગદિયાણો હોય તો પોણી પાઇએ વાલ– તેટલી પા પાઈએ રતી—ને દોકડે હોય તો બદામે વાલ.

(૧૦) જેટલે રૂપીએ વિઘો તેથી ૫ ગણે દોકડે વસો, પા ગણે દોકડે અથવા ૧ રેસે કાઠી અથવા વિસવાસી. તેમજ આને વિઘો હોય તો ૫ ગણી બદામે વસો, ને પા ગણી બદામે કાઠી.

(૧૧) જેટલે રૂપીએ ગજ તેટલા આનાનું ૧॥ તસુ અથવા તેથી ૮ ગણી પાઇએ તસુ. જેટલે આને ગજ તેથી અડધી પાઇએ તસુ.

(૧૨) જેટલેરૂપીએ–આને–કોડી તેથી ૫ ગણે દોકડે–બદામેનંગ.

(૧૩) જેટલે રૂપીએ–આને સેકડો તેટલે દોકડે–બદામે નંગ.

(૧૪) જેટલે રૂપીએ હજાર તેથી ૧૦ દોકડે સો, તેટલે દોકડે દશ નંગ.

(૧૫) અધોળથી શેર, મણથી કળશી ને વાલથી ગદિયાણો ૧૬ ગણો છે, માટે જેટલે આને અધોળ, મણ, કે વાલ હોય તેટલા રૂપીઆ શેર, કળશી ને ગદિયાણાની કીમત આવે.

(૧૬) સેકડે મહિનાનો ૧ ટકો *બાજ હોય તો ૧ રૂપીઆનું

*બાજ એ સાધારણ શબ્દ છે; બાજના વિષયમાં એ શબ્દનો વધારે ખુલાસો આપ્યો છે.

૧ મહિનાનું બ્યાજ ૧ દોકડો(સોમો ભાગ)આવે.ને આનો હોયતો બદામ બ્યાજ આવે, માટે જે *સર આવે તેને જેટલા આનાની તેરીખ હોય તેણે ગુણવા. તેથી જે આવે તે બદામ થશે; એ બદામોના છેલ્લા બે અંક કાપતાં બાકી રહે તે આના, ને કાપેલા અંક બદામ સમજી લેવી. દોકડાની તેરીખ કહી હોય તો તે સોળ આનાની તેરીખ સમજવી.

(૧૭) મુસારો અથવા પગાર:-મહિનાનો પગાર અને દિવસનો ગુણાકાર કરી તે ઉપર બે મીડાં ચઢાવવાં. પછી સાડાસાતના પા લેએ જે આવે તે દોકડા સમજવા. મીડાં ન ચઢાવીએ તો સાડા સાતનો પા ગણતાં જે આવે તે રૂપીઆ આવે. જો પગાર વરસે મળતો હોય તો મહિનાનું રૂપીએ ૧ આનો ૪ પાઈ ચઢે, અથવા જેટલા રૂપીઆ હોય તેટલા આના પોણા મહિનાના આવે. મહિનાનું આવેથી દિવસનું કાપવું પડે તે ઉપરની માસિક પગારની રીત મુજબ કરવું. ૧૨ એ ભાગીને મહિનાનું કાઢતાં પણ કઠણ પડતું નથી.

(૧૮) કાચા, પાકા તોલના હિસાબ:-મુખ્ય કાચાં તોલ બેતાળો, ચુંવાળો, પીસ્તાળો, અને અડતાળો છે. ૪૨ માંથી તેના ૨૧ મો ભાગ, ૪૪ માંથી તેનો ૧૧ મો ભાગ. ૪૫ માંથી તેનો ૯ મો ભાગ, અને ૪૮ માંથી તેનો ૬ઠો ભાગ બાદ કરીએ તો ૪૦ આવેછે. માટે કાચા તોલ ઉપરથી પાકું તોલ કહાડવાની સૌથી સહેલી રીત એ કે, કાચા તોલનો, બેતાળામાં ૨૧ મો, ચુંવાળામાં ૧૧ મો, પીસ્તાળામાં ૯ મો, અને અડતાળામાં ૬ઠો ભાગ બાદ કરવો. જેમ અડતાળો ૪॥ મણ ગોળ હોય તો તેનો પાકો ૪॥-૪॥÷૬=૩॥ મણ આવે. પીસ્તાળો હોય તો ૪મણ આવે

*સર એટલે રૂપીઆ ને મહિનાનો ગુણાકાર. દહાડા કહ્યા હોય તો ગુણાકારને ત્રીશે ભાગવાથી સર થાય. માટેજ ૩૦ ભાગવા કરતાં સાડાસાતનો પા, ૩૦નો ૧ ૯૦ એમ મોઢેથી ગણી લેછે. ૯૦

(૧૯) પાંતી કામે લગાડવાથી મોંઢાના હિસાબ બહુજલદી થાય છે. જેમ કળશીનું કહ્યું હોય તે ઉપરથી ૮ મણનું કાઢવું હોય તો કીમતનું અર્ધ આવે. ૧૦ મણનું કહાડવું તો કીમતનું અર્ધ કરી તેને સવાયા કરવા. તેમજ ૧ રૂપીઆનું ૧ાાઁ≡ કહ્યું હોય ને ૧૭ રૂપીઆનું કહાડવું હોય તો પ્રથમ ૨ શેર લેખે ગણી, આવે તેમાંથી ૧૭ અધોળનું બાદ કરી દઇએ તો આવી રહેશે. ૩ પૈસાનું પોણો શેર તો ૪ પૈસાનું કેટલું? એમાં ૩ પૈસાનું ૦ાાા શેર એટલે પૈસાનું ૦ા શેર પડ્યું તો ૪ પૈસાનું ૧ શેર થયું. તેજ રીતે ૧૨ પૈસાનું ૨ા શેર તો ૨૦ પૈસાનું કેટલું? અહીં ૧૨ નું પા કરી પોણું કરીએ તો ૨ા આવી રહે. માટે ૨૦ નું પા ૫ ને તેનું પોણું ૩ાા શેર આવ્યું. તેમજ ૧ રૂ.નું ૩ા શેર તો ૩૯ મણનું શું? આંમાં ૩૯ એ ૩ા થી ૧૨ ગણા છે માટે ૩૯ શેરના ૧૨ રૂ. થાય અને તેથી ૩૯ મણના ૧૨ થી ૪૦ ગણા એટલે ૪૮૦ રૂપીઆ થાય. ૯૦

**મનોયત્ન ૬૫.**

નીચેના દાખલા મોંઢેથી ગણો.

(૧) ૩૮ાાX૧૦૦૦; ૪૫ાX૧૦૦. (૨) ૫૭ાાX૧૫; ૯૮X૨૫.

(૩) ૯૯X૫૮. ૯૯૯X૭૭. (૪) ૮૪ાાX૫૦૦; ૧૧૨X૩૫.

(૫) ૧૬૮X૨૫૦; ૧૭૫X૧૦૧. (૬) ૩૬X૭૫૦; ૫૮X૧૫૦૦.

(૭) ૪૭X૯૯૦; ૧૫૬X૧૫૦૦.

| | રૂ. | મણ | શેર | | રૂ. | મણ | શેર |
|---|---|---|---|---|---|---|---|
| (૮) | ૧ નું | ૧ાતો | ૧ાનું? | (૯) | ૨ાા= | ૧ | ૧ |
| (૧૦) | ૭ાા | ૧ | ૭ાા | (૧૧) | ૩ા= | ૧ | ૧ાા– |
| (૧૨) | ૪ાા= | ૧ | ૩ાા= | (૧૩) | ૧ાા–ાા | ૧ | ૬ા |
| (૧૪) | ૨૭ા | ૧ | ૦)– | (૧૫) | ૬ા=ાાા | ૧ | ૫ાા= |
| (૧૬) | ૫ા | ૧ | ૫ | (૧૭) | ૩ા= | ૧ | ૧ા |
| (૧૮) | ૪ાા= | ૧ કો. | ૪ાા= | (૧૯) | ૨૨ાા≡ | ૧ હા. | ૩ાા |
| (૨૦) | ૨૭ા | ૧ માણી | ૨૫ | (૨૧) | ૭ા | ૧ મો.હા. | ૨૬ા |
| (૨૨) | ૩ | ૧ મ. | ૦)–ાાઆ.નું. | (૨૩) | ૪ાા | ૧ મ. | ૦ાા–આ.નું. |

(૨૪) ૧ ૧ ,, ૦)૦। (૨૫) ૫ રૂ. ૧ શેર ૦)‿અ.
(૨૬) ૨॥ ૧ શેર ૦)≡॥અ. (૨૭) ૩॥ ૧ ,, ૩)≡।
(૨૮) ૫॥≡૧ ,, ૧રૂ. ભાર (૨૯) ૪। ૧ ,, ૨રૂ. ભા.
(૩૦) ૧॥≡૧ ,, ०॥≡ શે. (૩૧) ૪॥≡॥૧ ,, ०॥≡શે.
(૩૨) ૧૨॥ ૧ કળશીકમણનું (૩૩) ૧૦ ૧કળશી મ.૧॥૫
(૩૪) ૧૬ ૧ ,, ०॥०॥ (૩૫) ૨૨॥ ૧ ,, ૬॥
(૩૬) ૨૭। ૧ ,, ૧૧ ૨॥ (૩૭) ૯૦) ૧ ખાંડી ૧॥શેર
(૩૮) ૮૮॥ ૧ખાંડી ૭॥ શેર (૩૯) ૪૨ ૧ ,, મ.૧૧)૩
(૪૦) ૧૭॥ ૧ ,, મ.૧॥૧॥ (૪૧) ૧૭॥ ૧ મો.હા.०॥૫શે.
(૪૨) ૩॥≡૧મો હા.०॥૬। (૪૩) ૪૦) ૧ભાર ૧કળશી.
(૪૪) ૫૮ ૧ ભાર ૧ ખાંડી (૪૫) ૨૫॥ ૧ ,, ૬॥૫શે.
(૪૬) ૯૨। ૧ ,, ०॥૪શે. (૪૭) ૩૮॥≡૧ બેડીયું ૩॥મણ.
(૪૮) ૪૨।‿૧બેડીયું ૧૨॥૫ (૪૯) ૧૪॥ ૧તો. ૩વા.
(૫૦) ૧૬॥≡૧તોલો ૨॥ વા. (૫૧) ૧૮।≡ ૧ ,, ૮।,, ૨
(૫૨) ૧॥≡૧ ,, ૨॥ ,, ૩ (૫૩) ૭॥‿ ૧ ગદિ.૨॥ગ.૨વા.
(૫૪) ૯। ૧ગદિ. ૮॥વા. (૫૫) ૨॥ ૧વિઘો ૩ વસા.
(૫૬) ૧॥‿ ૧વિઘો ૩॥વસા(૫૭) ૨।‿ ૧,, વિ.૧૩॥૧॥
(૫૮) ૯।≡ ૧ ,, વિ.૭।-૨-૪(૫૯) ૭। ૧વસો ૭। વિસ.
(૬૦) ०।‿। ૧ વસો વ. ૮-૮.(૬૧) ૧॥‿ ૧ ,, વિ.૩-૪-૪।
(૬૨) ૫। ૧ ગજ ૨॥ તસુ (૬૩) ૧॥ ૧ ગજ ગ.०॥૧
(૬૪) ०॥≡ ૧ ,, ૧।≡॥ (૬૫) ૩॥≡૧ ,, ०।૩
(૬૬) ૫। ૧ કોડી ૨॥ નં. (૬૭) ૧०॥ ૧ કોડી કો. ०।૩
(૬૮) ७।≡ ૧ ,, ૪ નં. (૬૯) ૨॥‿૧ સેકડો ૧૭ નંગ
(૭૦) ૬।≡ ૧ ,, ૩ ,, (૭૧) ૪)‿૧ હજાર ૩૦૦નંગ
(૭૨) ૧॥‿ ૧॥હજા.૬૨૫ નં(૭૩) ૭।≡૧ ,, ૧૫૮૦ ,,
(૭૪) રૂ.૯ ૩॥મ. ०॥ દો.વ્યાજ(૭૫) રૂ૫૦ ૧॥ મા. ०।દો. લે.
(૭૬) ૩૦૦ ૨। મ. ०)≡લે. (૭૭) ૭૫રૂ. ૩ દિ.०॥તેરીખ
(૭૮) ૧૫રૂ. ૬॥-૫દિ.०।‿તે. (૭૯) ૨૦॥ ૭।-૬ ०॥‿ ,,
(૮૦) ૭૦૦ ૫ દિ. ૭।‿ ,, (૮૧) મહિને ૭॥ તો ૩દિ.નું શું!
(૮૨) મહિને ૪॥તો ૩॥૨દિ.શું!(૮૩) ,, ૬॥રૂ. ૧॥મ. ૧દિ. ,,
(૮૪) મહિને રૂ૨૫ તો ૧૩દિ.શું!(૮૫) ,, ૭૦ ,, ૨। ,, ૩,, ,,

(૮૬) વરસેર. મહિનાનું શું? (૮૭) વરસેર. મહિનાનું શું?
૨૦૦ ૧॥ ,, ૩૦૦ ૩॥ ,,
(૮૮) ૮૦ ૪॥-૫ ,, (૮૯) ૫૦૦ ૧॥૨ ,,
(૯૦) મૂ.૬॥। ૪૫તોલ,પાકામ.(૯૧) મ.૨૨॥૨°૪૪તોલ પામ.
(૯૨) ૪૩॥૩ ૪૨ ,, (૯૩) ,,૧૨।૫॥ ૪૮ ,, ,,
(૯૪) ૫॥૩ ૪૪ ,, (૯૫) ૨। પૈસાનું ૯શેર ૩ પૈસાનું
(૯૬) ૬। પૈસાનું શે. ૩॥।૧૬।પૈ.(૯૭) ૧૭॥ ,, ૧૦॥ ૨॥ ,,
(૯૮) ૩॥ ,, ૫। ૧૯ ,, (૯૯) ૧રૂ.શે.૨।≡મ.૫૧ ૭॥
(૧૦૦) રૂ૧ ૩॥। શેર ૩॥।કળ.(૧૦૧) રૂ૧॥। ૧૨।શેર ૨૪॥ખાં.
(૧૦૨) ૩ ૪॥।— ૧૭। રૂપી.(૧૦૩) ૧રૂ. ૨। શેર ૧॥ મણ.
(૧૦૪) ૧રૂ. શે.૧।≡ મ.૧૬ા(૧૦૫) ૧॥ ૩॥≡ ૩॥૫ શેર.
(૧૦૬) ૦)—॥ ૦)— ૧॥ (૧૦૭) ૦)— ૦)— ૧ શેર.
(૧૦૮) ૧ ૦)≡॥। ૩૦ (૧૦૯) ૫॥ ૧ ૦॥।≡
(૧૧૦) ૭ ૫। ૧૭॥ મ. (૧૧૧) ૯ ૧૫॥ ૨૩। મ.

---

## ગુણોત્તર.

૧૮૯. નાનું, મોટું, થોડું, વગેરે મહત્વનો વિચાર આપણા મનમાં એક જાતના પદાર્થો સરખાવવાથી આવેછે. એક વેપારીનું ઘર એક વાઘરીની ઝુંપડી સાથે સરખાવ્યાથી મોટું માલમ પડે છે, પરંતુ તે રાજાના મેહેલથી નાનું પણ હોય. એક માણસ બીજા સાથે સરખાવતાં કદમાં નીચો હોય, પણ કોઈ છોકરાથી તે ઉંચોએ હોય. વસ્તુઓનું નાના મોટાપણું કહેતાં ઓછામાં ઓછી એકજ જાતની બે વસ્તુઓનો સંબંધ આપણા મનમાં આવે છે; તેમ સંખ્યામાં પણ છે. બે સંખ્યાઓ કહી હોય; તો એક સંખ્યા બીજીનો કેટલામો ભાગ છે અથવા પહેલી કરતાં બીજી કેટલા ગણી છે તેનો વિચાર આપણા મનમાં તરત આવેછે. બધી સંખ્યાઓ એકને કેટલાએક ગુણવાથી આવેછે. માટે તેમનો સંબંધ ૧ એ સંખ્યા સાથેતો સમજાએલો છેજ. પાંચ ચોપડીઓ કહેવાથી તરત આપણા મનમાં એક ચોપડીનો અને તેથી એક અને પાંચના સંબંધનો વિચાર આવશેજ.

પરંતુ બધી સંખ્યાઓ ૧ ની સાથે ન સરખાવતાં જુદી જુદી સંખ્યાઓ એક બીજા સાથે પણ સરખાવાય છે. કોઈ પણ બે સંખ્યાઓનો સંબંધ બે રીતે બતાવાય છે.

(૧) એક સંખ્યા કરતાં બીજી સંખ્યા કેટલીવત્તી અથવા ઓછીછે.

(૨) એક સંખ્યા બીજી સંખ્યાનો કેટલામો ભાગછે.

જેમકે ૩ અને ૪એ બે સંખ્યા લીધી તો પહેલી રીત પ્રમાણે ૩ એ ૪ કરતાં ૧ ઓછી છે. અને બીજી રીત પ્રમાણે ૩ એ ૪ નો પોણો ભાગ છે. પહેલીરીતે બતાવેલા સંબંધને ગણિત પ્રમાણ, અને બીજી રીતે બતાવેલા સંબંધને ભૂમિતિ પ્રમાણ કહેછે. એ બંને પ્રમાણો વિશે આગળ વર્ણન આવશે.

૧૪૭. કોઇપણ બે સંખ્યાને ઉપરની બીજી રીતે સરખાવતાંજે આવે તેને, એટલે એક સંખ્યા બીજી સંખ્યાનો કેટલામો ભાગછે અથવા બીજી સંખ્યા પહેલી સંખ્યામાં કેટલીવાર રહેલી છે એ બતાવનારી જે ત્રીજી સંખ્યા તેને તે બે સંખ્યાનું **ગુણોત્તર** કહે છે. જેમકે ૬ એ ૯ નો $\frac{૨}{૩}$ મો ભાગ છે અથવા ૬ માં $\frac{૨}{૩}$ વખત ૯ રહેલા છે માટે ૬ અને ૯ નું ગુણોત્તર $\frac{૨}{૩}$ છે. તેમજ ૪ અને ૧૨ નું ગુણોત્તર $\frac{૪}{૧૨}$ અથવા $\frac{૧}{૩}$ છે; ૧૫ અને ૫ નું ગુણોત્તર $\frac{૧૫}{૫}=૩$ છે. જે બે સંખ્યાનું ગુણોત્તર બતાવવું હોય, તેમાંની પહેલીને **અગ્રસર** અને બીજીને **ઉપાગ્રસર** કહે છે. **અગ્રસર** અને **ઉપાગ્રસર** એ બંનેને એકઠાં બોલવાં હોય તો તેને **યુગ્મ** કહે છે. અને તે બે વચ્ચે (:) આવું ચિન્હ મુકાયછે. જેમ ૪ : ૫ એટલે ૪ અને ૫ નું ગુણોત્તર.

૧૪૮. પહેલી સંખ્યા બીજીનો કેટલામો ભાગ છે, અથવા બીજી પહેલીમાં કેટલીવાર રહેલી છે તે (૬૫ પ્ર.) પહેલીને બીજીએ ભાગવાથી માલમ પડેછે. માટે કોઈ પણ બે સંખ્યાનું ગુણોત્તર કહાડવું હોય, તો પહેલી સંખ્યાને બીજીએ ભાગવી. ભાગાકાર આવે તે જવાબ. જેમકે ૪૦ અને ૩૦ નું ગુણોત્તર $\frac{૪૦}{૩૦}=\frac{૪}{૩}$ છે; ૧૨ અને ૧૬ નું ગુણોત્તર $\frac{૧૨}{૧૬}=\frac{૩}{૪}$ છે,

૨૦ અને ૫ નું ગુણોત્તર ૪ છે ઈ૦

૧૪૯. ઉપરની કલમ ઉપરથી માલમ પડે છે કે કોઈ પણ અપૂર્ણાંક તેના અંશ અને છેદ એ બેનું ગુણોત્તર બતાવે છે. તેમાં અંશ અગ્રસર અને છેદ ઉપાગ્રસર છે. જેમકે $\frac{૪}{૫}$ એ ૪ અને ૫ નું ગુણોત્તર છે, $\frac{૨}{૩}$ એ ૨ અને ૩ નું, ને $\frac{૮}{૧૩}$ એ ૮ અને ૧૩ નું ગુણોત્તર છે, ૪÷૫ માટે $\frac{૪}{૫}$, અને ૪:૫ એ ત્રણે બરોબર છે.

૧૫૦. (ઉપરની ક. પ્ર૦) અગ્રસર અંશ અને ઉપાગ્રસર છેદ ગણી અપૂર્ણાંક માંડીએ તે એ બેનું ગુણોત્તર થાયછે, અને (૯૯ પ્ર૦) કોઈ અપૂર્ણાંકના અંશ અને છેદને એકજ રકમે ગુણીએ અથવા ભાગીએ તો તેની કિમતમાં ફેર પડતો નથી. માટે કોઈ અગ્રસર અને ઉપાગ્રસરને એકજ રકમે ગુણીએ અથવા ભાગીએ તો ગુણોત્તરમાં ફેર પડે નહીં. જેમ ૩:૪=૧૨ : ૧૬=$\frac{૩}{૪}$; તેમજ ૩૦:૪૨=૫:૭=$\frac{૫}{૭}$.

૧૫૧. આ ઉપરથી માલમ પડેછેકે, કોઈપણ યુગ્મના અગ્રસર અને ઉપાગ્રસર અરસપરસ અવિભાજ્ય થાય ત્યાં સુધી તેમને એકજ સંખ્યાને ભાગી શકાય છે, અને આ પ્રમાણે અરસ પરસ અવિભાજ્ય સંખ્યાઓનું ગુણોત્તર તે, આપેલી સંખ્યાઓના ગુણોત્તરનું અતિસંક્ષેપ રૂપ થશે. જેમ ૧૮:૨૭=$\frac{૨}{૩}$.

૧૫૨. જો અગ્રસર અને ઉપાગ્રસરમાં એકજ રકમ ઉમેરી તો ગુણોત્તર વધશે અને એકજ રકમ બાદ કરી તો ગુણોત્તર ઘટશે. જેમ ૮:૯=$\frac{૮}{૯}$ અને ૮+૭:૯+૭=$\frac{૧૫}{૧૬}$ આમાં $\frac{૮}{૯}$ કરતાં $\frac{૧૫}{૧૬}$ વધારે છે. તેમજ ૮:૯=$\frac{૮}{૯}$ અને ૮-૭:૯-૭=$\frac{૧}{૨}$ આમાં $\frac{૮}{૯}$ કરતાં $\frac{૧}{૨}$ ઓછોછે. (૯૯ મી કલમમાં આપેલી ટીકા ઉપરથી આનું કારણ તરત ધ્યાનમાં આવશે.

૧૫૩. વિવિધ પરિમાણોનું ગુણોત્તર:-(૧૪૮ પ્ર૦) અગ્રસારને ઉપાગ્રસરે ભાગવાથી કોઈ બે સંખ્યાનું ગુણોત્તર નિકળે છે, અને (૭૩ પ્ર૦) એકજ નામના બે વિવિધ પરિમાણોનો

ભાગાકાર થાયછે. માટે એ સ્પષ્ટ છે કે, ગુણોત્તર પણ એકજ નામનાં બે પરિમાણોનું નિકળી શકે. રૂ૧૦૮:રૂ૧૪૪; શિ. ૧૨: શિ. ૧૬; ખાં. ૨૭:ખાં. ૩૬ ૪૦ એ દરેક યુગ્મનું ગુણોત્તર $\frac{૩}{૪}$ છે. પણ ૧૦૮ રૂ. અને ૧૪૪ ખાં. નું ગુણોત્તર $\frac{૩}{૪}$ ન થાય કેમકે ૧૪૪ ખાં.નો $\frac{૩}{૪}$ મો ભાગ ૧૦૮ રૂ. નહીં પણ ૧૦૮ ખાંડીછે. સજાતિય પરિમાણોનું ગુણોત્તર પણ તેમને એક નામમાં લાવ્યા પછી નિકળે છે. જેમ ૬ રૂ. ૪ આ. અને ૯રૂ. ૮ આ. નું ગુણોત્તર ૧૦૦આ. ને ૧૫૦આ. ના ગુણોત્તરની બરોબરછે.

૧૫૪. અગ્રસર અને ઉપાગ્રસર ગમે તે એક જાતના હોય પણ તેમનું ગુણોત્તર હમેશાં સાદી-સંખ્યાજ આવવાનું જેમકે ૯૯રૂ. : ૩૦રૂ.=૩નું ગુણોત્તર. પણ ૩ એ કંઈ રૂપીઆ નથી

કારણઃ—(૩૬ પ્ર૦)ભાજ્ય અને ભાજકાંક સંયુક્ત સંખ્યાઓ હોય તો ભાગાકાર સાદી સંખ્યા આવે છે અને (૧૪૮ પ્ર૦) અગ્રસર÷ઉપાગ્રસર=ગુણોત્તર છે અને અગ્રસર તથા ઉપાગ્રસર બંને સંયુક્ત છે, માટે તેમનો ભાગાકાર જે ગુણોત્તર તે સાદી સખ્યા આવવી જોઇએ.

## મનોયત્ન. ૬૬.

નીચેના ગુણોત્તરનું અતિસંક્ષેપ રૂપ કહાડો.

| | |
|---|---|
| (૧) ૯૩૬ : ૨૩૬૮. | (૨) ૮૧ : ૪૮૭૨. |
| (૩) ૨૨૦ : ૫૨૮. | (૪) ૧૭૨ રૂ. : ૧૯૬ રૂ. |
| (૫) ૨ રૂ. : ૨૪ આ. | (૬) ૩રૂ.૪આ. : ૪રૂ.૧૪આ. |
| (૭) ૭મ. ૧૨શિ.:૫મ.૧૯શિ. | (૮) ૭તો. ૬વા.:૧૨તો.૧૮વા. |

---

## પ્રમાણ.

૧૫૫. જ્યારે બે ગુણોત્તર બરોબર હોયછે ત્યારે તે બરોબર પણાને **પ્રમાણ** કહે છે. અને બંને ગુણોત્તરનાં ચાર પદો પ્રમાણમાં છે એવું કહેવાયછે. ૬:૮=૯:૧૨ છે તો ૬,૮,૯ અને ૧૨ એ ચાર પદો વચ્ચે પ્રમાણછે, અને તેઓ પ્રમાણમાં કહેવાય છે, ગુણોત્તરનું બરોબરપણું બતાવવાને (: :) આવાં ચાર ટપકાંનું એક ચિન્હ મુકાય છે. એટલે તે ૬:૮::૯:૧૨ એ

પ્રમાણે લખાયછે. અને તેઓ "જેમ છ આઠનેછે, તેમ નવ બારને છે" એ પ્રમાણે વંચાય છે. તેમાં પહેલા પદને આદી, છેલા પદને અંત. અને વચેનાં બે પદોને મધ્ય પદો કહે છે.

૧૫૬. જો ચાર પદો પ્રમાણમાં હોય તો આદી અને અંતનો ગુણાકાર બે વચલાં પદોના ગુણાકારની બરોબર છે. જેમકે ઉપરના દાખલામાં ૬×૧૨=૮×૯ છે. તેમજ ૪:૫::૧૬:૨૦ એમાં પણ ૪×૨૦=૫×૧૬ છે.

કારણ કે ચાર પદો પ્રમાણમાંછે. માટે ઉપરની વ્યાખ્યા પ્રમાણે પહેલા યુગ્મનું ગણોત્તર બીજા યુગ્મના ગુણોત્તરની બરોબર હોવું જોઇએ. એટલે $\frac{૪}{૫}=\frac{૧૬}{૨૦}$ થયા તો બંને છેદોના ગુણાકારે (૨૦×૫=૧૦૦) બંને તરફ ગુણ્યા તો ( પ્રત્યક્ષ પ્ર૦ ) ( ૪×૨૦×૫ )÷૫=(૧૬×૨૦×૫)÷૨૦ અથવા સંક્ષેપ કરવાથી ૪×૨૦=૧૬×૫ થયા.

૧૫૭. કોઈ પણ પ્રમાણ કહ્યું તો તેમાં ઓછામાં ઓછા ચાર પદો હોવાં જોઇએ. ચારમાંથી કદાપી બે પદો બરોબર હોય. જેમકે ૪:૬::૬:૯. આમાં ખરેખરૂં જોતાં ૩ પદો છે, પણ બે પદોને બરોબર કહીએ તો તેમને ૩ પદોજ ગણી શકાય. અને ઉપરની કલમ પ્ર૦ ૪×૯=૬×૬=૩૬ થાય આ ઉપરથી એવું માલમ પડે છે કે,જ્યારે કોઈ ત્રણ પદો પ્રમાણમાં હોય ત્યારે આદી અને અંતનો ગુણાકાર મધ્ય પદના વર્ગની બરોબર છે.

૧૫૮. જ્યારે કોઈ બે પદોનો ગુણાકાર, બીજાં કોઈ બે પદોના ગુણાકારની બરોબર હોય, ત્યારે એ ચારે પદો પ્રમાણમાં લખી શકાય છે; એવી રીતે કે એક ગુણાકારના બંને અવયવો આદ્યંત થાય અને બીજા ગુણાકારના બંને અવયવો મધ્ય પદો થાય. પરંતુ એક ગુણાકારના અવયવોમાંથી એક આદી અથવા અંત, અને બીજો મધ્ય પદ એમ કદી ન થાય. જેમકે ૨૦×૯=૧૮૦ અને ૧૮×૧૦=૧૮૦ છે, તો ૨૦ : ૧૮ : : ૧૦:૯ અથવા ૧૮:૨૦: :૯:૧૦ થશે.

કારણ કે ૨૦×૯=૧૮×૧૦ છે. અને જો ૨૦ અને ૯

આદ્યંત અથવા મધ્ય પદો હોય અને ૧૮ તથા ૧૦ મધ્ય પદો અથવા આદ્યંતો હોય તોપણ ૨૦×૯=૧૮×૧૦ થાય માટે એ ચાર પદો પ્રમાણમાં છે; એવી રીતે કે ૨૦ આદીતો ૯ અંત અને ૯ આદી તો ૨૦ અંત, અને ૨૦ મધ્યતો ૯ પણમધ્ય નહીંતો ૨૦ અને ૯ નો ગુણાકાર થશે નહીં. જો આપણે ૨૦:૧૮ : : ૯:૧૦ એમ માંડીએ તો ખોટું થાય, કેમકે તેમાં ૧૦×૧૦=૧૮×૯ થવા જોઇએ પણ તેમ છેજ નહી.

૧૫૯. આદ્યંતોનો ગુણાકાર મધ્ય પદોના ગુણાકારની બરોબર છે. માટે આદીપદને અંતપદમાં મુકીએ અને અંતનેઆદીમાં મુકીએ. અથવા મધ્યપદોમાં પૂર્ણ ત્રીજા પદને બીજા પદમાં અને બીજાને ત્રીજામાં લખીએ અથવા બંને મધ્ય પદોને આદ્યંત કરીએ અને આદ્યંતોને બે મધ્ય પદો કરીએ, તોપણ એ ચાર પદો પ્રમાણમાંજ રહેશે. અને તેથી કોઈ પણ ચાર પદો પ્રમાણમાં હોય એટલે બે પદોનો ગુણાકાર બીજાં બે પદોના ગુણાકારની બરોબર હોય તો તે ચાર પદોને જુદી જુદી આઠ રીતે પ્રમાણમાં માંડી શકાય છે. (૩×૧૬=૨૪×૨) અથવા (૩:૨૪::૨:૧૬) છે એને નીચે પ્ર૦ જુદી જુદી આઠ રીતે પ્રમાણમાં મુકી શકાય છે.

| | |
|---|---|
| ૩:૨૪:: ૨:૧૬ | ૨૪: ૩::૧૬: ૨ |
| ૩: ૨::૨૪:૧૬ | ૨૪:૧૬:: ૩: ૨ |
| ૧૬:૨૪:: ૨: ૩ | ૨: ૩::૧૬:૨૪ |
| ૧૬: ૨::૨૪: ૩ | ૨:૧૬:: ૩:૨૪ |

૧૬૦. સાદી સંખ્યાઓના પ્રમાણ વિશે ઉપર કહ્યું. હવે વિવધ પરિમાણોના પ્રમાણ વિશે વિચાર કરીએ. ગુણોત્તરમાં બે પદો એકજ જાતનાં અને એકજ નામનાં હોવાં જોઇએ, પરંતુ પ્રમાણનાં ચારે પદો એક જાતનાં અને એક નામનાં હોવાની જરૂર નથી. એક જાતનાં બે પરિમાણોનું ગુણોત્તર બીજી જાતનાં બે બે પરિમાણોના ગુણોત્તરની બરોબર હોય ત્યારે તે પદોથી પણ પ્રમાણ ઉત્પંન થાય છે. જેમ ૨૦ રૂ.:૩૦ રૂ.:: ૧૨ ગજ: ૧૮ ગજ. એટલે ૨૦ અને ૩૦ રૂપીઆનું જે ગુ-

ણોત્તર છે, તેજ ૧૨ અને ૧૮ ગજનું છે. પરંતુ આ પ્રમાણના ચાર પદોને (૧૫૯ કલ્યા પ્ર૦) જુદીજુદી આઠરીતે પ્રમાણમાં ન મુકાતાં ફક્ત ૪ રીતેજ મુકાય છે. કેમકે બીજી ચાર રીતોમાં ગુણોત્તરનો કંઈ અર્થ રહેતો નથી.

૨૦ રૂ. : ૩૦ રૂ. :: ૧૨ ગજ: ૧૮ ગજ
૩૦ રૂ. : ૨૦ રૂ. :: ૧૮ ગજ: ૧૨ ગજ
૧૨ ગજ: ૧૮ ગજ:: ૨૦ રૂ. : ૩૦ રૂ.
૧૮ ગજ: ૧૨ ગજ:: ૩૦ રૂ. : ૨૦ રૂ.
} આ ચાર રીતે લખી શકાય.

૨૦ રૂ. : ૧૨ ગજ:: ૩૦ રૂ. : ૧૮ ગજ
૩૦ રૂ. : ૧૮ ગજ:: ૨૦ રૂ. : ૧૨ ગજ
૧૮ ગજ: ૩૦ રૂ. :: ૧૨ ગજ: ૨૦ રૂ.
૧૨ ગજ: ૨૦ રૂ. :: ૧૮ ગજ: ૩૦ રૂ.

છેલી ચાર રીતે લખેલાં પ્રમાણો ખોટાં છે. કેમકે રૂપીઆનું અને ગજનું ગુણોત્તર કદી નિકળતું નથી એવું (૧૫૩ ક. પ્ર૦) કહેલું છે માટે પહેલી ચાર રીતેજ આપેલું પ્રમાણ બદલી શકાય છે. વળી રૂપીઆ અને ગજનો ગુણાકાર થતો નથી, માટે પહેલાં ૪ પ્રમાણોમાં પણ આદ્યંતનો ગુણાકાર મધ્ય પદોના ગુણાકારના બરોબર છે એમ નહીં કહેવાય. ઉપરના પ્રમાણોના અંક કોઈ જાતના ન ગણતાં ફક્ત આંકડાજ છે એમ ધારીએ તો આદ્યંતોનો ગુણાકાર મધ્ય પદોના ગુણાકારની બરોબર કહી શકાય.

## મનોયત્ન ૬૭.

નીચેના દરેક દાખલામાં આપેલાં પદોને વધારેમાં વધારે જુદી જુદી બની શકે તેટલી રીતે પ્રમાણ લખો.

(૧) ૧૬,૯,૨૪,૬. (૨) ૩૦,૮૪૦,૬.

(૩) ૧૮,૨૭,૧૨,૮. (૪) ૩૬,૯, ૧૨,૨૭.

(૫) ૩૧૫, મ.૪૦,૨૮, ૩મ.(૬) આં.૧૪,૩૧૬,આં.૮,૭૩.

કોઈ પણ પ્રમાણનાં ચાર પદોમાંથી ગમે તે ત્રણ આપ્યાં હોય તો ચોથું પદ નિકળી શકે છે.

૧૯૧. પહેલું પદ×ચોથું અ. છેલું પદ=બીજું પદ×૩જું પદ છે. એની બંને તરફ ૪ થા, ૩ જા, ૨ જા, અને ૧ લા, પદે અનુક્રમે ભાગ્યા તો (૩૭ પ્ર૦):—

૧ લું પદ=(બીજું પદ×ત્રીજું પદ)÷છેલું પદ.

૨ જું પદ=(૧ લું પદ×૪ થું પદ)÷ત્રીજું પદ.

૩ જું પદ=(૧ લું×૪ થું પદ)÷૨ જું પદ.

૪ થું પદ=(૨ જું×૩ જું પદ)÷૧ લું પદ.

પ્રમાણનું બીજું અને ત્રીજું પદ બરોબર હોય એટલે ત્રણ પદોજ પ્રમાણમાં હોય તો:—

૧ લું પદ=બીજા પદનો વર્ગ÷ત્રીજું પદ..

૩ જું પદ=બીજાનો વર્ગ÷૧ લું પદ.

૨ જું પદ=૧લા અને ત્રીજા પદના ગુણાકારનું વર્ગમૂળ.*

દા. ૧. ૭, ૯, ૧૨ નું ચોથું પ્રમાણ શું.
આમાં ચોથા પ્રમાણ=૧૨×૯÷૭=૧૫$\frac{૩}{૭}$ જવાબ.

દા. ૨. ૪, અને ૬ના ત્રીજા પ્ર૦=૬નો વર્ગ÷૪=$\frac{૩૬}{૪}$=૯ જ.

દા. ૩. પહેલું પદ ૧૫ ખાં. બીજું ૨૦ ખાં. અને ચોથું ૧૨રૂ. છે તો ત્રીજું પદ શું હશે? ત્રી. પ. =(પે.×છે.)÷બી. =૧૫×૧૨÷૨૦=૯. પણ ૩ જું પદ ૪ થા સાથે ગુણોત્તર બતાવેછે અને ૪ થું રૂ. છે માટે (૧૫૩પ્ર૦)૯એરૂ. હોવા જોઇએ.

## મનોયત્ન ૬૮.

નીચેનાં પ્રમાણોમાં ખાલી રાખેલું પદ શોધી કહાડો.

(૧) ( ) :૭૯::૬.૮૩:૧૫ (૨) ૧૦૮:૨૭::૯૭: ( )

(૩) ૧$\frac{૧}{૨}$: ( )::.૦૧૧૧:.૦૮૭૬૯ (૪)$\frac{૧૧}{૬૨}$:$\frac{૧૭}{૬૮}$::$\frac{૫}{૧૧}$:( )

(૫) ( ):૫૦રૂ.::૭મ.:૧મ. (૬) ૨$\frac{૭}{૬૩}$:૨$\frac{૪૯}{૫૧}$::મ.$\frac{૫૬૧}{૬૬૩}$( )

(૭) ( ):૫.૮૧::.૦૯૫:૧.૭૫(૮)૩.૭૫પૈ.:૩પૈ.::( ):૪૦ હું.

---

*કોઈ આપેલી સંખ્યાનું વર્ગમૂળ તેજ કે જેનો વર્ગ આપેલી સંખ્યાની બરોબર છે. ૬ નો વર્ગ ૩૬ તો ૩૬નું વર્ગમૂળ ૬; ૬૪ નું વર્ગમૂળ ૮; ૧૪૪ નું વર્ગમૂળ ૧૨ ઇ૦

નીચેના સંખ્યાઓનું ત્રીજું પ્રમાણ શોધી કહાડો.

(૯) ૪, ૬. (૧૦) ૩, ૮. (૧૧) ૫, ૯.
(૧૨) ૬, ૧૬. (૧૩) ૧૬, ૭૧. (૧૪) $\frac{૧૧}{૧૬}$, ૧૫$\frac{૧}{૩}$.

## સમ અને વ્યસ્ત પ્રમાણ.

૧૬૨. ઉપર કહ્યું કે દરેક પ્રમાણમાં ચાર પદો હોવાં જોઇએ. પરંતુ સાધારણ પણે બે પરિમાણો પણ પ્રમાણમાં બોલાય છે. જ્યારે બે પરિમાણો પ્રમાણમાં કહ્યાં હોય ત્યારે તે અમૂક અંક નહીં, પણ સાધારણ પરિમાણો લેવાં; અને ચાર પદોના પ્રમાણમાં આ બે સાધારણ પરિમાણોની વિશેષ કીમતો લેવી. જેમ આપણે કહીએ છીએ કે "કીમતના પ્રમાણમાં પદાર્થનું વજન હોય છે." આમાં પદાર્થની કીમત અથવા વજનના અમૂક અંક આપેલા નથી હોતા, પણ સાધારણ પણે બે પરિમાણોનો સંબંધ અથવા પ્રમાણ બતાવેલું છે. હવે વજનના કોઇ પણ બે અમૂક આંકડા લીધા, અને તેના પ્રમાણમાં બે કીમતોના આંકડા લીધા તો એ ચાર પદો પ્રમાણમાં થશે.

૧૬૩. જ્યારે કોઇ બે પરિમાણો વચ્ચે એવો સંબંધ હોય, કે એક પરિમાણ વધવાથી બીજું વધે, અને એક ઘટવાથી બીજું ઘટે, ત્યારે તે બે પરિમાણો **સમપ્રમાણમાં** કહેવાય છે. એક માણસ બહુ કામ કરે તો વધારે મજુરી મળે, અને થોડું કામ કરે તો ઓછી મજુરી મળે; માટે કામનો જથો અને મજુરી એ સમપ્રમાણમાં છે.

૧૬૪. જ્યારે બે પરિમાણો વચ્ચે એવો સંબંધ હોય કે એક પરિમાણ વધવાથી બીજું ઘટે, અને એક ઘટવાથી બીજું વધે તો તે પરિમાણો **વ્યસ્તપ્રમાણમાં** કહેવાય છે. એક કામ કરવામાં માણસોની સંખ્યા વધારે લઇશું તો તે કામ જલદી પૂરૂં થશે, અને જો માણસો ઓછાં લેઇશું તો તે પુરૂં કરવાને વધારે મુદત જોઇશે. માટે કામ કરનારાઓની સંખ્યા અને કામ કરવાના દિવસ એ બે વ્યસ્ત પ્રમાણમાં કહેવાય.

# ત્રિરાશી પ્રમાણ.

૧૬૫. ત્રિરાશી વિશે ઉપર ઉપરનો વિચાર પહેલાં બતાવ્યો છે. પણ ત્રિરાશીના દાખલા એ પ્રમાણનાજ દાખલાછે, કેમકે તેમાં કોઈ પણ પ્રમાણનાં ત્રણ પદ આપેલાં હોય તે ઉપરથી ચોથું પદ કહાડવાનું આવેછે. અને (૧૬૦ પ્ર૦) પ્રમાણમાં જેવી રીતનાં ત્રણ પદ જોઈએ તેવી રીતનાંજ આપેલાં હોય છે, એટલે આપેલાં પદોમાંનાં બે સજાતિય હોય છે, ને જવાબ બાકીના ત્રીજા પદની જાતનો આવેછે, માટે એ સારીપેઠે યાદ રાખવું કે પદો પ્રમાણમાં હોય તેજ દાખલા ત્રિરાશીની રીતે થાયછે. બીજા થતા નથી. જેમકે ૧ માણસને મુંબઈ જતાં દશ દિવસ લાગે તો તેવાં દશ માણસ સાથે મુંબઈ જેવા નિકળ્યાં તેમને કેટલા દિવસ લાગે? આમાં માણસો દશ ગણાં લેવાથી તેમની ગતિ કંઇ દશ ગણી થતી નથી, એટલે માણસો અને અંતર એ કંઇ પ્રમાણમાં નથી. માટે એ દાખલો ત્રિરાશી રીતે થવાનો નહીં. તેમજ એક માણસને જમતાં ૧ કલાક લાગે તો તેવાં ૧૦૦૦ માણસ સાથે જમવા બેઠાં તેમને કેટલી વાર લાગશે? આમાં પણ માણસ અને જમવાનો વખત કંઈ પ્રમાણમાં નથી. માણસ ગમે તેટલાં હોય તોપણ જમવાનો વખત તો સરખોજ રહે. માટે એ દાખલો પણ ત્રિરાશીના નથી.

૧૬૬. કોઈ વખત દાખલામાં કોઇ બાબત નકામી આપી હોય છે, તેને હિસાબ ગણતાં ઉપયોગમાં લાવવી પડતી નથી.

જેમકે ૨૦૦ છોકરાની એક નિશાળમાં ૧૦ વર્ગ છે. હવે એક છોકરાને ૨ આના પ્રમાણે ઇનામ મળે તો બધા મળી તે નિશાળમાં ઈનામના રૂપીઆ કેટલા જોઇશે? આમાં ૧૦ વર્ગ નકામા છે અને તેનું હિસાબ ગણવામાં કંઈ કામ પડતું નથી. ૧ છોકરાને ૨ આના ઇનામ મળે તો ૨૦૦ છોકરાને કેટલું મળશે? આવો હિસાબ છે માટે, છો. ૧:છો. ૨૦૦ :: આ.૨:૪૦૦ આ. અથવા ૨૫ રૂ. જવાબ.

તેમજ ૨૫ મણ બોજો ૧૭ ગાઉ લેઈ જવાને ૫રૂ. ૫ડે તો ૩૦ મણ બોજો તેટલાજ ગાઉ લેઇ જવાનું શું બેસશે? આમાં ૧૭ ગાઉ નકામા છે ઇ૦

ત્રિરાશી બે પ્રકારની છે. (૧) સમ અને (૨) વ્યસ્ત

## સમત્રિરાશી.

૧૬૭. જે ત્રિરાશીમાં આપેલાં પરિમાણો સમપ્રમાણમાં હોય, એટલે એક પરિમાણ વધવાથી બીજું વધે અને એક ઘટવાથી બીજું ઘટે તો તેને સમત્રિરાશી કહે છે.

ત્રિરાશી માંડવાની રીત તો પહેલાં બતાવીજ છે.

દા.૧. ૧૨ મણ અનાજના રૂ ૮૦-૧૨-૦ પડે તો ૭ મણનું શું? આમાં અનાજનું વજન અને કીમત સમપ્રમાણમાં છે, માટે આ સમત્રિરાશીનો દાખલો છે અને તેથીઃ—

૧૨ મ. : ૭મ. :: ૩૮૦-૧૨-૦ : જવાબ.

૭

૧૨) ૫૬૫-૪-૦

૪૭-૧-૮, જવાબ.

પહેલું અને બીજું પદ જુદા જુદા નામનાં હોય, તો તેમને એક નામમાં લાવવાં. અને ત્રીજું પદ પણ જવાબના નામનુંજ લાવવું. વળી બીજા અને ત્રીજા પદના ગુણાકારને પહેલા પદે ભાગવાના છે, માટે પહેલા અને બીજા અથવા પહેલા અને ત્રીજા પદનો સંક્ષેપ જતો હોય તો કહાડી શકાય. પણ બીજા અને ત્રીજા પદનો સંક્ષેપ ન કઢાય.

દા. ૨. ૧મ. ૫શે. ના ૧રૂ. ૯આ. તો ૨ મ. ૭શે. નું શું? આમાં ૧મ. ૫શે.=૪૫ શે. ૧રૂ. ૯આ.=૨૫ આ. અને ૨મ. ૭ શે.=૮૭ શે. થયા માટેઃ—

૫) ૪૫શે. : ૩) ૮૭શે. :: ૨૫ આ. : જ. આમાં ૪૫ અને ૨૫

૩) ૯ ૨૯ ૫ . ને ૫ એ ભાગતાં ૯

૩ ૨૯ અને ૫ આવ્યા, પછી

૩) ૧૪૫ ૯ અને ૮૭ને ૩ એ

૩—૦—૪ જ. ૪૮$\frac{૧}{૩}$ આના ભાગતાં ૩ અને ૨૯ આવ્યા. પછી ૫×૨૯ને ૩ એ ભાગ્યા તો ૪૮$\frac{૧}{૩}$ આના જવાબ.

દાખલામાં અપૂર્ણાંક પદો હોય તો તેમને જુદાં માંડીને અપૂર્ણાંક રીતે ગુણાકાર ભાગાકાર કરવો.

## મનોપત્ર ૬૯.

(૧) જો ૧૨ મ. અનાજના રૂ. ૩૮–૨–૦ પડે તો ૭મ.નું શું?

(૨) જો રૂ. ૩૧–૧૦–૧૦ ની ૭ બકરીઓ આવે તો રૂ ૩૮૦–૨–૦ ની કેટલી?

(૩) ૨૨ પાઉંડના રૂ ૧૭–૪–૦ તો ૧૫૬ પાઉંડનું શું?

(૪) ૧૦॥મ. શાકરના રૂ ૫૬॥ તો ૧૫ ખાં. ૪મ. ૫શે.નુંશું?

(૫) ૩ અ. ૫૬ મિ. ૧૨ સે. માં એક ઘોડો ૧૪ મૈ. ૩ફ. ૨૭વા. ચાલે તો ૨૩ મૈ. ચાલવાને કેટલો વખત લાગશે?

(૬) એક માણસને ૯દિ. ની મંજુરી ૩રૂ. મળે છે તો તેને સને ૧૮૬૮ ના ફેબ્રુઆરી મહિનામાં શી મજુરી મળશે?

(૭) ૪૧$\frac{૧}{૨}$ ગજ છીંટના રૂ૭–૬–૫ પડે તો રૂ ૭–૩–૪ ની કેટલા ગજ છીંટ આવશે?

(૮) એક માણસ દર અઠવાડીએ ૩આ. ૭પા. બચાવેછે તો તેને રૂ૧૦૦ બચાવવાને કેટલી મુદત જોઈએ?

(૯) ૧ શિલિંગના ૮આ. ૫પા. ઉપજે તો ૧૨૩૪ પૌં. ૧૧શિ. ૭પે.ના કેટલા રૂ. થશે?

(૧૦) ચોરવાડી ૭૦૦૦ પાનની કીમત રૂ૪૧॥ પડે તો રૂ૧૨૫ નાં કેટલાં પાન આવે?

(૧૧) ૪$\frac{૩}{૮}$ વસ્તુની કીમત રૂ૩૧॥૦॥ પડે તો ૫૭$\frac{૧}{૪}$ નું શું?

(૧૨) ૭કોડી વળીઓના રૂ૧૫ા પડે તો ૩૪૫ કોડી ૧૭ નં. નું શું?

(૧-) એક ગૃહસ્થની વાર્ષિક પેદાશ ૫૦૦રૂ. છે, તે દરરોજ ૧૧ આ. ૬ પા. ખરચ કરે છે, તો ૩ વરસમાં તેની પાસે કેટલી સિલીક રહેશે?

(૧૪) ૧ પૌં. ઉપર ૩શિ. ૬પે.વેરો હોય તો ૭૬૩ પૌં. ૧૫શિ. ઉપર કેટલો વેરો હશે?

(૧૫) ૩૬૫ એ. ૩ ગું. ૧૨આ.નું ગણોત રૂ૭૩૧॥ પડે તો ૧૦૦ એ. નું શું પડશે?

(૧૬) ૩ખાં. ૨મ. ૧૪શે. બોજો ૪૦ ગાઉ લેઈ જવાનું ભાડું, રૂ૯૦–૫–૩ પડે તો ૧૫ ખાં. ૩મ. બોજો તેટલાજ ગાઉ

લેઈ જવામાં શું બેસશે?

(૧૭) ૧તોલો ૫ વાલ શુદ્ધ સોનાની કીમત રૂ૨૨॥- પડે તો ૧૯॥ તો. ૩વા. ૨ રતિનું શું પડશે?

(૧૮) મણ૧૦॥૨॥ શાકરના રૂ૧૧૩ પડે તો મણ૪॥૨॥= નું શું પડશે?

(૧૯) ૮૭મે.નું રેલવે ભાડું ૧રૂ. ૧૩આ. છે; હવે અમદાવાદથી મુંબઈ સુધીના રેલવે ટીકીટના રૂ૬-૬ બેસે છે તો અમદાવાદથી મુંબઈ કેટલા મૈલ હશે?

(૨૦) ૫રૂ.ના ઉત્પંન ઉપર ૧॥આ.ના કર લેએ એક માણસને રૂ૧૩)=- કર આપવા પડ્યા ત્યારે તેની ઉપજ કેટલી?

(૨૧) એક વખતે એક મીનારાનો છાયો ભર્યો તે ૨૧ ફુટ થયો, અને તેજ વખતે ૯ ફુટની એક લાકડી ઉભી કરી તેનો છાયો ૨॥ફુટ થયો ત્યારે તે મીનારાની ઉંચાઈ કેટલી?

(૨૨) એક માણસને ૧૯ દિ. ના રૂ૪ા કરીને નોકર રાખ્યો, તેની નોકરીના રૂ૧૩ ચઢ્યા ત્યારે એણે કેટલા દિવસ નોકરી કરી હશે?

(૨૩) રૂ૯-૩-૬ છ અઠવાડીઆં સુધી ચાલે છે તો રૂ૧૦૦ ક્યાં સુધી ચાલશે?

(૨૪) એક વહાણનો $\frac{1}{4}$નો ભાગ હતો તેણે પોતાના ભાગના $\frac{2}{9}$ના $\frac{3}{11}$ રૂ૪૦૦એ વેચ્યા, તો તે વહાણના $\frac{2}{9}$ના$(1\frac{1}{2}\div4\frac{1}{4})$ ના કીમત શી?

(૨૫) એક દેવાળીઆને રૂ૫૦૦-૨-૧૧ કરજ છે,ને૧૨૬-૧૨-૮$\frac{3}{4}$ પુંજી છે, તો રૂ૧૦૦ના લેણદારને શું મળશે.

(૨૬) એક દેવાળીઆની પુંજી રૂ૩૨૫૭-૫-૧૦ છે તે આપતાં તેના કરજની ૫॥ આના ચુકવાય છે ત્યારે તેનું કરજ કેટલું હશે?

(૨૭) એક માણસને ૧ વરસની ચાકરીના ૨૫ ગીની મળે તો ૮૭ દિવસનું શું મળશે?

(૨૮) એક માણસ છ ડગલાંમાં ૫ ગજ જમીન ચાલે, તો એ પ્રમાણે ૨ ગાઉમાં કેટલાં ડગલાં ચાલવું પડશે?

(૨૯) રૂ૧૭૨-૮-૦ની પેદાશ ઉપર રૂ૧-૮-૬ વેરો આપવો

પડે છે તો, એક માણસને ૩૪૩ાાાઽ વેરો આપવો પડ્યો તેની પેદાશ કેટલી હશે વારૂ ?

(૩૦) .૮૩ કલાકમાં એક નળમાં થઇને ૩૬૪/૫ બેઢાં પાણી જાય છે તો ૨૧ બેઢાં જવાને કેટલો વખત લાગશે.

## વ્યસ્ત ત્રિરાશી.

૧૬૮. જે ત્રિરાશીમાં આપેલાં પરિમાણો વ્યસ્ત પ્રમાણમાં હોય એટલે એક વધવાથી બીજું ઘટે અને એક ઘટવાથી પદ હોય તેને ત્રીજા સ્થાનમાં લખી તે પછી બાકીનાં બે પદો અગ્રસરને ઉપાગ્રસરમાં અને ઉપાગ્રસરને અગ્રસરમાં લખવાં. એટલે એ હિસાબ ત્રિરાશી પ્રમાણે રીતે થાયછે.

દા. ૧. ૮ માણસો એક કામ ૩૨ દિવસમાં કરે તો તેજ કામ ૬ માણસો કેટલા દિવસમાં કરે.

આમાં દિવસ અને માણસોની સંખ્યા વ્યસ્ત પ્રમાણમાં છે માટે આ વ્યસ્તત્રિરાશીનો દાખલો થયો અને તેથીઃ—

૬: મા. ૮ મા. : : ૩૨ દિ. : જ.

૮

૬)૨૨૪

૩૬ ૧/૩ જવાબ.

આમાં પણ પેહેલા પદની સાથે બીજા અથવા ત્રીજા પદનો સંક્ષેપ જતો હોય તો કહાડવો. પણ બીજા ત્રીજા પદનો સંક્ષેપ ન કઢાય.

દા. ૨ હું કોઇને ૧૦૦રૂ. ૧૨ મહિના ધીરૂં તો તે મને ૧૭૫રૂ. કેટલા મહિના ધીરે કે જેથી મારો ઉપકાર વળી રહે?

આમાં ધીરવાની રકમ અને વખત વ્યસ્ત પ્રમાણમાંછે માટે

૧૭૫રૂ. : ૧૦૦રૂ. : : ૧૨મ. : જ.

૭ ૪ ૪

૭) ૪૮

૬ ૬/૭ મહિ.જ.

આમાં પહેલા અને બીજા પદને ૨૫એ ભગાય છે, તે ભાગ્યા તો પહેલા પદમાં ૭ અને બીજામાં ૪ રહ્યા. પછી ૧૨ ને ૪ એ ગુણી

૭ એ ભાગ્યા તો ૯૬ મહિના જવાબ આવ્યો.

## મનોયત્ન ૭૦.

(૧) ૭ માંણસો જે કામ ૧૨ દિવસમાં કરે તેજ કામ ૨૦ માણસો કેટલા દિવસમાં કરશે?

(૨) એક કામ ૧૬ માણસો ૩૦ દિવસમાં કરે તો ૧૬ દિવસમાં કરવાને બીજાં કેટલાં માણસો વધારે કામે લગાડવાં પડશે!

(૩) એક કાસદ દરરોજ ૩૦ ગાઉ ચાલે તો પોતાની મુસાફરી ૯ દિવસમાં પુરી કરે છે ત્યારે જો તે ૧૮ ગાઉ ચાલે તો કેટલા દિવસમાં પુરી કરશે વારુ ?

(૪) એક માણસે ૨૪૦૦ રૂ. મને ૮ મહિના લગી ઉછીના આપ્યા તો તેના ઉપકારમાં મારે ૧૮ મહિના લગી તેને કેટલા રૂ. આપવા.

(૫) જે કુવો ૬ અઠવાડીઆમાં ૫ માણસખોદી શકે તે ૭ દિવસમાં પુરો કરવો હોય તો કેટલાં માણસ જોઇશે ?

(૬) દરરોજ ૯ ગાઉ ચાલે તો એક માણસ અમદાવાદથી મુંબાઈ ૨૫ દિવસમાં પોહોંચે. પણ તે ૩૨ દિ.માંપોહોંચ્યોત્યારે તે દરરોજ કેટલા ગાઉ ચાલ્યો હશે ?

(૭) છ આના શેરનો ભાવ હતો ત્યારે ૧૫ આનાની શાકર ૨॥ શેર આવતી. ત્યારે ૫ આનાને ભાવે તેટલાજ આનાની કેટલી શાકર આવશે ?

(૮) ૩૨ મણ બાજરી ૪૦ ગાઉ લેઈ જવાને રૂ૧૫॥~ પડે છે,તો તેટલાજ ભાડામાં ૫૪ મણ બાજરી કેટલા ગાઉ લેઈ જવાય?

(૯) ચુ એ રૂપીઆના ૫॥ ગજના ભાવના ૪૨॥ ગજ માદરપાટને બદલે ૭૦ ગજ છીંટ આપી, ત્યારે દરગજે છીંડાની કીમત કેટલી ?

(૧૦) ૭ા રૂ.એ મણના ભાવની મણ ૧૩૫ા૩ ખાંડલેઈ, તેને બદલે ૮ રૂ.ના ભાવની કેટલા મણ આપીએ તો દેવું પતીરહે!

(૧૧) એક દરજી દરરોજ ૯ કલાક શીવે તો ૭ દિવસમાં ૩ ડગલા શીવી રહે છે. પણ જો તે દરરોજ ૫ કલાક શીવે તો એ ૩ ડગલા શીવવાને કેટલા દિવસ જોઇએ!

(૧૨) ૫૩૬ માણસને ૧૨ દિવસ ચાલે એટલું અનાજ હતું. પણ બીજાં માણસ આવીને કૂલ ૧૦૨૪ થયાં તો તેમને કેટલા દીવસ તે અનાજ ચાલશે?

(૧૩) દરરોજ ૧॥ શેર અનાજ વાપરીએ તો ૫૪ દિવસ ચાલે એટલું અનાજ છે. હવે જો તે અનાજ ૮૦ દિવસ ચલાવવું હોય તો દરરોજ કેટલું વાપરવું?

(૧૪) એક ભીંત ચણવામાં ૯ ઈંચ લંબાઇની ૩૫૮૨૩ ઈંટો જોઇએ છીએ તો તેવી જાતની ૭ ઇંચ લંબાઈની ઈંટો કેટલી જોઇશે?

(૧૫) એક ઘોડો દર કલાકે ૫ મૈલ ચાલે છે, તે કોઈ ઠેકાણે ઉભો ન રહેતો અમદાવાદથી સુરત ૩૮ અવરમાં પોહોચે છે; ત્યારે આગની ગાડી દર કલાકે ૩૨ મૈલ ચાલેછે તે કોઈ ઠેકાણે ઉભી ન રહે તો અમદાવાદથી સુરત કેટલા કલાકમાં પોહોચશે?

## બહુરાશી અથવા સંયુકત પ્રમાણ.

૧૬૯. કેટલાએક દાખલામાં બે અથવા વધારે ત્રિરાશીઓ કરવાથી જવાબ આવેછે. ખરેખરૂં કહીએ તો આવા દાખલા ત્રિરાશીના બે અથવા વધારે દાખલા મળીને થાયછે. અને તે બધામાંના છેલાનો જવાબ તે આપેલા દાખલાનો જવાબથાય છે:-જેમકે "૧૫ ખાંડી બોજો ૧૭ ગાઉ લેઈ જવાને રૂ ૪૨-૮-૦ પડે તો ૨૧ ખાંડી બોજો ૧૯ ગાઉ લેઈ જવાને શું પડશે" આ દાખલો ત્રિરાશીની રીતનોછે, પણ એક ત્રિરાશીથી તે કદી થવાનો નહીં; કેમકે ત્રણ પદોને બદલે એમાં પાંચ પદો આપેલાં છે, અને તેમાંનું દરેક જવાબ કહાડવામાં કામનું છે. જો એ દાખલાના બે જુદાજ હિસાબ કરીએ, અને તે દરેકમાંથી નકામાં પદ કહાડી નાખીએ, તો દરેકમાં ત્રણ પદ રહેશે અને તે ઉપરથી ચોથું નિકળશે. આ પ્રમાણે બે અથવા વધારે વાર સાદી ત્રિરાશી માંડવાથીપુરો જવાબ નિકળશે. ઉપરના દાખલામાંથી નીચે પ્રમાણે બે જુદા જુદા હિસાબ થાયછે.

૧. ૧૫ ખાંડી બોજો ૧૭ ગાઉ લેઈ જવાને રૂ ૪૨-૮-૦ પડે તો ૨૧ ખાંડી બોજો ૧૭ ગાઉ લેઈ જવાને શું પડશે?

આમાં છેટું સરખું છે માટે બંને વખતના ૧૭ ગાઉ નકામા છે, અને તેથી આં. ૧૫ : આં. ૨૧ . : રૂ. ૪૨$\frac{1}{2}$ : જવાબ. માટે રૂ૫૯—૮—૦ જવાબ આવ્યો.

૨. ૨૧ ખાંડી બોજો ૧૭ ગાઉ લેઈ જવાને રૂ૫૯-૮-૦ પડે છે, તો ૨૧ ખાંડી બોજો ૧૬ ગાઉ લેઈ જવાને શું પડશે? આમાં બંને વખતના ૨૧ ખાંડી નકામા છે અને તેથી:—

૧૭ ગા. : ૧૬ ગા. : : ૫૯$\frac{1}{2}$ રૂ. : જવાબ. ૫૬ રૂ. આવ્યા. એટલે આપેલા દાખલાનો જવાબ રૂ૫૬ થયો.

૧૭૦. બે અથવા વધારે ત્રિરાશીઓ કામે લગાડ્યાથી જેનો જવાબ આવે, એવા દાખલા કરવાની ટુંકી અથવા સુગમ રીતને **બહુરાશી પ્રમાણ** કહે છે. બે ત્રિરાશીઓ માંડવાથી જવાબ નિકળે એટલે પાંચ પદ આપ્યા હોય તે ઉપરથી છઠ્ઠું પદ નિકળે તો તેને પંચરાશી કહે છે. તેજ પ્રમાણે ત્રણ ત્રિરાશીઓ, ચાર ત્રિરાશીઓ માંડવાથી જવાબ નિકળે ત્યારે તેને સપ્તરાશી. નવરાશી એ અનુક્રમે નામ આપેલાં છે.

૧૭૧. સુગમતાને વાસ્તે દરેક દાખલાના બે ભાગ કરેલા છે. (૧) દાખલામાં શી સરત કહેલી છે. (૨) દાખલામાં શું માગ્યું છે એટલે શો પ્રશ્ન છે. ઉપરના દાખલામાં "૧૫ ખાંડી બોજો ૧૭ ગાઉ લેઈ જવાને, રૂ૪૨-૮-૦ પડતો." એ કહેલી સરત છે. અને "૨૧ ખાંડી બોજો ૧૬ ગાઉ લેઈ જવાને શું પડશે?" એ પ્રશ્ન છે. આ બે ભાગ પાડીને બહુરાશીના દાખલા કરવાની રીત નીચે આપી છે.

૧૭૨. રીત—જે જાતનો જવાબ માગ્યો હોય તેને મળતા આપેલી સરતમાંના પરિમાણને ત્રીજા પદમાં લખવું. પછી આપેલી સરતનું એક પદ લેઈને તેને મળતું પ્રશ્નમાંનું પદ લેવું, એ બેને ત્રીજા પદ સાથે ત્રિરાશી પ્રમાણે સરખાવી જોતાં, એ ત્રીજા પદ કરતાં જવાબ મોટો આવે તો મોટું પદ બીજું લખવું અને નાનું પહેલું લખવું. જો જવાબ ત્રીજા પદ

કરતાં થોડો આવવાનો હોય તો નાનું પદ બીજું મુકવું અને મોટું પદ પહેલું મુકવું.

ફરીને આપેલી સરતમાંનું એક બીજું પદ લેવું અને તેજ નામનું પદ પ્રશ્નમાંથી લઈ ત્રીજું પદ હતું તેજ રાખીને ઉપર પ્રમાણે એક પદ પહેલું મુકવું અને એક બીજું મુકવું.

આપેલી સરત અને પ્રશ્નમાં બીજાં પદો હોય તો તેમને પણ ઉપર પ્રમાણેજ કરતાં જવું. દરેક યુગ્મનું પહેલું અને બીજું એ બે પદ એકજ નામનાં કરવાં. અને ત્રીજું પદ બે ત્રણ નામનું પરિમાણ હોય તો તેને પણ એક નામમાં આણવું. પછી એ બધી સંખ્યાઓને સાદી સંખ્યાઓ ગણવી. પછી ત્રીજું પદ અને બધાં બીજાં પદ એમના ગુણાકારને, બધા પહેલા પદના ગુણાકારે ભાગ્યો ભાગાકાર આવશે તે જવાબ.

દા. ૧. ૨ માણસ ૬૪ પાનાં ૬ દિવસમાં લખે, તો ૧૫ દિવસમાં ૪૦૦ પાનાં લખવાને કેટલા માણસ જોઇએ?

પાના ૬૪ : ૪૦૦ પાના }
દિ. ૧૫ : ૬ } :: ૨ મા

$\frac{400 \times ૬ \times ૨}{૬૪ \times ૧૫}$ = ૫ મા. જવાબ.

આમાં આપેલી સરતનાં ૨ માણસો જવાબને મળતા છે. માટે માણસને ત્રીજા પદમાં લખ્યાં. પછી આપેલી સરતમાંનાં ૬૪ અને પ્રશ્ન ૪૦૦ પાનાં લીધાં તો ૬૪ પાનાં લખવાને ૨ માણસ ત્યારે ૪૦૦ લખવાને ઘણાં માટે ૬૪ પહેલું પદ લખ્યું અને ૪૦૦ બીજું પદ મુક્યું, ફરીને ૬ દિવસમાં લખવાને ૨ માણસ તો ૧૫ દિવસમાં લખવાને ઓછાં માટે (વ્યસ્ત ત્રિ. પ્ર.) ૧૫ પહેલું પદ મુક્યું અને ૬ બીજું પદ લખ્યું. પછી ૪૦૦×૬×૨ ને ૬૪×૧૫ એ ભાગ્યા તો ૫ જવાબ આવ્યો.

કારણ:—જો ઉપરના દાખલો આપણે બે જુદી જુદી ત્રિરાશીઓ માંડી કરીએ તો તે નીચે પ્રમાણે થશે.

૧. ૬૪ પાનાં લખવાને બે માણસને ૬ દિવસ લાગે છે તો ૪૦૦ પાનાં લખવાને બે માણસને કેટલા દિવસ લાગશે? આમાં ૨ માણસ નકામાં છે માટે

૬૪ : ૪૦૦ : : ૬ : જ.

માટે $\frac{૪૦૦ \times ૬}{૬૪}$ આટલા દિવસ ૪૦૦ પાનાં લખવાને બે માણસને લાગશે.

ફરીને $\frac{૪૦૦\times૬}{૬૪}$ દિવસમાં ૪૦૦ પાનાં લખવાને ૨ માણસ જોઈએ છીએ તો ૧૫ દિવસમાં ૪૦૦ પાનાં લખવાને કેટલાં માણસ જોઈએ? આમાં ૪૦૦ પાનાં નકામાં છે, અને એ વ્યસ્ત ત્રિરાશી છે.

દિ. ૧૫ : $\frac{૪૦૦ \text{ દિ.}\times૬}{૬૪}$ : : ૨ માણસ : જ.

$$\text{જવાબ}=\frac{(૪૦૦\times૬\times૨)}{૬૪}\div૧૫=\frac{૪૦૦\times૬\times૨}{૬૪\times૧૫}$$

અને ઉપરની રીતે પદો ગોઠવી તેમને સાદી સંખ્યાઓ ધારી, ત્રીજું પદ તથા બધાં બીજાં મુકેલાં પદો એમનાં ગુણાકારને, પહેલા સ્થાનમાં મુકેલાં પદોના ગુણાકારે ભાગીએ તોપણ $\frac{૪૦૦\times૬\times૩}{૬૪\times૧૫}$ આવેછે, માટે બે ત્રિરાશીઓ જુદી જુદી ન મુકતાં ટુંકામાં અને સહેલમાં ઉપર પ્રમાણે કરાય.

દા. ૨. ૨ માણસ ૬૪ પાનાં ૬ દિવસમાં લખેછે તો ૫ માણસ ૪૦૦ પાનાં કેટલા દિવસમાં લખશે.

$\left.\begin{matrix}૫ : ૨\\ ૬૪ : ૪૦૦\end{matrix}\right\}$ : : ૬ દિવસ. આમાં ૬ દિવસ જવાબને મળતા છે. માટે તે ત્રીજા પદમાં લખ્યા.

$\frac{૨\times૪૦૦\times૬}{૫\times૬૪}$=૧૫ દિવસ જ. પછી ૨ માણસ ૬ દિવસમાં લખે તો ૫ માણસ ઓછા દિવસમાં લખે તેથી પ્રથમ ૫ અને પછી ૨ મુક્યા. તેમજ ૬૪ પાનાં લખવાને ૬ દિવસ લાગે તો ૪૦૦ પાનાં લખવાને વધારે માટે પ્રથમ ૬૪ ને પછી ૪૦૦ લખ્યા અને $\frac{૨\times૪૦૦\times૬}{૫\times૬૪}$ જવાબ.

## મનોપલ્લ ૭૧.

(૧) ૩ માણસો ૨૬ ગજ માદરપાટ ૧૨ દિવસમાં વણે તો ૯ માણસો ૪૦૦ ગજ કેટલા દિવસમાં વણશે?

(૨) ત્રણ ઘોડાને ૪ રૂ. નું ઘાસ એક મહિનો ચાલે તો ૨૦ રૂ. નું ઘાસ બે મહિના સુધી કેટલા ઘોડાને ચાલશે?

(૩) ૩૦ મજુરનો ૬ દિવસનો પગાર ૩૨૮–૨–૦ હોય તો ૧૦ દિવસ સુધી ૫૭ રૂ. માં કેટલા મજુર આવશે?

(૪) ૧૫ માણસ અથવા ૨૦ સ્ત્રિઓ ૪ રૂપીઆ ૫ દિવસમાં મેળવેતો ૧૦ માણસ અને ૧૦ સ્ત્રિઓને મળીને ૨૦ દિવસનું શું મળશે?

(૫) ૧૬ બળદ ૧૨૮૦ વિઘા જમીન ૮ દિવસમાં ખેડે તો ૧૨ બળદ ૫ દિવસમાં કેટલી જમીન એ શે?

(૬) ૫ માણસને ૧૧ મહિનાની મુસાફરીમાં રૂ૬૪૧-૧૦-૮ ખરચ થાય, તો એ પ્રમાણે ૭ માણસોને ૪ માસની મુસાફરીમાં શું ખરચ થશે?

(૭) ૨૦૦૦ રૂ. ના વેપારમાં ૫ મહિને રૂ૧૦૦ વધ્યા, તો ૨૨૫રૂ.ના વેપારમાં કેટલી મુદતે રૂ૪૯-૪-૦ વધારે મળશે?

(૮) દરરોજ ૧૨ કલાક કામ કરે તો ૧૦ માણસ ૩દિવસમાં ૭ા મણ અનાજ વાવે; તો દરરોજ ૧૬ કલાક કામ કરે ત્યારે ૮ માણસો ૯ મણ અનાજ કેટલા દિવસમાં વાવી રહે?

(૯) ૧૦૦ રૂ. નો ૧૨ માસનો નફો ૫$\frac{1}{2}$ રૂ. હોય, તો ૨૩૫૬ રૂ. નો ૪ મહિનાનો નફો કેટલો થાય?

(૧૦) ૧૪ મણ ચોખા ૧૦ માણસને ૫$\frac{3}{5}$ દિવસ ચાલે, તો ૩૭$\frac{1}{3}$ મણ ચોખા ૧૫ માણસને કેટલા દિવસ ચાલશે?

(૧૧) એક કિલ્લામાં ૮૦૦ માણસો હતાં તે દરેકને દરરોજ ૦ાા શેર પ્રમાણે અનાજ આપતાં ૩ માસ ચાલે એટલું અનાજ હતું, પણ તે કિલ્લામાં વધીને ૧૨૦૦ માણસ થયાં, તેમને ૪ મહિના ચલાવવાની જરૂર પડી તો દર માણસને દર રોજ કેટલું અનાજ આપવું?

(૧૨) એક સમખુણ ચોખુણ ખેતરની એક બાજુ ૮૦૦ ફુટ અને બીજી ૭૦૦ ફુટ છે. તે ખેતર, દરરોજ ૧૪ કલાક કામ કરતાં ૫ માણસો ૩ા દિવસમાં ખેડેછે તો દરરોજ ૧૨ કલાક કામ કરતાં ૭ માણસો ૧૮૦૦ ફુટ લાંબુ અને ૭૬૦ ફુટ પહોળું ખેતર કેટલા દિવસમાં ખેડી રહેશે?

(૧૩) ૧૮ તસુ પહોળી એવી ૪૨ાા ગજ ગજીઆણીની કીમત રૂ૫૯-૧૪-૨ પડે, તો તેવી જાતની એક ગજ પનાની ૧૧૮ા ગજ ગજીયાણીનું શું પડશે?

(૧૪) ૪ાા આને યાર્ડના ભાવના $\frac{3}{4}$ યાર્ડ પહોળાઇના કાગળ લાવીએ તો એક દિવાનખાનામાં કાગળ જડવાનું ખરચ રૂ૧-૩-૧$\frac{1}{2}$ પાઇ થાય છે. ત્યારે ૪ આને યાર્ડ એ ભાવના ૨ ફુટ પહોળાઇના કાગળ લાવવાથી શું ખરચ થશે?

(૧૫) ૧૨ સ્ત્રિયો ૧૦ પુરૂષ જેટલું કામ કરેછે; અને ૯ પુરૂષ ૧૨૦ ઘનફુટ માટી ૪ દિવસમાં ઉથામેછે, તો ૧૨ સ્ત્રિયો ૨૫૦ ઘનફુટ માટી કેટલા દિવસમાં ઉથામશે?

(૧૬) ૨૦ મજુરો ૧૨ ગજ લાંબી સડક ૧૧ાં દહાડામાં કરે, તો ૩૯ મજુરો ૫૦ ગજ લાંબી સડક કેટલા દિવસમાં કરે?

(૧૭) ૧૦ માણસો ૨૨૫ મણ અનાજ ૨ વરસમાં ખાઈ રહેછે, તો ૫૯ માણસને ૫ વરસમાં કેટલું અનાજ જોઇશે?

(૧૮) ૧૨ ઘોડા ૧ વરસ ચરે તેટલા ઘાસની કીમત ૪૮૦ રૂપીઆ પડે, તો ૫૪ ઘોડાને ત્રણ માસ ચાલે તેટલા ઘાસની કીમત શી?

(૧૯) એક વહાણમાં ૪૦ ખારવા હતા. તે વહાણે ૮ માસ સુધી મુસાફરી કરી, તેમાં ૧૫૧૨૦ રૂ. ખરચ થયું. હવે બીજી સફરમાં ૬૪ ખારવા થયા, અને ૧૦ માસ મુસાફરી ચાલી તો બીજી સફરનું ખરચ શું?

(૨૦) ૧૫ માણસોને ૩૭$\frac{૧}{૩}$ મણ ચોખા ૯$\frac{૪૩}{૪૫}$ મહિના ચાલે, તો ૧૦ માણસને ૫$\frac{૩}{૫}$ મહિનામાં કેટલા ચોખા જોઇશે?

(૨૧) ૨૦ માણસો ૫ દિવસમાં ૩ ચોપડીઓ લખે છે, તો બમણું કામ કરનારાં તેનાથી ૭ ગણાં માણસો આપેલા વખતના $\frac{૩}{૪}$માં કેટલી ચોપડીઓ લખશે?

(૨૨) ૧૨ માણસનું ૩૯ મૈલનું રેલવે ભાડું ૪૨ રૂ. થાયછે, તો ૨૦ માણસો ૧૦૫ રૂ. માં કેટલા મૈલ મુસાફરી કરશે?

(૨૩) દરરોજ ૭ કલાક પ્રમાણે કામ કરતાં ૫ ગજ લાંબી ૨ ગજ જાડી, ૪ ગજ ઉચી, દીવાલ ૨૦ કડીઆ ૧૨ દિવસમાં ચણે છે, તો દરરોજ ૧૦ કલાક પ્રમાણે કામ કરતાં ૫૦૦ ગજ લાંબી, ૪ ગજ જાડી ૧૬ ગજ ઉચી દીવાલ ચણતાં ૯૦ કડીઆને કેટલા દિવસ લાગશે?

(૨૪) ૫$\frac{૧}{૪}$ ખાં. બોજો ૧૧૪ ગાઉ લેઈ જવાને રૂ૨-૪-૦ પડે, તો ૩$\frac{૧}{૨}$ ખાં. બોજો રૂ૪-૬-૦માં કેટલા ગાઉ લેઇ જવાશે?

(૨૫) દરરોજ ૧૦.૧૬૪ કલાક પ્રમાણે ચાલતાં એક માણસ ૪$\frac{૧}{૨}$ દિ.માં ૧૪૨.૨ ગાઉ ચાલે છે; તો દરરોજ ૮.૪ કલાક પ્રમાણે ચાલતાં ૫૦૫.૬ ગાઉ જવાને તેને કેટલા દિવસ લાગશે?

(૨૬) દરરોજ ૮ કલાક પ્રમાણે કામ કરતાં ૨૫ માણસ એક કામ ૨૪ દિવસમાં કરેછે. હવે તેજ કામ ૩૦ માણસોએ ૧૬દિવસમાં કરેયું તો તેમણે દરરોજ કેટલાકલાક કામ કરયું હશે?

(૨૭) $૨\frac{૭}{૮}$ મણ અનાજ ૧૨ માણસને $૯\frac{૧}{૨}$ દિ. ચાલે તો $૫\frac{૨}{૫}$ મણ અનાજ ૨૫ છોકરાંને કેટલા દિવસ ચાલશે? પાંચ છોકરાં બે માણસ જેટલું અનાજ ખાયછે.

---

## સાંકળરીતિ.

૧૭૩. બરોબરના ચિન્હથી સંબંધ બતાવેલાં જુદાં જુદાં પરિમાણો આપ્યાં હોય, તે ઉપરથી એક પરિમાણની બરોબરનું બીજું પરિમાણ શોધી કહાડવાના રીતને **સાંકળરીતિ** કહે છે. હુંડીઓના હિસાબમાં એનો મુખ્ય ઉપયોગ છે. તેના બે જાતો છે (૧) **સાદી**, (૨) **સંયુક્ત.**

૧૭૪. આપેલા ભાવ પ્રમાણે એક ઠેકાણે અમૂક નાણું ભરવાથી બીજે ઠેકાણે કેટલું મળશે. અથવા એક ચલણી અમૂક નાણાની બરોબર બીજું ચલણી નાણું કેટલું આવશે, તે શોધી કહાડવાની રીતને **સાદી સાંકળરીતિ** કહે છે.

૧૭૫. કોઈ પણ અમૂક વખતે એક ઠેકાણે એક અમૂક વિકારી (ફરે એવી) રકમ આપવાથી બીજે ઠેકાણે કોઈ મુકરર રકમ મળે, તેને તે બીજા ઠેકાણાની **હુંડીનો ભાવ** કહેછે. અમદાવાદમાં રૂ૯૯ા આપવાથી મુંબાઈમાં રૂ૧૦૦મળેતો અમદાવાદમાં મુંબઈની હુંડીનો ભાવ રૂ.૯૯ા કહેવાય. જે ઠેકાણે હુંડી મોકલવી હોય ત્યાંતો ભાવમાં મુકરર રકમજ મળે, તે મુકરર રકમનો આંકડો ૧૦૦ હોયછે. જે ઠેકાણેથી હુંડી મોકલવી હોય ત્યાં બજારની હાલત પ્રમાણે ભાવ વિકારી (વખતે વખતે ઓછો વત્તો થાય એવા) હોયછે. જેમકે અમદાવાદમાં વખતે ૯૯, વખતે ૯૯ાા અને વખતે ૧૦૩, ઈ૦ આપીએ તો મુંબઈમાં રૂ૧૦૦ મળે.

૧૭૬. સાદી સાંકળરીતિ તે સાદી ત્રિરાશીજ છે. અને તેથી સાદી સાંકળરીતિના દાખલા સાદી ત્રિરાશીની રીતેજ થાયછે.

દા. અમદાવાદમાં મુંબઈની હુંડીનો ભાવ ૯૮॥।≈ છે, તો મુંબઈમાં રૂ ૩૨૫૦ લેવાને અમદાવાદમાં કેટલા ભરવા પડશે?

આ "મુંબઈમાં ૧૦૦ મેળવવા હોય તો અ૰માં ૯૮॥।≈ ભરવા; ત્યારે મુંબઈમાં ૩૨૫૦ લેવા હોય તો અ૰માં કેટલા ભરવા" આવો દાખલો થયો માટે સાદી ત્રિરાશી રીતઃ—

મુંબઈના ૧૦૦ : મું.ના ૩૨૫૦ : : અ. ૯૮॥।≈ : જ.

માટે $જ = \frac{૩૨૫૦ \times ૯૮॥।≈}{૧૦૦} = ૩૨૧૫\text{-}૭\text{-}૬$

બે કરતાં વધારે જુદાં જુદાં પરિમાણો વચ્ચે આપેલા સંબંધ ઉપરથી પહેલા પરિમાણના કોઈ અંક બરોબર છેલું પરિમાણ કેટલું આવશે, અથવા છેલાની બરોબર પહેલું કેટલું આવશે તે શોધી કહાડવાની રીતને સંયુક્ત સાંકળરીતિ કહે છે.

સંયુક્ત સાંકળરીતિના હિસાબ એક કરતાં વધારે ત્રિરાશીઓ કરવાથી થાય છે, પરંતુ ટુંકામાં તેને વાસ્તે નીચે પ્રમાણે રીત છે.

રીતઃ—બે ઉભી હારોમાં બરોબરના ચિન્હથી નીચે પ્રમાણે પદો ગોઠવવાં.

ડાબી તરફ જવાબનું પદ ખાલી રાખી, જે પરિણામની બરોબરનો જવાબ લાવવાનો છે તે જમણી તરફ લખવું. પછી એ જમણી તરફ મુકેલા પરિમાણની જાતનું બીજું પરિમાણ હોય તે ડાબી તરફ લખવું. અને એ ડાબી તરફના પરિમાણની બરોબર જે પરિમાણ આપ્યું હોય તે પાછું જમણી તરફ લખવું. એ પ્રમાણે જે પરિમાણની જાતનો જવાબ માગ્યો હોય તે પરિમાણ જમણી તરફ છેક છેલું આવે ત્યાં સુધી લખવું. પછી જમણી તરફનાં બધાં પદોના ગુણાકારને, ડાબી તરફનાં બધાં પદોના ગુણાકારે ભાગવો, ભાગાકાર આવશે તે જવાબ.

દા. અમદાવાદમાં રૂ ૯૭॥ આપીએ તો સુરતમાં રૂ ૧૦૦ મળે, અને સુરતમાં રૂ ૧૦૪ આપવાથી મુંબઈમાં રૂ ૧૦૦ મળે; ત્યારે અમદાવાદમાં રૂ ૧૫૦૦ આપવાથી તેના મુંબઈમાં કેટલા મળશે?

જવાબ = ૧૫૬૦ અ૦

અ. $\frac{૧૯૫}{૨}$ = ૧૦૦ સુ.

સુ. ૧૦૪ = ૧૦૦ મું.

માટેજ. = $\frac{૧૫૬૦\times૧૦૦\times૧૦૦\times૨}{૧૯૫\times૧૦૪}$

= $\frac{૧૦૦\times૧૦૦\times૨}{૧૩}$.

= ૩૧૫૩૮-૭-૪ $\frac{૬}{૧૩}$

આમાં અમદાવાદમાં રૂ૧૫૬૦ ની બરોબરના મુંબઇમાં રૂપીઆ લેવાનાછે, માટે ડાબી તરફ જવાબ લખી તેની બરોબર ૧૫૬૦ લખ્યા. પછી ૧૫૬૦ ની જાતનું પરિમાણ ૯૭॥ છે માટે તે ડાબી તરફ લખ્યા. અને તેની બરોબરના ૧૦૦ જમણી તરફ મુક્યા. તે સોની જાતના ૧૦૪છે માટે તે ડાબી તરફ લખ્યા, અને તેની બરોબર ૧૦૦ મુંબઇના મુક્યા. પછી રીત પ્રમાણે કરવાથી રૂ૧૫૩૮-૭-૪ $\frac{૬}{૧૩}$ જવાબ આવ્યો.

કારણ. જો ઉપરનો હિસાબ બે સાદિ સાંકળરીતિ ત્રિરાશીથી કરીએ તોઃ—

૧. અમદાવાદમાં ૯૭॥ ની બરોબર સુરતમાં ૧૦૦ તો અમદાવાદમાં રૂ૧૫૬૦ ની બરોબર સુરતમાં (૧૫૬૦×૧૦૦)÷$\frac{૧૯૫}{૨}$ આવે.

૨. સુરતમાં ૧૦૪ ની બરોબર મુંબઇમાં ૧૦૦ તો સુરતમાં (૧૫૬૦×૧૦૦)÷$\frac{૧૯૫}{૨}$ની બરોબર મુંબઇમાં (૧૫૬૦×૧૦૦×૧૦૦)÷($\frac{૧૯૫}{૨}$×૧૦૪) આવે. એ ઉપર પ્રમાણેજ છે, માટે ઘણી ત્રિરાશીઓ લખવાની અને જુદા ગુણાકાર ભાગાકાર કરવાનો વખત અને મેહેનત બચાવવાને રીતમાં બતાવ્યા પ્રમાણેજ ટુંકામાં લખીએ છીએ.

કેટલાક લોકો બરોબરનું ચિન્હ લખવાને બદલે સાંકળના જેવા આકાર કરીને બુણા ઉપર પદો લખેછે, માટે તેને સાંકળરીતિ કહેછે. પરંતુ બરોબરનું ચિન્હ વાપરવાથી તેમાં ઝટ સમજણ પડેછે.

ભાંજણી અને એક દેશના પરિમાણને બીજા દેશમાં આણવાના હિસાબ એ પણ સાંકળરીતિનોજ પ્રકાર છે. તેમ બીજા કેટલાક દાખલા પણ એ રીતે થાયછે.

દા. ૨. ૫ શેર ઘઉ આપવાથી ૭ શેર બાજરી મળે, ૧૫ શેર બાજરીથી ૧૮ શેર તુવરો મળે. ૧૧ શેર તુવરોના ૧૩

શેર અડદ મળે, અને ૩ શેર અડદના ૨॥ શેર મઠ મળે તો ૯ મણ ઘઉંના કેટલા મઠ આવશે?

જવાબ મઠ=૯મ.=૩૬૦ શેર ઘઉં.

ઘઉં શે. ૫=૭ શે. બાજરી.

બાજરી શે. ૧૫=૧૮ શે. તુવરો.

તુવરો શે. ૧૧=૧૩ શે. અડદ.

અડદ શે. ૩=૨॥ શે. મઠ.

માટે. $\frac{૩૬૦\times૭\times૧૮\times૧૩\times૨॥}{૫\times૧૫\times૧૧\times૩}=\frac{૬૫૫૨}{૧૧}=૫૯૫\frac{૭}{૧૧}$ શે.

$=૧૪$મ. $૩૫\frac{૭}{૧૧}$ શે. જ.

## મનોયત્ન ૭૨.

(૧) અમદાવાદમાં ભરૂચની હુંડીનો ભાવ ૯૫॥-) છે. તો અમદાવાદમાં રૂ૯૭૭૮॥ ભરવાથી ભરૂચમાં કેટલા મળશે?

(૨) ૧૦૦ મુંબઈગરાની કીમત ૧૧૬॥-) બાબાશાઈ થાય છે, તો ૨૦૮૫૦ બાબાશાઈના મુંબઈગરા કેટલા આવશે?

(૩) ૧૨ શેર ઘઉંની કીમત ૧૭ શેર બાજરીની કીમત બરોબર છે. ૨૪ શેર મગ ૨૦ શેર ચોખાની બરાબર છે, તો મણ ૧॥। ઘઉંના ચોખા કેટલા આપશે?

(૪) ૨ ઘોડાની કીમત ૩ ગાયની કીમત બરાબર છે, અને ૨ ગાયોનું મૂલ ૭ ઘેટાંના મૂલની બરોબર છે, અને દરેક ઘેટાની કીમત સરેરાશ રૂ૩) છે ત્યારે દરેક ઘોડાની કીમત શી?

(૫) અમદાવાદમાં ૯૫॥ ભરવાથી સુરતમાં ૧૦૦ મળેછે, સુરતમાં ૧૦૨॥ ભરવાથી મુંબઈમાં રૂ૧૦૦ મળેછે, અને મુંબઈમાં ૯૭॥ ભરવાથી પુનામાં ૧૦૦ મળેછે. હવે મારે પુનામાં એક જણનું રૂ૫૦૦-૮-૦ નું દેવું છે તેને વાસ્તે અમદાવાદમાં કેટલા ભરવા?

(૬) મારી પાસે ૧૨૭૫ રૂ. બાબાશાઈ છે, તેના મુંબઈગરા લાવવા છે. બાબાશાઈ રૂ૧૧૮॥। આપવાથી રૂ૧૦૦ મુંબઈગરા મળેછે, અને ૧૧૬॥ બાબાશાઈ=૧૦૦ રૂ. શકાઈ, ૧૦૨॥। રૂ. શકાઈ=૧૦૦ સુરતી, અને ૧૦૧ રૂ. સુરતી=૧૦૦ મુંબઈગરા મળેછે ત્યારે કેઈ રીતે મુંબઈગરા લેવામાં ફાયદો થશે, અને તે કેટલો?

(૭) કલકત્તામાં રૂ૧૦૦૦૦ આપવાના છે. અમદાવાદમાં રૂ૧૦૩ ભરવાથી કલકત્તે રૂ૧૦૦ મળેછે, માટે બારોબાર ન મોકલતાં સુરત, મુંબઈ, અને પુને થઇને કલકત્તે મોકલ્યા. ૯૮॥ અ૦=૧૦૭ સુ૦ છે; ૧૦૨ સુ૦=૧૦૦ મું૦ છે, ૯૭॥ મું૦ =૧૦૦ પુનેછે, અને ૯૯॥ પુ૦=૧૦૦ કલ૦છે, તો એ બીજી રીતે મોકલતાં કેટલો ફાયદો થશે.

(૮) ૫ પુરૂષ ૮ સ્ત્રિયો જેટલું કામ કરે, અને ૭ સ્ત્રિયો ૧૨ છોકરાં જેટલું કામ કરેછે, ત્યારે જે કામ ૧૭ છોકરાંએ ૧૫ દિવસમાં કર્યું, તેજ ૧૩ પુરૂષો કેટલા દિવસમાં કરશે?

(૯) ૧૯ પાઘડીઓનાં ૧૫ શેલાં આવે, ૧૭ શેલાંના ૨૧ ધોતીજોટા, ૩૦ ધોતીજોટાના ૫૭ એસ, અને ૨૪ એસની ૬૦ ચાદરો આવે, તો ૧૦૨ પાઘડીની ચાદરો કેટલી?

(૧૦) ૭ ઘોડાના ઘાસમાં ૧૩ ગાયો ચરેછે. ૧૬ ગાયોના ઘાસમાં ૧૪ બળદ ચરેછે, ૨૬ બળદના ઘાસમાં ૫૬ ઘેટાં ચરેછે, તો ૯૬ ઘોડા ચરે એટલા ઘાસમાં કેટલાં ઘેટાં ચરે?

(૧૧) જેટલી જગામાં ૩ શેર પાણી માય તેટલી જગામાં ૨૨॥ શેર લોઢું માય છે. ૧૫ શેર લોઢું માય તે જગામાં ૨૧ શેર રૂપું માયછે, ૧૫॥। શેર રૂપું માય તે જગામાં ૧૩॥ શેર ત્રાંબું માયછે, ૧૮ શેર ત્રાંબું માય તે જગામાં ૧૪ શેર જસત માયછે, ૭ શેર જસત માય તે જગામાં ૧૩॥ શેર પારો માયછે, ૨૦ શેર પારો માય તે જગામાં ૨૮॥ શેર સોનું માયછે, ત્યારે ૧ શેર પાણી માય તેટલી જગામાં સોનું કેટલું માય?

**મનોયત્ન ૭૩.** (પરચુરણ દાખલા.)

(૧) દર મહિને રૂ૨૯૧-૧૦-૮ ના પેદાશ ઉપર દર વરસે રૂ૧૦, કર આપવા પડેછે તો દર મહિને રૂ૭૭૬-૫-૪ ના પેદાશ ઉપર વરસે કેટલો કર આપવો પડે?

(૨) એક ગૃહસ્થના વાર્ષિક પેદાશ ૫૦૦રૂ. છે,અને તે દર રોજ ૧૧ આ. ૬ પા. ખરચેછે, તો તેને વરસે શું પડ્યું રહેશે?

(૩) એક રબારીને ત્યાં ૧૨૦૦ ઘેટાં છે તેમાં ૧૧ ઘેટાં નું ૨૫ શેર ઉન નિકળેછે તેના રૂ૮॥। આવેછે. તો એ બધાં ઘેટાંના ઉનની શી કીમત?

(૪) જો ૫ મણ ૨॥ શેર ચાની કીમત ૮ મણ ૨॥ શેર કોફીની કીમત બરોબર હોય, તો ૭૫ મણ ૧૮॥ શેર કોફીને બદલે કેટલી ચા આપવી પડે?

(૫) એક ભંડાર ૩૦૦ માણસોને ૧૧ દિવસ ચાલે એટલો છે. હવે તે ભંડાર ૨૭ દિવસ ચલાવવો હોય તો તેમાંથી કેટલાં માણસ કહાડી મુકવાં જોઇએ?

(૬) પાંચ એકર જમીનનું ઘાસ ૮૫ ગાયો ચરે તો તેમને ૨૨ દિવસ ચાલે. હવે તે ઘાસ ૧૭ દિવસમાં થઈ રહ્યું, તો કેટલી ગાયો ચરવામાં વધી તે કહો?

(૭) જો ૬૭૦ માણસનું વસ્ત્ર ખરચ ૧૨૮૯ પૌંડ ૧૫શિ. પડે તો એક પલટણમાં ૯૧૧ માણસ છે તેનું વસ્ત્ર ખરચ શું પડશે?

(૮) રાતના આઠ વાગે એક ઘડીઆળને બરોબર મુક્યું બીજે દિવશે મધ્યાને તોપ પડી ત્યારે માલમ પડ્યું કે તેમાં બારમાં ૧૦$\frac{1}{2}$ મિનિટ ઓછા છે. ત્યારે તેજ દિવસે સવારના બરોબર પાંચ વાગ્યા તે વખતે એ ઘડીઆળમાં કેટલા વાગેલા?

(૯) સોમવારને દિવસે બપોરે બે ઘડીઆળ બરોબર મુકેલાં છે. તેમાનું એક ઘડીઆળ દરરોજ ૧ મિનિટ આગળ ચાલેછે, અને બીજું દરરોજ એક મિનિટ પાછળ પડેછે. હવે સોમવાર પછીના શુક્રવારને દિવસે પેહેલા ઘડીઆળમાં સવારના ૭ ક. ૧૧$\frac{3}{4}$ મિ. થએલા છે, તો તે વખતે બીજામાં કેટલા વાગ્યા હશે? અને ખરેખરો વખત કેટલો?

(૧૦) જમીન ભરવાની સાંકળ ૬૬ ફુટ લંબાઈની હોયછે. અને તેના ૧૦૦ સરખા ભાગ કરેલા હોયછે; તે દરેકને લિંક કહેછે. હવે એક ભીંતની લંબાઈ ૨૪૫૬ લિંક થઈ ત્યારે તે કેટલા યાર્ડ લાંબી હશે?

(૧૧) રૂ૧૦૦ નો ગોળ ૧૫ માટલામાં ભરીએ તો દર માટલાની કીમત રૂ૬-૧૦-૮ પડેછે, ત્યારે તેટલાજ રૂ. નો ગોળ સરખે સરખાં ૨૮ માટલામાં ભર્યો તો દર માટલે શું પડશે?

(૧૨) ૭। રૂ. મણ ખાંડ હોય તો રૂ૨૭)≡ની કોથળીમાં ૩॥મણ ખાંડ આવેછે. ત્યારે હવે ખાંડનો ભાવ ૮ રૂ. મણ હોય

તો તેટલી કીમતની ખાંડની કોથળીમાં કેટલી ખાંડ આવશે?

(૧૩) ૨૧૫ માણસને ૧૫ દિવસ ચાલે એટલું અનાજ હતું, પણ તેમાંથી ૮૬ માણસ ગામ ગયાં, તો બાકીનાંને તે અનાજ કેટલા દિવસ ચાલશે?

(૧૪) ૭૨૫ માણસને ૧૪ દિવસ ચાલે એટલું અનાજ હતું. પણ તેમાં બીજાં ૬૫ માણસ આવ્યાં, ત્યારે તે બધાંને તે અનાજ કેટલા દિવસ ચાલશે?

(૧૫) ૧ રૂપીઆમાં ૧૬૫ ગ્રેન શુદ્ધ રૂપું છે, તો તે ૭૬ તોલા ૯ વાલ શુદ્ધ રૂપામાંથી કેટલા રૂપીઆ પડશે, અને છેવટે કેટલું રૂપું વધશે?

(૧૬) ૩૨૪ પૃષ્ટની ૨૦૦૦ ચોપડીઓ છપાવતાં ૨૮ રીમ અને ૦૧ દસ્તો કાગળ વરે છે, કાગળના દરેક રીમની કીમત રૂ૭-૧૪-૦ છે તો તેટલાજ કદની ૫૦૦૦ નકલો છપાવતાં શું ખરચ થશે?

(૧૭) ૫ ઘોડાને ૮ ગાયો જેટલું ઘાસ જોઇએછીએ, અને ૧૫ રૂ.નું ઘાસ ૧૨ ગાયોને ૬૪ દિવસ ચાલે છે, તો ૨૫ ઘોડાને રૂ૪૧-૪-૦નું ઘાસ કેટલા દિવસ ચાલશે?

(૧૮) દરરોજ ૧૧કલાક કામ કરતાં ૧૨૪માણસો ૫ દિવસમાં ૧૧૦ યાર્ડલાંબી,૩ ફુ. પહોળી અને ૪ફુ. ઉંડી ખાઈ ખોદે છે, એ પ્રમાણે દરરોજ ૯ કલાક કામ કરીને તેમાંનાં અડધાં માણસોએ ૭દિવસમાં એક બીજી ખાઈ ખોદી, તો તે બીજી ખાઇમાં કેટલા ઘનફુટ પાણી માશે ?

(૧૯) ૭ માણસો ૧૬ દિવસમાં ૧૩૨૦ હાથ લાંબા અને ૮૮૦ હાથ પહોળા ખેતરની કાપણી કરે છે, તો ૧૩૩૦ હાથ પહોળું ખેતર ૪ માણસોએ ૪૨ દિવસમાં કાપ્યું તેની લંબાઈ કેટલી હશે?

(૨૦) એક લોઢાનો થાંભલો ૧૬ ફુટ લાંબો, $2\frac{1}{4}$ફુ. પહોળો અને ૮ ઈંચ જાડો છે તેનું વજન ૧૨૮૦ પૌંડ છે, તો તે ધાતુનો તેવોજ થાંભલો ૨૦૨૮ પૌંડ વજનનો $3\frac{1}{4}$ ફુ. પહોળો અને $7\frac{1}{2}$ ઈંચ જાડો છે તેની લંબાઈ કેટલી?

(૨૧) ૧૨ ઘોડા અને ૩૫ બળદ મળીને ૮ દિવસમાં ૧૨

મણ ૧૨ શેર દાણો ખાય છે. તેમાં ૩ ઘોડા જેટલું ખાયછે તેટલું ૭ બળદ ખાય છે. અને દાણાનો ભાવ દોઢ રૂપીએ મણ છે તો, એક માણસને ત્યાં ૯ ઘોડા અને ૧૨ બળદ છે તેનું ૬૨ મહિને શું ખરચ ઉપડતું હશે? (મહિનાનાં ૪ અઠવાડીયાં).

(૨૨) ૧ પુરૂષ અને ૨ સ્ત્રિયો મળીને એક કામ ૧૦ દિ. માં કરે, તો એથી ચોગણું કામ ૨ પુરૂષ અને ૧ સ્ત્રિ મળીને કેટલા દિવસમાં પુરૂં કરશે? માણસ અને સ્ત્રિના કામનું ગુણોત્તર ૩:૨ છે.

(૨૩) રૂ૬૯-૧૦-૦ આપવાથી ૧૬ માણસ ૧૮ દિવસ કામ કરે છે, તો રૂ૧૯૯-૧૪-૦ માં ૨૭ દિવસ સુધી કેટલાં માણસ કામ કરશે?

(૨૪) વાતાવરણના ૧૦૦ ભાગમાં ૭૯ ભાગ નાઇટ્રોજન અને બાકીનો ઓક્સીજન વાયુ છે. તો એક ઘનફુટ હવામાં ઓક્સીજન કેટલા ઘનઇંચ હશે?

(૨૫) એક ડાલરની કીમત ૪શિ. ૨પે. છે, અને ૧ શિ. ૧૦$\frac{1}{2}$પે.નો એકરૂપીયો થાયછે,ત્યારે ૨૦૫૪૩.ના $\frac{3}{4}$ના ડાલર કેટલા?

(૨૬) **અ** ૨ઠી સપ્ટેમ્બરે મુસાફરી કરવા નિકળ્યો, તે દરરોજ ૩૦ ગાઉ ચાલેછે. **બ** ૧૧મી સપ્ટેમ્બરે તેની પાછળ પડ્યો. તે દરરોજ ૪૫ મૈલ ચાલે છે, ત્યારે **બ** કેઈ તારીખે અને કેટલા ગાઉ ગયા પછી **અ**ને પકડશે?

(૨૭) આપણો મણ ૪૦ શેરનો થાયછે અને બંગાળ એથી બમણો છે. બંગાળી ૩૫શેર બરોબર ૭૨ પૌં. (એવ.) છે, ત્યારે આપણો મણ કેટલા પૌંડનો?

(૨૮) **અ**ને **બ** ૨૧ દિવસમાં એક કામ કરે, તેજ કામ **અ** એકલો ૨૮ દિવસમાં કરે છે, તો **બ** એકલો કેટલા દિવસમાં કરી રહેશે?

(૨૯) ઘડીઆળમાં બંને કાંટા ઉપરા ઉપરી ૫ અને ૬ના વચમાં છે, ત્યારે તે વખતે કેટલા વાગ્યા હશે?

(૩૦) બાર વાગે બરોબર મુકેલું ઘડીઆળ ૫ વાગે ૫માં દશ મિનિટ ઓછા બતાવે છે, ત્યારે તે પુરા પાંચ બતાવે તે વખત ખરેખરા કેટલા વાગ્યા હશે?

(૩૧) બે માણસ એક ગામથી એકજ વખતે ઉલટી દિશામાં નિકળ્યા. એક દરરોજ ૨૪ ગાઉ ઉત્તરમાં ચાલે છે, અને બીજો ૨૧ ગાઉ દક્ષિણમાં ચાલેછે તો તે બેની વચે ૧૦૦૦ ગાઉનું અંતર કેટલી મુદતે પડશે?

(૩૨) ૮ ઈંચ પહોળાઈના પાટીઆની કેટલી લંબાઈ હોય તો તેનું પૃષ્ઠફળ ૧ ચો. યાર્ડ થઈ રહે?

(૩૩) ૨૨૦ યાર્ડ લાંબું અને ૨૨ યાર્ડ પહોળું એવા ખેતરને બદલે ૧૨૧ યાર્ડ લંબાઈમાં કેટલો પહોળો કકડો જોઈએ?

(૩૪) એક ભીંત ચણવામાં ૧૨ ઈંચ લાંબી, ૯ ઈંચ પહોળી અને ૨ ઈંચ જાડી ઈંટો ૪૫૦૦ જોઈએ છીએ, તો તેને બદલે ૯ ઈંચ લાંબી ૬ ઈંચ પહોળી અને ૧॥ ઈંચ જાડી ઈંટો કેટલી જોઈશે?

(૩૫) એક દેવાળીઓ દર રૂપીએ ૭ આ. પ્રમાણે ચુકવે તેના કરતાં દર રૂપીએ ૫॥ આના પ્રમાણે ચુકવે તો તેને ૩૨૮૯-૪-૦ બચે છે. ત્યારે તેનું કરજ કેટલું?

(૩૬) એક ઘીયો ૧ મણે ૧॥ શેર ૩રૂ. ભાર ઘી ઓછું આપે છે, એ પ્રમાણે ૬૫૨॥ મણ ૧૭॥ શેર ઘી આપ્યું ત્યારે તેને કેટલા શેર બચ્યું હશે?

(૩૭) એક ફુડીઆએ એક કણબીને ઠગીને મણનું ૪૦॥ શેર અનાજ જોખી લીધું. પછી માલમ પડ્યું કે તેની પાસે ૭ મણ ૨॥ શેર અનાજ વધારે આવ્યું. ત્યારે એની પાસે ખરેખરૂં અનાજ કેટલા મણ હશે?

(૩૮) **અ** અને **બ** એ બંનેએ દેવાળું કહાડ્યું તે બંનેનું કરજ બરાબર હતું હવે **અ** ના પાસે દર પૌંડ ૧૫ શિ. ૪$\frac{1}{2}$પે. પતાવે એટલા પૈસા છે. અને **બ**ની પાસે ૧પૌંડે ૭શિ. ૬$\frac{3}{4}$પે. પતાવે એટલા પૈસા છે. આ ઉપરથી માલમ પડ્યું કે **બ**ના કરતાં **અ**ની પાસે ૧૩૦૪ પૌંડ ૧૭ શિ. વધારે છે, ત્યારે દરેકનું કરજ કેટલું?

(૩૯) ૧ રૂપીએ સાત પાઈ વેરો આવતાં એક માણસ પાસે ૬૯૨૮-૩-૦ રહ્યા ત્યારે તેની આવક કેટલી?

(૪૦) રૂ૧॥। એ મણ દુધ હોય તો રૂ૧ની બાસુદી ૭ શેર

આવેછે, ત્યારે ૩૨॥એ મણ દુધ હોય તો ૯રૂ. ની બાસુદી કેટલી આવશે?

(૪૧) દરરોજ ૧૪ કલાક પ્રમાણે ચાલતાં એક માણસે પોતાની અરધી મુસાફરી ૯ દિવસમાં પુરી કરી°તો એ પ્રમાણે દરરોજ ૧૦ અવર ચાલીને બાકીની અરધી તે કેટલા દિવસમાં પુરી કરશે?

(૪૨) **અ** ૫૧ ગાઉ ચાલ્યો, પછી **બ** તેને પકડવા નિકળ્યો, હવે **અ** ૧૬ ગાઉ ચાલેછે તેટલામાં **બ** ૧૯ ગાઉ ચાલેછે ત્યારે **બ**એ **અ**ને પકડ્યો ત્યાં સુધીમાં દરેકને કેટલું ચાલવું પડ્યું હશે?

(૪૩) ૫ પુરૂષો ૪૮૪ ધનફુટ જમીન ૧૦ દિવસમાં ખોદે છે, અને ૩૬ સ્ત્રિયો ૫૦૭ ધનફુટ ૨૫ દિવસમાં ખોદે છે. ત્યારે ૨૫ પુરૂષો અને ૧૦૦ સ્ત્રિઓ એ બંને એકઠાં મળીને ૨૦૦ ધનફુટ કેટલા દિવસમાં ખોદી રહેશે?

(૪૪) ૬ માણસ ને ૫ છોકરાં અથવા ૩ માણસ ને ૧૧ છોકરાંને ૧૧૯રૂ. ૧ મહિનો ચાલેછે. ત્યારે ૭ માંણસ અને ૨૦ છોકરાંને ૫૦૦રૂ. કેટલા માસ ચાલશે?

(૪૫) ૫ મિનિટમાં ૮ બંદુકમાંની દરેક ૩ વખત છોડીએ તો ૧⅔અવરમાં ૧૨૦૦ પૌંડ દારૂ જોઇએ, અને તેટલાજ વખતમાં ૭ બંદુકમાંની દરેક ૪ વખત છોડીએ તો પણ તેટલોજ દારૂ વપરેછે. ત્યારે દરેક જાતની ૧૦ બંદુકો ૪ કલાક સુધી છોડવાને કેટલો દારૂ જોઇશે?

(૪૬) ૩ પુરૂષ, ૨ સ્ત્રિયો, અને ૬ છોકરાં અથવા ૪ પુરૂષ અને ૭ છોકરાં મળીને ૧૨૫ ગજ લુગડું ૬ દિ. માં વણે છે. અને બે સ્ત્રિયોનું કામ ૩ છોકરાના કામની બરોબર છે તો, ૪ માણસ ૪ સ્ત્રિયો, અને ૪ છોકરાં મળીને ૨૦ દિવસમાં કેટલું વણશે?

(૪૭) **અ** ૧¼ એકર જમીન ૨¼ કલાકમાં ખોદે છે. અને **બ** ૧½ એ. જમીન ૨½ કલાકમાં ખોદે છે. તો તે બંને એકઠા મળી ૧૦½ એકર જમીન કેટલી વારમાં ખોદશે? અને એક એકરે ૨ આના પ્રમાણે કામ પુરૂં થયા પછી દરેકને શું મળશે?

(૪૮) રેલવેની ગાડીના એક પૈડાનો ઘેરાવો ૧૬ ફુટ છે અને તે ગાડીનો વેગ ૧ કલાકે ૨૫ મૈલ છે તો ૫ મિનિટમાં તે પૈડું કેટલા આંટા ફરશે?

(૪૯) ૧૦૦૦ ડગલા કરાવવા છે. દરેક ડગલામાં ૧$\frac{3}{4}$વાર પનાનું ૨$\frac{3}{4}$ વાર કપડું જોઇએ છીએ, તે ડગલાઓમાં અસ્તર કરવાને $\frac{3}{4}$ વાર પહોળાઈની કેટલા ગજ છીંટ જોઇશે?

(૫૦) ૨૪ માણસો એક કામ ૧૨ દિવસમાં કરે તો ૬ માણસો તેનાથી ત્રમણું કામ કેટલા દિવસમાં કરશે?

(૫૧) ૩૦ રીમમાંથી ૫૦૦ ચોપડીઓ બનાવતાં ૯૦૦ કાગળ ખુટ્યા તો તેનાથી અડધા કદની ૧૫૦૦ ચોપડીઓ છપાવવાને કેટલા કાગળ જોઇશે?

(૫૨) એક પુરૂષને દરરોજ શેર અનાજ જોઇએ છીએ. ૭ સ્ત્રિઓને ૪ પુરૂષો જેટલું જોઇએ છીએ, અને ૧૬ છોકરાંને ૧૧ સ્ત્રિયો જેટલું જોઇએ છીએ. ત્યારે એક કુટુંબમાં ૭ પુરૂષ, ૮ સ્ત્રિયો, અને ૯ છોકરાં છે, તેમને ૨૧ દિવસમાં કેટલું અનાજ જોઇશે?

(૫૩) જો ૨ ઘોડાની ૭ ગાયો અને ૩ ગાયોનાં ૫ ઘેટાં આવે અને એક ઘેટાની કીમત રૂ. ૪૫૩. હોયતો ૧૦ ઘોડાની કીમત શી?

(૫૪) એક કામ ૬ પુરૂષો અથવા ૧૦ સ્ત્રિયો ૧૫ દિવસમાં કરેછે. તેમાંથી ૪ પુરૂષો અને ૪ સ્ત્રિયોએ ૫ દિવસસુધી કર્યું, તો બાકીનું કામ ૪ દિવસમાં કરી નાંખવાને બીજા કેટલા પુરૂષો કામે લગાડવા જોઇએ?

## વ્યાજ.

૧૭૯. દુનિયાંદારીના વ્યવહારમાં ઘણી વખત માણસોને એક બીજા પાસેથી વસ્તુઓ લેવા આપવાની જરૂર પડે છે. કેટલીક વસ્તુઓ એવી હોય છે, કે જેવી લીધી હોય તેવીજ તે પાછી આપી શકાય છે. જેમકે ઘર, ખેતર, પ્રાણીઓ ઇ૦ કેટલીક વસ્તુઓ લીધી હોય તેવીજ નહીં, પણ તેમના જેવી બીજી વસ્તુઓ પાછી આપી શકાયછે. જેમકે પૈસા, દાણા,

વગેરે. જ્યારે એક માણસ કોઈ બીજા માણસની વસ્તુનો ઉ-પભોગ કરે છે ત્યારે તે ઉપભોગ કરનારે, જે માણસની વ-સ્તુનો ઉપભોગ કર્યો તેને કંઈ નફો આપવો જોઈએ. ઘર, પ્રા-ણીઓ, ગાડી, વગેરેનાં ઉપભોગને બદલે આપણે ભાડું આ-પીએ છીએ; તેમજ કોઈ બીજા માણસના રૂપીઆ આપણે આ-પણા કામ સારૂ લેતી વખતે તે માણસને જે નફો આપવાનું આપણે કબૂલ કરીએછીએ તેને **વ્યાજ** કહેછે.

૧૮૦. દર વરસે દર સેકડે અથવા દર મહિને દર સેકડે જે નફો આપવાનો ઠરાવ્યો હોય તેને **વ્યાજનો દર** કહે છે, જેમ કે આપણે કોઈના રૂ.૧૦૦ લીધા અને તે બદલ તેને દર વરસે પાંચ રૂપીઆ નફો આપવાનું કહ્યું તો તે રૂપીઆ દર વરસે દરસેકડે પાંચ રૂપીઆ વ્યાજની બોલી કરીને લીધા એમ ક-હેવાય છે. ગુજરાતમાં વેપારી લોકો વ્યાજનો દર દરવરસે સો રૂપીએ નથી ઠરાવતા, પણ દર મહિને સો રૂપીએ અથવા ૧ રૂપીએ અમૂક વ્યાજ ઠેરવે છે. જેમકે બાર આનાની તરીએ ૧૦૦ રૂપીઆ લીધા, એટલે ૧૦૦ રૂપીએ એક મહિને બાર આના વ્યાજ આપવાનું કબૂલ કરી રૂપીઆ લીધા. પણ જો દોકડાની તરીખ હોય તો, ૧ રૂ.એ ૧ મહિને કેટલા દોકડા વ્યાજ ઠરાવીને રૂ. લીધા કહેવાય. જ્યારે કોઈ રકમ કંઈ આપ્યા વગર લીધી હોય, ત્યારે તે ઉછીની લીધી એમ કહેવાય છે. એમાં વ્યાજને બદલે કંઈ ઉપકાર માનવાનું કે બદલો વાળવાનું હોય છે.

૧૮૧. જે રકમ કરજે લઈએ તેને **મુદ્દલ** કહે છે. જેટલા દિવસ કરજે લીધેલી રકમ દેણદાર પાસે રહે તેટલા દિવસને **મુદત** કહેછે. મુદતના પ્રમાણમાં રૂપીઆનો જે નફો લેણદારને મળે તેને **વ્યાજ** કહેછે. અને મુદલ તથા વ્યાજ મળી જે રકમ થાય તેને **રાસ** અથવા **વ્યાજ મુદ્દલ** કહેછે.

વ્યાજ બે જાતનાં થાય છે. (૧) **સાદું** (૨) ચક્રવૃદ્ધી,

## સાદુંવ્યાજ.

૧૮૨. દેણદારે લીધેલી મુદલ રકમનુંજ વ્યાજ છેવટ સુધી એટલે જ્યાંસુધી તેણે રૂપીઆ રાખ્યા ત્યાંસુધી કહાડવું, તેને **સાદુંવ્યાજ** કહે છે.

૧૮૩. રીતઃ—મુદલ, મુદતનાં વર્ષ, અને વ્યાજનો દર એ ત્રણેના ગુણાકારને ૧૦૦ એ ભાગતાં જે આવે તે વ્યાજ થયું.

કારણઃ—જો આપણે મુદલને વાસ્તે મ રૂપીઆ લેઇએ, મુદતનાં વરસને વાસ્તે વ લેઇએ, અને દરને વાસ્તે દ લેઇએ, તો ૧ વરસે ૧૦૦ રૂપીએ દ વ્યાજ છે માટે વ વર્ષે ૧૦૦ રૂપીએ દ×વ વ્યાજ થયું. ફરીને વ વર્ષે ૧૦૦ રૂપીએ દ×વ રૂપીઆ વ્યાજ છે તો વ વર્ષે મ રૂપીએ દ×વ×મ÷ ૧૦૦ વ્યાજ થયું, આ ઉપરથી ઉપરની રીત નિકળી છે.*

દા. ૧ દર વરસે દર સેકડે ૪ ટકા પ્રમાણે ૬૫૦ રૂપીઆ નું ૩ વર્ષનું વ્યાજ શું થશે?

$$\left.\begin{array}{l}૧ : ૩ \\ ૧૦૦ : ૬૫૦\end{array}\right\} :: ૪$$

આમાં એક વરસે ૪ રૂપીઆ વ્યાજ તો ૩ વરસે વધારે માટે સમત્રીરાશી થઈ, અને તેથી ૧ : ૩ લખ્યા, ફરીને ૧૦૦ રૂપીઆનું વ્યાજ ૪ રૂપીઆ તો ૬૫૦ નું વધારે, તે પણ સમત્રીરાશી થઈ, માટે ૧૦૦:૬૫૦ લખ્યા. અને તેથી $\frac{૪\times૩\times૬૫૦}{૧\times૧૦૦}$=૭૮ રૂ. જવાબ.

૧૮૪. એક મહિને ૧૦૦રૂ. એ જેટલા આનાની તેરીખ કહી હોય તેને ૧૨ એ ગુણીએ તેટલા આના દરવરસે દર સેકડે વ્યાજનો દર થાય પણ ૧૨ તે ૧૬ નો પોણો ભાગ છે માટે આપેલા આનાની તરીખને પોણા કરીએ તેટલા રૂ. દરવરસે દર સેકડે વ્યાજનો દર થાય. જેમ ૫ આનાની તેરીખ હોય તો દર વરસે દર સેકડે ૬૦ આ.૩॥। રૂ. થાય. તેમજ દોકડાની

*વિદ્યાર્થી પાસે રીત મોઢે કરાવીને દાખલા ન કરાવવા પણ ત્રિરાશી અથવા પંચરાશીપ્રમાણે પ્રમાણ માંડી કરાવવા કે જેથી એ રીત બરોબર માલમ પડે ને વિચાર શક્તિ કામમાં લેવાય.

તેરીખ કહી હોય તો એક મહિને એક રૂપીએ તેટલા દોકડા થાય, અને તેથી એક મહિને ૧૦૦ રૂપીએ તે દોકડા જેટલા રૂપીઆ થાય, અને દર વરસે દર સેકડે તે દોકડાથી બાર ગણા રૂપીઆ વ્યાજનો દર કહેવાય.

૧૯૫. જ્યારે આના અથવા દોકડાની તેરીખ કહી હોય, ત્યારે તે ઉપરથી દર વરસે દર સેંકડે વ્યાજ કેટલું થાય તે કહાડવું. પછી ઉપર પ્રમાણે હિસાબ કરવો. અથવા પૃષ્ઠ ૧૪૬ મે (૧૬ માં) બતાવ્યા પ્રમાણે એકદમ પણ એ હિસાબ થાય.

દા. ૧. છ આનાની તેરીખે ૩૦૦રૂ.નું પાંચ વરસનું વ્યાજ શું?

આમાં એક મહિને ૧૦૦ રૂપીએ ૬ આના વ્યાજ છે, માટે દર વરસે દર સેકડે ૪॥રૂ. દર થયો. માટેઃ—

$$\left.\begin{matrix}1 : & 5\\ 100 : & 300\end{matrix}\right\} :: ૪॥$$

$$\frac{૫\times૩૦૦\times૪॥}{૧\times૧૦૦} = ૬૭॥ \text{ રૂપીઆ વ્યાજ.}$$

દા. ૨ દોડ દોકડા લેખે ૫૪૦ રૂ.નું ૨॥ વરસનું વ્યાજ શું?

દોડ દોકડાની ૨૪ બદામ માટે એક મહિને ૧૦૦ રૂપીએ ૨૪ આના વ્યાજ થયું અને તેથી દર વરસે દર સેકડે (ચોવીસ પોણું) અઢાર રૂપીઆ વ્યાજ માટેઃ—

$$\left.\begin{matrix}1 : & ૨॥\\ 100 : & 540\end{matrix}\right\} :: 18$$

$$\frac{૨॥\times૫૪૦\times૧૮}{૧\times૧૦૦} = ૨૪૩ \text{ રૂ. જવાબ.}$$

૧૯૬. મુદતમાં વરસ, મહિના, અને દિવસ કહ્યા હોય તો તેમને વ્યવહારી અપૂર્ણાંકમાં વરસનું રૂપ આપી ઉપર પ્રમાણે જવાબ કહાડવો. અથવા વરસ, મહિના, અને દિવસનું જુદું જુદું વ્યાજ કહાડી તેમનો સરવાળો લેવો. અમુક દિવસથી અમુક દિવસ સુધીનું વ્યાજ કહાડવું હોય તો એ બંને દિવસની વચ્ચે જેટલી મુદત થાય તેનું વ્યાજ કહાડવું.

**મનોયત્ન ૭૪.**

| | વ્યાજનો દર. | મુદલ. | મુદત |
|---|---|---|---|
| (૧) | ૫ ટકા પ્રમાણે. | ૨૭૨૫નું | ૩ વરસનું વ્યા. શું? |

| | | | |
|---|---|---|---|
| (૨) | ૨। ,, | રૂ૧૧૨॥– | ૨॥। ,, |
| (૩) | ૩ ,, | રૂ૧૧૩૫) | ૪વ. નીરાશ કેટલી? |
| (૪) | ૩$\frac{3}{4}$ ,, | રૂ૧૪૭૬–૫–૦ | ૪ વ. ,, |
| (૫) | ૫$\frac{1}{2}$ ,, | રૂ૨૦૨૭–૩–૭ | ૬ ,, |
| (૬) | ૫$\frac{3}{4}$ ,, | રૂ૧૦૨૧૮-૧-૬ | ૧$\frac{1}{2}$વરસનું વ્યા. શું? |
| (૭) | ૮ આનાની તેરીએ | રૂ૩૮૬–૮–૦ | ૪ વરસ ૭માસનું. |
| (૮) | ૨$\frac{3}{4}$ટકા લેખે | રૂ૨૦૨૦૦-૬-૨ | ૩વરસ ૩માસનું. |
| (૯) | ૧૦ આના લેખે | રૂ૭૧૬૨–૨–૯ | ૨વ. ૪મા. નીરાશ. |
| (૧૦) | દોકડા લેખે | રૂ૭૫૬–૭–૯ | ૧વ. ૩મા. નીરાશ. |
| (૧૧) | ૫ ટકા લેખે | રૂ૨૦૬૧–૨–૦ | ૨૭૬ દિ. ની રાશ. |
| (૧૨) | ૧૦ આના લેખે | રૂ૬૭૦–૫–૪ | ૨વ. ૭૪દિ.નું વ્યા. |
| (૧૩) | ૧૦ આના લેખે | રૂ૩૦૧૦–૦–૦ | ૨વ. ૨૯દિ. ની રાશ. |
| (૧૪) | ૩$\frac{1}{2}$ પૈં. લેખે | પૈં.૨૧૭-૧૫-૮ | ૪$\frac{3}{4}$ વરસનું વ્યાજ. |
| (૧૫) | ૪$\frac{1}{2}$ પૈં. લેખે | પૈં.૨૭૯-૧૦-૦ | ૧૯૨ દિ.નું વ્યાજ. |

(૧૬) સને ૧૮૫૬ની ૫મી જાન્યુઆરીએ ૬ ટકા લેખે રૂ૪૭૮૬ લીધા અને તેજ સાલની ૯મી સપ્ટેમ્બરે તે આપ્યાનો વ્યાજ શું?

(૧૭) દોકડા લેખે રૂ૧૦૭૮–૫–૪નું ૧૮૫૪ના ફેબ્રુઆરીની ૧લી તારીખથી ૧૮૫૮ની ૧લી માર્ચ સુધીનું વ્યાજ શું?

(૧૮) એક ઘરનું ભાડું દર વરસે રૂ૧૭૫ ઉપજે છે. અને જો તે ઘરને રૂ૧૨૮૨ માટે ઘરેણે આપીએ તો રૂપીઆનું ૯ આના લેખે વ્યાજ ઉપજે છે. ત્યારે ફાયદો શેમાં અને કેટલો?

(૧૯) કારતક શુદ ૧૧ ને દિવસે બાર આનાની તેરીએ મેં એક જણને રૂ૧૬૮૦ ધીર્યા; તેમાંથી તે રૂ૬૫૦ ચૈત્ર વદ ૬ ને દિવસે, રૂ૧૭૦ જેઠશુદ ૧૨ને દિવસે, રૂ૩૨૫ શ્રાવણ વદ ૧૦ ને દિવસે, અને રૂ૨૫૦ આસોવદ ૯ને દિવસે ભરી ગયો ત્યારે આવતા કારતકશુદ ૨ને દિવસે વ્યાજ સુધાં મારૂં લેણું તેની પાસે કેટલું રહ્યું?

(૨૦) એક માણસ જમે મંડાવે તેનું વ્યાજ હું તેને ૬ આના લેખે આપું છું; અને રૂપીઆ ઉપાડે તેનું વ્યાજ તેના પાસેથી ૮ આના લેખે લેઉં છું, હવે તે મારી પાસેથી રૂ.૫૨૫ પોસશુદ ૭, ૭૫૦ વૈસાખવદ ૪, અને રૂ.૪૭૫ શ્રાવણ શુદ ૨ ને દિને

લેઈ ગયો; અને રૂ.૧૨૨ ચૈત્ર વદ ૧૧, રૂ.૩૭૦ વૈશાખશુદ ૨, અને રૂ.૬૨૫ ભાદરવા વદ ૧૩ને દિને આપી ગયો. તો આ-વતા કારતક શુદી ૨ એ તેને ખાતે બાકી શું નિકળશે?

---

## ચક્રવૃદ્ધી વ્યાજ.

૧૮૭. દર વરસે અથવા ઠરાવેલી મુદતે વ્યાજનો હિસાબ કરીને વ્યાજ મુદલમાં મેળવીએ, અને જે આવે તેને બીજા વરસના અથવા મુદતના વ્યાજને વાસ્તે મુદલ તરીકે લેઈને તેનું વ્યાજ ગણીએ; અને એ પ્રમાણે આપેલી મુદત સુધી કરતાં, મુદલ ઉપર જેટલું વધારે આવે તેને **ચક્રવૃદ્ધી** વ્યાજ કહે છે.

૧૮૮. રીત—૧. દરેક વરસનું અથવા ઠરાવેલી મુદતનું વ્યાજ કહાડી તે મુદલમાં મેળવવું, અને તે મેળવણીને મુદલ ગણી બીજા વરસનું અથવા મુદતનું વ્યાજ કહાડવું. એ પ્રમાણે બધી મુદતો પુરી થાય ત્યાં સુધી કર્યા જવું. છેવટે જે આવે તે વ્યાજ મુદલ થશે, તેમાંથી મુદલ બાદ કર્યું તો બાકી વ્યાજ રહેશે. અથવા દરેક વરસના જુદા જુદા વ્યાજનો સરવાળો લેઈશું તો પણ ઇચ્છેલું વ્યાજ આવશે. ચક્રવૃદ્ધિ વ્યાજની વ્યાખ્યા પ્રમાણેજ કૃતિ કરવાની છે, તેથી તેનું કારણ સ્પષ્ટ છે.

દા. દરવરસે દરસેકડે ૪ રૂ. પ્રમાણે ૭૫૦ રૂ. નું ૩ વરસનું ચક્રવૃદ્ધી વ્યાજ શું?

હવે ૧૦૦ : ૭૫૦ :: ૪ : ૩૦=૭૫૦ રૂ.નું પેહેલા વર્ષનું વ્યાજ તે ૭૫૦માં મેળવ્યું તો ૭૮૦રૂ.બીજા વરસનું મુદલ થયું માટે:—

૧૦૦ : ૭૮૦ :: ૪: ૩૧ રૂ.૩આ.૨.૪ પા. આ બીજા વરસનું વ્યાજતે૭૮૦માં મેળવ્યું તો રૂ૮૧૧—૩—૨.૪ ત્રીજા વ. નું મુદ.

૧૦૦ : ૮૧૧—૩—૨.૪ : : ૪ : ૩૨—૭—૨.૦૧૬ આ ત્રીજા વરસનું વ્યાજ. તે ૮૧૧—૩—૨.૪ માં મેળવ્યું તો:—

૮૪૩—૧૦—૪.૪૧૬ આ ૭૫૦ રૂ.ની ૩ વરસની રાશ.
૭૫૦ આ મુદલ.

૯૩—૧૦—૪.૪૧૬ આ ત્રણ વરસનું ચક્રવૃદ્ધીવ્યાજજવાબ.

૧૮૯. બીજી રીત:—કહેલા દર પ્રમાણે એકરૂપીઆનું એ

વરસનું બ્યાજ કહાડી તેમાં મુદલનો તે રૂપીઓ મેળવવો; તેથી જે આવે તેનો મુદતની સંખ્યા જેટલો ઘાત કરવો અને તે ઘાતને કહેલા મુદલે ગુણવા. ગુણાકાર રાશ આવશે તેમાંથી મુદલ બાદ કરવું તો બાકી બ્યાજ રહેશે.

દા. દર વરસે દર સેકડે ૫ રૂ. પ્રમાણે ૩૦ રૂપીઆનું ૩ વર્ષનું બ્યાજ શું થશે?

આમાં ૧૦૦ : ૧ :: ૫ : .૦૫ રૂ. એક રૂપીઆનું એક વરસનું બ્યાજ આવ્યું, તેમાં એક મેળવ્યો તો ૧.૦૫ એક વરસનું એક રૂપીઆનું બ્યાજ મુદલ.

| | |
|---|---|
| આ દાખલામાં એક રૂપીઆનું એક | ૧.૦૫ |
| વરસનું બ્યાજ મુદલ ૧.૦૫ થયું તો | ×૧.૦૫ |
| ત્રિરાશી પ્રમાણે ૩૦ રૂ.નું એક વરસનું | ૧.૧૦૨૫ વર્ગ. |
| બ્યાજ મુદલ ૩૦×૧.૦૫ થશે. માટે | ×૧.૦૫ |
| ૩૦×૧.૦૫ એ બીજા વરસનું મુદલ | ૧.૧૫૭૬૨૫ ઘન. |
| થયું. ફરીને ૧ વરસનું ૧ રૂ. બ્યાજ | ×૩૦ મુદલે ગુણ્યા. |
| મુદલ ૧.૦૫ છે તો ૩૦ ×૧.૦૫ રૂ. | ૩૪.૭૨૮૭૫૦ |
| નું બ્યાજ મુદલ=(૧.૦૫) ના વર્ગ× | ૩૦ મુદલ બાદ કર્યા |
| ૩૦ તે ત્રીજા વરસનું મુદલ થયું. ફરીને | ૪.૭૨૮૭૫૦ બ્યાજ. |
| ૧ વરસનું ૧રૂ.નું બ્યાજ મુદલ ૧.૦૫તો | ૧૬ |
| (૧.૦૫)ના વર્ગ×૩૦રૂપીઆનું બ્યાજ | ૧૧.૬૬૦૦૦૦ |
| મુદલ (૧.૦૫) ના વર્ગ× (૧.૦૫)×૩૦ | ૧૨ |
| રૂપીઆ થયું, એટલે ૧.૦૫ ના | ૭.૯૨ |

ઘનને ૩૦ એ ગુણ્યા તો ૩૦ રૂ.નું ત્રણ વરસનું બ્યાજ મુદલ થયું. તેમાં ૩૦ બાદ કર્યા તો બાકી ત્રીસ રૂપીઆનું ત્રણ વરસનું બ્યાજ રહ્યું.

ઘણાં વર્ષ આપ્યાં હોય તો ઘાત કરવામાં(૧૪૨ પ્ર૦)ત્રણ ચાર દશાંશ સ્થળ લેઇને ગુણાકાર કરવો, એટલે બહુ ભૂલ નહિ આવે અને હિસાબ ટુંકામાં ઝટ થશે.

## મનોયત્ન ૭૫.

(૧) ૨॥ ટકા લેખે રૂ. ૯૯॥ નું ૨ વરસનું ચક્રવૃદ્ધિ બ્યાજ શું?

(૨) ૪ ટકા પ્રમાણે ૩૦રૂ. ની ૪ વરસની ચક્રવૃદ્ધી રાશ શી?

(૩) ૫ ટકા પ્રમાણે રૂ૧૩૪૧-૨-૦ના બે વર્ષના, ચક્રવૃદ્ધી અને

સાદા વ્યાજમાં અંતર શું?

(૪) આઠ આનાની તેરીએ રૂ૫૫૦૦ના ૩વરસના ચક્રવૃદ્ધી અને સાદા વ્યાજમાં અંતર કેટલું પડે?

(૫) ૪ ટકા લેખે ૩૮૫ રૂ.નું ૪ વરસનું ચક્રવૃદ્ધી વ્યાજ શું?

(૬) ૯ આનાની તેરીએ રૂ.૧૦૦૦ના ૧૦ વરસના ચક્રવૃદ્ધી અને સાદા વ્યાજમાં કેટલો તફાવત પડશે?

(૭) તેર આનાની તેરીએ ૫૭ રૂ.નું ૩ા વ.નું ચક્રવૃદ્ધી વ્યા.શું?

(૮) ચૌદ આનાની તેરીએ ૨૩૨ાાનું ૨ વરસ ૩માસ ૭ દિવસનું ચક્રવૃદ્ધી વ્યાજ શું?

(૯) ૫ ટકા પ્રમાણે ૬ વરસનું રૂ૩૭૦૦નું ચક્રવૃદ્ધી વ્યાજ મુદલ કેટલું?

(૧૦) ચક્રવૃદ્ધી ૪ ટકાને વ્યાજે ૭ વરસની સરતે મેં રૂ૬૦૦ ધીર્યા પણ એક વરસ પછી તે મને રૂ૨૦૦ આપી ગયો અને ત્યાર પછી ત્રણ વરસે બીજા રૂ૧૫૦ આપી ગયો ત્યારે ૭વરસની આખરે તેના પાસે મારા કેટલા રૂ. બાકી રહેશે?

## વ્યાજવિશે વિશેષ વિચાર.

૧૯૦. વ્યાજના હિસાબમાં મુદલ,વ્યાજનો દર,મૂદત વ્યાજ, અને રાશ અથવા વ્યાજ મુદલ એ પાંચમાંથી કોઈ પણ ત્રણ આપ્યાં હોય તે ઉપરથી બાકીનાં બે કહાડી શકાય છે. ઉપર જે દાખલા આવ્યા તે મુદત, મુદલ અને દર ઉપરથી વ્યાજ કહાડવાનાજ છે, કેમકે તેવી જાતના દાખલા વ્યવહારમાં ઘણા આવે છે. હવે તે વગર બાકીના પ્રકારના દાખલા ત્રિરાશી પ્રમાણ રીતે થાય છે.

૧૯૧. મુદલ,વ્યાજ અથવા રાશ, અને દર આપ્યો હોય તે ઉપરથી મુદત કહાડવી હોય તો, ત્રિરાશી પ્રમાણ પ્રમાણેઃ— રૂ૧૦૦ઃ આપેલા મુદલ :: આપેલો દરઃમુદ. ના ૧વ.ના વ્યાજ.

માટે ૧ વરસનું આપેલા મુદલનું વ્યાજ=(મુદલ×દર)÷૧૦૦. ફરીને, (મુદલ×દર)÷૧૦૦ઃ આપેલા વ્યાજ :: ૧ વરષ : મુદત માટે જોઇતી મુદત=( આપેલું વ્યાજ×૧૦૦ ) ÷ (મુદલ×દર એજ પ્રમાણે મુદત, મુદલ અને વ્યાજ આપ્યું હોય તો.—

દર=બ્યાજ×૧૦૦÷(મુદત×મુદલ)
તેમજ બ્યાજ, મુદત અને દર આપ્યાં હોય તો:—
મુદલ=(૧૦૦×બ્યાજ)÷(મુદત×દર)

આવી જાતના બધા હિસાબ કોઠા ઉપરથી નહીં, પણ ત્રિરાશી પ્રમાણ મુકીનેજ કરાવવા.

ચક્રવૃદ્ધિ બ્યાજ રીતે બ્યાજ, મુદત અને દર ઉપરથી મુદલ કહાડવું હોય તો: —

(૧૮૯પ્ર.) ૧રૂ.ની આપેલી મુદત સુધીની રાશ કહાડી તે-માંથી ૧રૂ. બાદ કરવો એટલે બાકી ૧રૂ. નું આપેલી મુદતનું ચક્રવૃદ્ધી બ્યાજ રહેશે. પછી નીચે પ્રમાણે પ્રમાણ બંધાશે.

૧રૂ. નું આપેલી મુદતનું ચક્ર બ્યાજ:આપેલા બ્યાજ: : ૧ : જોઇતા મુદલ. માટે:—

મુદલ=આપેલું બ્યાજ÷૧રૂ.નું આપેલી મુદતનું ચક્ર૦બ્યાજ.

દા. ૬। ટકા લેખે રૂ૨૧પ॥ નું સાદું બ્યાજરૂ૬૭‒॥ ક્યારે થશે?

૧૦૦રૂ.મુ.: ૨૧પ॥ રૂ.મુ. : : ૬। બ્યાજ: જવાબ.

માટે જવાબ=૧૩।≡॥ આ. ૨૧પ॥ નું ૧વરસનું બ્યાજ.

ફરીને ૧૩।≡॥ : ૬૭‒॥ : : ૧વરસ : જવાબ પ વરસ.

દા. ૨ ચક્રવૃદ્ધી બ્યાજે ૮ આનાની લેરીએ ૩ વરસમાં પ૭રૂ. ૩૦·૪૮ દોકડા બ્યાજ થયું તો મુદલ શું?

આમાં ૧રૂ.ની ૩વરસની રાશ=૧·૦૭નો ઘન=૧.૧૯૧૦૧૬

માટે ૧·૧૯૧૦૧૬‒૧=·૧૯૧૦૧૬ આ. ૧રૂ.નું ૩ વરસનું ચક્રવૃદ્ધી બ્યાજ માટે—

૧ રૂ.નું ૩વરસનું ચક્ર.બ્યાજ:આપેલા બ્યા.: : ૧ : જોઇતા મુદલ

માટે મુદલ=પ૭ રૂ. ૩૦·૪૮ દોકડા÷·૧૯૧૦૧૬=૩૦૦રૂ. જ.

## મનોપલ ૭૬.

(૧) ૬। ટકા પ્રમાણે રૂ૨૨પ નું બ્યાજ ૩પ૬—૪—૦ થવાને મુદત કેટલી જોઇએ?

(૨) ૩ વરસમાં રૂ૫૮૦ નું બ્યાજ ૩૯૨—૭—૦ થાય તો બ્યાજનો દર કેટલો?

(૩) પ ટકા લેખે રૂ૯પનું એક વરસનું બ્યાજ, અને ૮

ટકા લેખે રૂ.૮૪નું એક વરસનું વ્યાજ એ એમાં તફાવત કેટલો હશે?

(૪) ૬ટકા લેખે ૫ વરસમાં રૂ.૨૦૦ વ્યાજ આવેતો મુદલશું?

(૫) ૧૦ ટકા લેખે ૨॥ વરસમાં રૂ.૫૨૫ વ્યાજ મેળવવાને મુદલ શું જોઇએ?

(૬) રૂ૫૭૧૮ નું વ્યાજ ૩॥ વરસમાં રૂ૮૦૦—૮—૩.૮૪ થાય છે ત્યારે વ્યાજનો દર કેટલો?

(૭) રૂ.૧૦નું વ્યાજ દર મહિને ૧ આનો પડે તો દર વરસે દર સેંકડે શું?

(૮) ૫ ટકા લેખે રૂ.૨૦૭૫ લીધા તેના રૂ.૨૬૪૫-૧૦-૦ કેટલી મુદતે આપવા?

(૯) ૫ ટકા લેખે ૫॥ વરસે કયા મુદલનું વ્યાજ રૂ૫૭૦—૧૦—૦ થશે?

(૧૦) એક ઘરનું ભાડું દર મહિને રૂ.૩॥ ઉપજે છે; તેને કેટલે રૂપીએ ઘરાણે આપીએ તો ભાડાના જેટલા રૂપીઆ ઉપજે? ઘરાણે આપવાથી જે રૂપીઆ આવે તેનું વ્યાજ સાત આનાના તેરીખ પ્રમાણે ઉપજે છે.

(૧૧) ઘરાણે આપવાથી રૂપીઆ આવે તેનું વ્યાજ ૧૨ આનાની તેરીએ હોય, તો રૂ૧૫૦૦૦ના ઘરને કેટલે રૂપીએ ઘરાણે આપીએ કે જેથી મૂળી કીમતનું દર વરસે દર સેંકડે ૫ ટકા પ્રમાણે વ્યાજ પડે?

(૧૨) ૬ આનાની તેરીએ રૂ.૪૨૬ ના બમણા થવાને મુદત કેટલી જોઇએ?

(૧૩) ૭ટકાલેખે રૂ.૨૨૫૦ના રૂ.૨૫૬૫ થવાને મુદતકેટલી?

(૧૪) ૨૫ વરસમાં રૂ.૧૫૭૭-૧૦-૮ના રૂ.૨૯૫૮-૨-૦ થવાને ભાવ કેટલો?

(૧૫) ૭ ટકાલેખે સાદાવ્યાજે કોઈ રકમ ક્યારે બમણી થાય?

(૧૬) ૬ આનાની તેરીએ રોજ રૂ.૨) વ્યાજ આવે તો મુદલ શું? વરસના દિ. ૩૬૦

(૧૭) ૧૧ આનાની તેરીએ રોજરૂ.૪॥। વ્યાજઆવેતોમુદલશું?

(૧૮) ૬ ટકા લેખે રૂ.૩૨૫ ના રૂ૪૧૧ ક્યારે થશે?

(૧૯) ૮ વરસમાં કેટલા આનાની તેરીએ રૂ૩૭૦ ના

રૂ.૫૨૫-૬-૪$\frac{૪}{૫}$ થશે?

(૨૦) ૪ટકા લેખે ૨ વરસ પછી રાશ રૂ.૪૦૫થાય તો મુદલશું?

(૨૧) ૪ટકા લેખે ૨ વરસમાં ચક્રવૃદ્ધી વ્યાજ રૂ. ૪૦-૧૨-૯$\frac{૩}{૫}$ થયું તો મુદ્દલ શું?

(૨૨) ૫ ટકા લેખે ૩ વરસમાં ચક્રવૃદ્ધી વ્યાજ ૯૪ રૂ. ૫ાા દોકડા થયું તો મુદલ શું?

## વટાવ અને મુદત કાપવાનું.

૧૯૨. અમૂક કીમત ઠરાવીને બજારમાંથી કોઈ વસ્તુ લઈએ,ત્યારે કેટલીક વખત સેકડે અમૂક રકમ પ્રમાણે ઠરાવેલી કીમત કરતાં ઓછું આપીએ છીએ, તેને **વટાવ કાપી આપ્યો** કહેછે. જેમ ૪૦ રૂપીઆના ધોતીજોટા લીધા, તેમાં સેકડે ૧૨ાા રૂ. પ્રમાણે કાપીને ૩૫ રૂ. આપીએ તો ૫ રૂ. વટાવ કાપ્યા કહેવાયછે. જુદી જુદી વસ્તુઓમાં વટાવ કાપવાનો દસ્તુર જુદો જુદો હોયછે. કેટલીક વસ્તુઓમાં વટાવ નથી પણ કપાતો. વટાવ કાપવામાં સેકડે જેટલા ટકા કાપી આપવાના હોય તેટલા દોકડા એક રૂપીએ કાપી આપવા. આવા હિસાબ ત્રિરાશી રીતે પણ ઝટ થાય છે.

૧૯૩. કોઈ અમૂક મુદત પછી અમૂક દરે કોઈ રકમ દેવી થવાની હોય અને તે મુદતની પહેલાં તે પૈસા લેવા પડ્યા, તો એ ઓછી મુદત વાસ્તે જે કંઈ કાપી આપવું પડેછે, તેને **મુદત કાપી આપી** કહેછે. જેમકે ચાર આનાની તેરીખ પ્રમાણે બે વરસ પછી **અ** પાસેથી ૨૧૨ રૂ. **બ** લેવાનો હોય, તો હાલ **બ** રૂ૨૦૦ લેશે એટલે પતી રહ્યું. કેમકે રૂ૨૦૦ હાલ લઈને ૪ આનાની તેરાએ તે કોઈ બીજે ઠેકાણે મુકશે, તો બે વરસ પછી રૂ૨૧૨ થશે. આ દાખલામાં **અ** પાસેથી **બ** રૂ૧૨ ઓછા લેછે તે મુદત કાપી આપી કહેવાય.

૧૯૪. હાલ જે રકમ વ્યાજે મુકવાથી આપેલી મુદતે આપેલી રકમની બરોબર થાય, તેને **મુદત કીમત** કહેછે.જેમકે ઉપરના

દાખલામાં ૨૦૦ તુર્ત કીમત છે. તુર્ત કીમત+તેનું આપેલી મુદતનું વ્યાજ મળીને આપેલી રકમની બરોબર થવું જોઇએ.

૧૯૫. વેપારી લોકોમાં તો મુદત કાપવાની રીત જુદીજ હોય છે. તેઓ તુર્ત કીમતનું આપેલી મુદત સુધીનું વ્યાજ નથી કાપતા પણ કહેલી મુદતે જે રકમ દેવી થવાની હોય, તે રકમનુંજ તે મુદત સુધીનું વ્યાજ કાપે છે. એમ વેપારીની રીતે મુદત કાપી આપી કહેછે; અને ખરેખરી કાપેલી મુદતને વાસ્તવિક મુદત કાપી આપી કહેછે. જેમ ૫ ટકા લેખે ૨ વરસે ૩૪૪૦ દેવા થવાના હોય તો ૩૪૪૦નું વ્યાજ ૩૪૪ કાપી અપાયછે. એટલે ૩૩૯૬ તુર્ત મળે છે. હવે તેની વાસ્તવિક મુદત કાપીએ તો ૩૪૦ થાય; એટલે ૩૪૦૦ તુર્ત મળે. કેમકે ૩૪૦૦ ના ૫ ટકા લેખે ૨ વરસે ૩૪૪૦ થયા. આ ઉપરથી માલમ પડે છે કે વેપારીની રીતે મુદત કાપતાં તુર્ત કીમત ખરેખરી આવવી જોઇએ તેના કરતાં ઓછી મળે છે, આ રીતે તો કોઈ વખત તુર્ત કીમત શૂન્ય પણ આવે, જેમકે:—

૧૦ ટકા લેખે ૧૦ વરસ પછી ૩૨૭૯ દેવા થવાના હોય તો હાલ શું મળશે?

આમાં ૧૦ ટકા લેખે ૨૭૯૩.નું ૧૦ વરસનું વ્યાજ ૩૨૭૯ થાય, માટે વેપારીની રીતે ૨૭૯-૨૭૯=૦ તુર્ત કીમત થઈ, પણ દશ ટકા લેખે શૂન્ય રૂપીઆના ૧૦ વરસે ૩૨૭૯ થાય એ અશક્ય છે.

૧૯૬. વેપારી લોકો વાસ્તવિક રીતે મુદત કેમ કાપતા નથી? કેમકે વેપારમાં લાંબી મુદત કાપવાનું આવતું નથી. વધારેમાં વધારે ઘણું કરીને છ મહિનાની મુદત કાપવાનું આવેછે. અને જેમ મુદત થોડી તેમ કસર ઘણી થોડી આવેછે. વળી વેપારીની રીતે હિસાબ ઝટ મોઢે થાયછે. અને વાસ્તવિક રીતે ગણતાં મોઢે હિસાબ થતા નથી, અને વખત વધારે જોઇએ છીએ, માટે એ રીત વાપરતા નથી. લાંબી મુદત તેઓ કાપી આપતા નથી;

અને કાપે છે તો કસર ગણીને કાપે છે.

૧૯૭. હુંડીઓ, માલની ખરીદી વગેરે બાબતોમાં રોકડા રૂપીઆ લેઈને મુદત કાપી આપવાનો ચાલ વેપારી લોકોમાં સાધારણ છે. વેપારીની રીતે મુદત કાપવાના બધા હિસાબ સાદા બ્યાજ પ્રમાણેજ થાયછે. જ્યાં જ્યાં વેપારીની રીતે મુદત કાપવાનું ન કહ્યું હોય ત્યાં વાસ્તવિક મુદત કાપવાનું સમજવું.

૧૯૮. મુદત કાપવાના હિસાબમાં મુદત, દર, અને રાશ આપી હોયછે. તે ઉપરથી તુર્ત કીમત કહાડવી તે મુદલ કહાડ્યાની બરાબર છે; અને મુદત કાપવી તે બ્યાજ કહાડ્યાની બરોબર છે

રીતઃ—૧૦૦રૂ.નું આપેલી મુદતનું બ્યાજ કહાડ્યું એટલે નીચેનું પ્રમાણ બંધાશે.

૧૦૦+૧૦૦નું આપેલી મુ.નું બ્યાજ: આપેલી રકમ ::૧૦૦:તુર્ત કીમત, માટે:—

તુર્ત કી.=(૧૦૦×આપેલીરક.)÷(૧૦૦+સોનું આપેલી મુ.બ્યા.)

તેમજ મુદત કાપવાને વાસ્તે નીચેનું પ્રમાણ બંધાશે.

૧૦૦+૧૦૦નું આપેલી મુદતનું બ્યાજ:આપેલી રકમ :: ૧૦૦નું આપેલી મુદતનું બ્યા. : આપેલી રકમની કાપેલી મુદત.

$$\text{માટે કાપેલી મુદત}=\frac{\text{આપેલીરકમ}\times\text{૧૦૦નું આપેલી મુ. નું બ્યા.}}{\text{૧૦૦+૧૦૦નું આપેલી મુદતનું બ્યાજ.}}$$

ટીકાઃ—તુર્ત કીમતને આપેલી રકમમાંથી બાદ કરીએ તો પણ મુદત કેટલી કાપવી તે નિકળે. અથવા આપેલીરકમમાંથી કાપેલી મુદત બાદ કરીએ તો તુર્ત કીમત નિકળે.

દા, ૮ટકા લેખે ૪ વરસ પછી રૂ૮૫૧-૬-૪$\frac{૪}{૫}$ દેવા થવાના હોય તો હાલ શું આપવું, અને મુદતનું શું કાપી લેવું?

આમાં ૮×૪=૩૨ એ રૂ૧૦૦નું ૪ વરસનું બ્યાજ.

માટે ૧૩૨.:રૂ૮૫૧-૬-૪$\frac{૪}{૫}$::૧૦૦:તુર્ત કીમત.

$$\text{માટે તુર્ત કીમત}=\frac{૧૦૦\times૮૫૧\frac{૪}{૫}}{૧૩૨}=\frac{૧૦૦\times૪૨૫૭}{૫\times૧૩૨}=૬૪૫$$

૧૯૯. ચક્રવૃદ્ધી બ્યાજ પ્રમાણે મુદત કાપવી હોય તોઃ—

(૧૮૯ પ્ર.)૧રૂ.ની આપેલી મુદત સુધીની રાશ કહાડવી, પછીઃ-
૧રૂ.ની રાશ : આપેલી રાશ :: ૧રૂ. મુદલ : તુર્ત કીમત.
માટે તુર્ત કીમત=આપેલી રાશ÷રૂ. આપેલી મુદતની રાશ.
આ ઉપરથી મુદત કેટલી કાપવી તે પણ નિકળશે.
દા. ૪આનાની તેરીએ ચક્રવૃદ્ધી બ્યાજ પ્રમાણે ૩ વરસે ર૭૩રૂ.
૧૮.૧૭૫ દોકડા દેવા થવાના છે, તો હાલ કેટલા રૂ.આપવા?
આમાં ૧રૂ.ની ૩વરસની રાશ=૧.૦૩ નો ઘન=૧.૦૯૨૭૨૭છે.
માટે ૧.૦૯૨૭૨૭ : ર૭૩રૂ.૧૮.૧૭૫ દો. :: ૧ : તુર્ત કીમત.
માટે તુર્ત કીમત=ર૭૩રૂ. ૧૮.૧૭૫ દો.÷૧.૦૮૨૭૨૭=ર૫૦રૂ.

## મનોયત્ન ૭૭.

(૧) સેકડે ૭ાા ટકા લેખે રૂ.૩૫ર-૧૦-૦નો વટાવ શો?
(ર) ,, રાા ,, રૂ.૭૦ર૬-૫-૬નો વટાવ શો?
(૩) ,, ૯ટકા વટાવ કાપીને રૂ.૧૦૩૫-૧૦-૧૧ના કેટલા આપવા?
(૪) ,, ૧રાા ,, રૂ.ર૧-૩-૪ના કેટલા આપવા?
(૫) ૧૦ આનાના માલ ઉપર ૦)૦ાાા વટાવ કાપ્યો તો સેકડે શું પડ્યું?
વેપારીની રીતે મુદત કાપીને નીચેના દાખલા કરો.
(૬) ૫ ટકા લેખે ૩મ.ની રૂ.ર૦૭૬ ૩-૬ની મુ. કેટલીકાપવી?
(૭) ૧૦આ. ની તેરીએ ૧૦મ.ની રૂ.૪૯ર૬-૫-૪ની ,,
(૮) દોકડા લેખે ૪મ. પછી રૂ.૭ર૦૫ થાયતો,હાલ શું આપવું?
(૯) ૮મ. પછી ૦ા દોકડાની તેરીએ રૂ.૩૮૯ર-૧ર-૬ થાય તો હાલ શું આપવું?
(૧૦) ૪ ટકા લેખે ૬મ. પછી રૂ.૪૭૮-ર-૧૦ દેવા થાય તો હાલ શું આપવું?

નીચેની હુંડીઓમાં વાસ્તવિક મુદત કેટલી કાપી આપવી?

| હુંડી ક્યારથી કેટલે મહિને પાકવાની | મુદત પછી પૈસા કેટલા મળવાના | મુદતની પહેલાં પૈસા લેવાના તે, અને બ્યાજનો દર. |
|---|---|---|
| (૧૧) ચૈત્ર શુદ ૧૫થી ૮ માસે. | રૂ ૩૩૭ાા | ભાદરવા વદ ૧ર, ૫ ટકા પ્ર૦ |

| | | |
|---|---|---|
| (૧૨) આસોવદ ૮થી ૩ માસે. | રૂ ૧૨૩૮)= | માગસર વદ ૧, ૮ આનાની તે. |
| (૧૩) વૈશાખ શુદ ૩ થી ૧ મહિને. | રૂ ૮૧૨॥= | વૈશાખ વદ ૧૩, ૮ આનાની તે. |
| (૧૪) ૫ મી અગષ્ટ થી ૫ મહિને. | રૂ ૧૧૫-૩-૨ | ૩ જી ડીસેમ્બરે ૩॥ ટકા પ્ર૦ |
| (૧૫) ૨૫મી ડીસેમ્બરે થી ૨ મહિને. | રૂ ૧૮૪૬-૧-૧ | ૮ મી ફેબ્રુઆરી ૬ ટકા પ્ર૦ |

(૧૬) ૬ ટકા લેખે ૫ મહિના પછી રૂ. ૪૦૭૮-૨-૦ દેવા થયા તો વાસ્તવિક મુદત કાપીને હાલ શું આપવું?

(૧૭) ૪ ટકા લેખે રૂ. ૨૩૭૫ ની ૪ માસની વાસ્તવિક અને વેપારીની રીતે મુદત કાપવામાં કેટલો તફાવત પડે?

(૧૮) ૧૨ આનાની તેરીએ ચક્રવૃદ્ધી વ્યાજ પ્રમાણે ૩ વરસે ૬૭૭૭રૂ. ૧.૭૪ દોકડા દેવા થાય તો હાલ શું આપવું?

(૧૯) ૮ આનાની તેરીએ ૨ વરસ પછી ચક્રવૃદ્ધી વ્યાજે ૫૦૫ રૂ. ૬૨ દોકડા દેવા થાય તો હાલ મુદતનું શું કાપવું?

(૨૦) ૮ આનાની તેરીએ ૨ વરસ પછી ચક્રવૃદ્ધી વ્યાજે રૂ ૨૩૨૬૩-૦-૨$\frac{૪૭૮}{૬૨૫}$ દેવા થાય તો હાલ મુદતનું શું કાપવું?

---

## વીમો, કમીશન વગેરે.

વ્યાજ પ્રમાણે બીજો કેટલોક વ્યવહાર સેકડા ઉપર ચાલે છે, જેમકે વીમો, કમીશન, દલાલી, ઇ૦. આવી જાતના હિસાબ વ્યાજના હિસાબ પ્રમાણેજ કરી શકાય છે.

૨૦૦. **વીમો.** અગ્ની, જળ, વગેરે આફતોથી પોતાના માલને નુકશાન ન થાય તે માટે કીમત ઉપર દર સેંકડે અમૂક રૂપીઆ આપવાના ઠરાવને **વીમો** કહેછે. માલ જે પ્રકારનો હોય તે પ્રમાણે અથવા તેના ઉપર જે આફતો આવવાની હોય તેના પ્રમાણમાં વીમાનો દર ઓછો વત્તો હોય છે. આગગાડીમાં રૂ.૧૦૦૦ નું રૂ ચઢાવીએ અને રૂ.૧૦૦૦ નું લોઢું ચઢાવીએ તો રૂનો દર વધારે બેસશે, કેમકે જરા તણખો પડવાથી રૂ બળવાની ધાસ્તી વધારે રહેશે, અને તેથી તેના ઉપર ઘણી

સંભાળ રાખવી પડશે. વીમા બદલે જે પૈસા આપવા પડે તેને **વીમા ખર્ચ** કહેછે. માલનો નાશ થાય તો જેટલા રૂપીઆનો વીમો ઉતરાવે તેટલા રૂપીઆ વીમો કરનારે ભરી આપવા પડે. એ સંબંધી જે લેખ થાય છે તેને **વીમાચીઠી** કહે છે.

૨૦૧. **જીંદગીનો વીમોઃ**—પોતાની પછી પોતાના વારસને અમૂક રકમ મળે માટે તે રકમ ઉપર દર સેકડે ઠરાવેલા ભાવ પ્રમાણે જીવતા સુધી દર વરસે આપવાના ઠરાવને જીંદગીનો વીમો કહેછે.

માણસની વય, શક્તિ અથવા અશક્તિ, રોગી અથવા નીરોગીપણું વગેરે બાબતોં ઉપર વિચાર રાખીને એ વીમાનો દર ઠરાવવામાં આવે છે. ઠરાવ પ્રમાણે જો એક વરસ વીમા ખરચ ન આપ્યું તો તરતજ વીમો રદ થાય છે.

૨૦૨. જીંદગાનીના વીમામાં અને બીજા વીમામાં ફેર એ-ટલોજ કે પહેલામાં વીમાની રકમનું ઠરાવેલા દર પ્રમાણે જે થાય તેટલું દર વરસે આપવું પડે છે અને બીજામાં ફકત એક વખત પૈસા આપ્યા એટલે થયું.

૨૦૩. માલની ખરીદી અથવા વેચાણની રકમ ઉપર દર સેકડે અમૂક રૂપીઆ આપવાના ઠરાવને **કમીશન** અથવા **આડત*** કહેછે.

૨૦૪. બે માણસોમાં ખરીદી અને વેચાણ કરાવી આપવા બદલ, વેચાણની રકમ ઉપર દર સેકડે અમૂક રૂપીઆ આપવાના ઠરાવને દલાલી કહે છે. દલાલી કરતાં કમીશનનો દર વધારે હોયછે. કમીશનમાં તો કમીશન લેનારને માલ સોંપવામાં આવે છે, પછી તે માલ ગમે તેને વેચે. દલાલીમાં માલ ઠરાવવાનું તથા માલધણી અને ખરીદદારને ઠરાવ પ્રમાણે પળાવવાનું આવે છે.

---

*કમીશન લઈ કામ કરવું તેને આડત તો કહે છે. પણ અહીં કમીશનના અર્થમાં એ શબ્દ લીધો છે.

૨૦૫. કૃત્ય, કોઈ આપેલી રકમ ઉપર આપેલા દર પ્રમાણે વીમો, કમીશન વગેરે કહાડવું હોય તો ત્રિરાશી પ્રમાણે નીચેનું પ્રમાણ બંધાય.

રૂ૧૦૦: આપેલી રકમને છે:: ૧૦૦રૂ.ના વીમા કમીશન વગેરે: આપેલી રકમ ઉપરના વીમા કમીશન વગેરે.

દા. ૧ દર સેંકડે રૂ૪—૮ પ્રમાણે ૧૭૫૦ રૂ. ના વીમાનું વીમા ખર્ચ શું થશે?

૧૦૦: ૧૭૫૦:: ૪½: જવાબ. અથવા.

માટેજ=(૧૭૫૦×૪½)÷૧૦૦=૭૮।।। જવાબ.

દા. ૨ દર વરસે દર સેકડે ૩ ટકા પ્રમાણે એક માણસે વીસ વરસની ઉમરે રૂ.૧૦૦૦૦નો પોતાની જીંદગાનીનો વીમો ઉતરાવ્યો, અને ૫૦ વરસની ઉમરે મરી ગયો. ત્યારે તેને દર વરસે કેટલા રૂપીઆ આપવા પડશે; અને તેણે કૂલ આપ્યા તે કરતાં તેના વારસને કેટલા વધારે અથવા ઓછા મળશે?

આમાં $\frac{૧૦૦૦૦×૩}{૧૦૦}$=૩૦૦ દર વરસે આપવાના.

અને ૫૦-૨૦=૩૦ વરસ વીમો રહ્યો માટે ૩૦×૩૦૦=૯૦૦૦ ઙ આપવાના. ને તેના વારસને ૧૦૦૦૦ મળે માટે ૧૦૦૦૦-૯૦૦૦=૧૦૦૦ વારસને વધારે મળવાના.

૨૦ કૃત્ય. ૨. કોઈ પણ માલનો એવો વીમો ઉતરાવવો હોય કે તે માલનું જોખમ થવાથી તેની કીમત અને વીમા ખર્ચ બંને મળે. ત્યારે નીચેનું પ્રમાણ બંધાય.

૧૦૦-વીમાનો દર: માલની ખરી કીમત:: ૧૦૦: કેટલાનો વીમો ઉતરાવવો.

દા. વીમાનો દર સેંકડે ૪ રૂ. હોય તો રૂ.૭૩૫૦ ના માલનો વીમો કેટલો ઉતરાવવો કે જેથી માલ ભરી લેવો પડે તો વીમા ખર્ચ સુધાં તે માલના રૂપીઆ મળે.

આમાં રૂ.૧૦૦ ના વીમામાં ૯૬ નો ખરો માલ હોય અને ૪ વીમા ખર્ચના જાય.

માટે ૯૬: ૭૩૫૦:: ૧૦૦: જવાબ.

માટે જવાબ=૭૬૫૬। રૂપીઆ.

૨૦૭. માણસો, વસ્તુઓ, વગેરેની સરાસરી પણ ઘણી વખત સેંકડાથી ગણાય છે. જેમ,

૬૧. ૫૦૦ માણસની વસ્તીવાળા એક ગામમાં ૧૦૦ બ્રાહ્મણ, ૧૫૦ વાણીઆ, ૨૦૦ કુણબી અને બાકીની બીજી જાત છે તો દરેકની શરેરાશ સેંકડે કેટલી પડી?

આમાં ૫૦૦ : ૧૦૦ : ૧૦૦ : ૨૦ સેંકડે બ્રાહ્મણની સંખ્યા.
૫૦૦ : ૧૦૦ : ૧૫૦ : ૩૦ સેંકડે વાણીઆની સંખ્યા.
૫૦૦ : ૧૦૦ : ૨૦૦ : ૪૦ સેંકડે કણબીની સંખ્યા.
૫૦૦ : ૧૦૦ : ૫૦ : ૧૦ સેંકડે બીજી જાતની સંખ્યા.

## મનોયત્ન ૭૮.

(૧) ૫૫૧૬ાાારૂ. ના એક ઘરનો વીમો ઉતરાવ્યો તે વીમાનો દર સેકડે ૩$\frac{1}{2}$રૂ. છે. તો વીમા ખર્ચ કેટલું આપવું?

(૨) એક જણે ૪૨મે વરસે પોતાના જીવનો વીમો રૂ.૨૨૮૯ માટે ઉતરાવ્યો, તેનો દર સેકડે રૂ.૩ાા છે તો તેને દર સાલ શું આપવું પડશે?

(૩) વીમાનો દર સેકડે ૩$\frac{1}{2}$રૂ. હોય, તો રૂ.૪૨૭ાા=ના માલનો કેટલાનો વીમો ઉતરાવીએ, કે જેથી માલ બરી લેવાનો પ્રસંગ પડે તો, બીમા ખર્ચ સુધાંત માલના પૈસા મળે?

(૪) રૂ.૨૭૩૭ાાનો માલ લીધો તેના ઉપર સેકડે ૧ાા= પ્રમાણે દલાલી શું થશે?

(૫) એક નિશાળમાં ૩૫૦ છોકરા છે. તેમાં ૮૦ બ્રાહ્મણ ૭૦ વાણીઆ, અને બાકીના બીજા હિંદુ છે, ત્યારે સેકડે દરેકની સંખ્યા કેટલી પડી?

(૬) ૨૫૦ છોકરાની એક નિશાળમાં સેકડે ૪૪ ગણિતમાં પાસ થયા, સેકડે ૩૯ વાંચનમાં પાસ થયા, સેકડે ૧૨ વ્યાકરણમાં પાસ થયા, અને બાકીના નાપાસ થયા તો નાપાસ થએલાની સંખ્યા કેટલી; અને દરેક વિષયમાં પાસ થએલાની સંખ્યા કેટલી?

(૭) એક નિશાળમાં ૬૫૦ છોકરા છે; અને બીજીમાં ૩૪૦ છે. પહેલીમાં સરેરાશ સેકડે ૫ અને બીજીમાં ૭.૫ છોકરા ગેરહાજર રહે છે. ત્યારે દરેક નિશાળમાં સરાસરી કેટલા છોકરા હાજર રહેતા હશે.

(૮) ઇંગ્લંડની વસ્તી ૨ કરોડ માણસની છે, ત્યાં ૪૦ લાખ છોકરા કેળવણી લે છે. અને હિંદુસ્તાનની વસ્તી ૧૮ કરોડની છે ત્યાં ૫૪ લાખ છોકરા કેળવણી લે છે. ત્યારે કયા દેશમાં, અને

સેકડે કેટલા છોકરા વધારે કેળવણી લેતા હશે ?

(૯) એક માણસે ૨૫ વરસની ઉમરે સેકડે ૫ ટકા આપીને પોતાની જીંદગાનીનો રૂ.૫૦૦નો વીમો ઉતરાવ્યો. અને ત્રણ વરસ પછી તે મરી ગયો. હવે એના આપેલા રૂ.પીઆનું દર સેકડે ૪ ટકા પ્રમાણે અક્રવૃદ્ધી વ્યાજ ગણીએતો, વીમાવાળાને કેટલી ખોટ જાય ?

(૧૦) સેકડે ૮॥ટકા પ્રમાણે એક માણસને રૂ. ૧૫૭॥=નું કમીશન મળ્યું તો એણે કેટલા રૂપીઆનો માલ અપાવ્યોહશે?

(૧૧) મારી પાસે રૂ.૧૭૨૩૦નો માલછે; તેનું વીમા ખર્ચ ઓછું બેસે માટે સેકડે રૂ.૮૬.૩નો મેં વીમો ઉતરાવ્યો. પછી માલનો નાશ થયો ત્યારે મને તેને બંદલે કેટલા રૂપીઆ મળશે?

(૧૨) રૂપીએ દોઢ દોકડો દલાલી લેઇને મેં એક માણસને રૂ.૧૨૩૭॥=નો માલ અપાવ્યો ત્યારે મને શું મળ્યું હશે ?

(૧૩) દર વરસે સેકડે ૬ટકા આપીને એક માણસે પોતાની જીંદગાનીનો રૂ. ૧૦૦૦નો વીમો ઉતરાવ્યો પણ ૫ વરસ પછી તે મરી ગયો તો તેના આપેલા રૂપીઆનું સેકડે ૫ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજ ગણતાં કંપનીને કેટલી ખોટ આવી હશે ?

(૧૪) સેકડે ૪$\frac{૨}{૫}$ ટકા વીમા ખર્ચ આપીને જો હું રૂ.૧૨૭૫ નો વીમો ઉતરાવું, તો માલનો નાશ થવાથી વીમા ખર્ચસુધાંત માલના પૈસા મને મળે એવું છે, ત્યારે માલ કેટલાનો ?

(૧૫) મારી પાસે રૂ.૭૫૧૨નો માલછે. વિમાનો દર સેકડે રૂ૭$\frac{૨}{૩}$છે; અને તેના વીમો એવી રીતે ઉતરાવ્યા કે માલ ભરી લેવા પડે તો વીમા ખર્ચસુધાંત રૂ. મળે. ત્યારે મેં વીમા ખર્ચનું શું ભર્યું હશે?

---

## લોન અને શેરના હિસાબ.

૨૦૮. યુરોપખંડમાં કોઈ રાજ્યને પૈસાની જરૂર પડેછે, ત્યારે ઘણા લોકો ખુશીની સાથે તે રાજ્યને કરજે રૂપીઆ ધીરે છે. ધીરતી વખતની રાજ્યની સ્થિતિ પ્રમાણે રાજા દરવરસે અમુક સેકડે વ્યાજ ઠેરવી આપેછે, અને ખત દાખલ તેનો લેખ કરી આપેછે, તે લેખને લોન કહેછે. અને કરજને રાજ્ય

કરજ* કહેછે. દેશમાં પાક સારો હોય, બજારમાં નાણાની છુટ હોય, અને રાજ્યમાં સલાહ શાંતિ હોય તો ઘણા જણ રૂપીઆ ધીરેછે; અને તેથી થોડે વ્યાજે ઘણા રૂપીઆ મળેછે. પરંતુ જો દેશમાં લડાઈ ચાલતી હોય, દુકાળ પડ્યો હોય; અથવા બજારમાં નાણાની છુટ ન હોય તો થોડાજ જણ રૂપીઆ ધીરવા જાય છે. અને તેથી રાજ્યને રૂપીઆ મેળવવાને વ્યાજ ઘણું આપવું પડેછે. એ વ્યાજ છછમહિને અથવા દર વરસે મળેછે. મુદ્દલતો સરકારની નજરમાં આવે ત્યારેજ મળે. પરંતુ બીજી વસ્તુઓની પેઠે એ લેખ અથવા લોનને વેચી શકાયછે. અને તેથી ગમે તે વખતે આપણને આપણું નાણું ઓછું વતું મળેછે; જેમકે દર વરસે દર સેકડે ૪ટકા વ્યાજની રૂ.૫૦૦ની લોનનાં આપણે નાણાં જોઈતાં હોય અને બજારમાં તે લોનનો ભાવ સેકડે ૯૦રૂ. હોય તો એ રૂ.૫૦૦ ની લોનના આપણને રૂ.૪૫૦ રોકડા મળશે. જો રાજ્યની હાલત સારી હોય અને ખરીદ કરનાર ઘણા હોય તો લોનનો ભાવ વધે છે. રૂ.૧૦૦ ની લોન લેવાને વખતપર રૂ૧૦૦ કરતાં પણ વધારે રૂપીઆ આપવા પડે છે. પરંતુ જ્યારે રાજ્યમાં લડાઈ હોય અથવા દેશ ઉપર કોઈ પ્રકારની આફત આવી હોય તો ખરીદ કરનાર ઓછા મળેછે, અને તેથી લોનનો ભાવ ઉતરી જાયછે. સને ૧૮૫૭ના બળવામાં લોનનો ભાવ રૂ.૫૫ હતો.

૨૦૯. ઘણા જણ એકઠા થઈ, શેર અથવા ભાગ રાખી એક

*એશીઆખંડના રાજાઓમાં લોનો કહાડી ગમે તે લોકો પાસેથી પૈસા કરજે લેવાનો ચાલ નહોતો, અને હજી પણ નથી. પૈસાની તંગી પડેછે, ત્યારે તેઓ કોઈ તવંગર વેપારીનાં નાણાં કરજે કહાડેછે; અથવા કોઈ વેપારીને લુંટી લેછે અથવા ઘણા લોકોને દંડે છે. પણ યુરોપખંડમાં તેમ નથી અને તેથી અંગ્રેજ સરકાર પણ તેમ કરતી નથી.

બંડોળ એકઠો કરે ને તેમાંથી વેપાર કરે તે પણ લોનના જેવુંજ છે. તેમાં કોઈ કંઈ વ્યાજ ઠરાવી આપતું નથી, પણ ભાગ અથવા શેર પ્રમાણે નફો વેંચી લેવામાં આવેછે તે વ્યાજને ઠેકાણેજછે. શેરપણ એકબીજાને વેચી શકાયછે, અને તેના ભાવ લેનારઆપનારની ગરજ ઉપર આધાર રાખેછે. વેપાર સારો ચાલતો હોય અને ઘણો નફો થયો હોય તો શેરનો ભાવ વધેછે. સને૧૮૬૬ ની સાલમાં શેરસટ્ટો ચાલતો હતો. ત્યારે અમદાવાદ ટ્રેડિંગ કંપનીના શેરનો ભાવ સેંકડે ૧૪૨ રૂપીઆ થઈ ગયો હતો વેપારમાં ખાદ ગઈ હોય તો શેરનો ભાવ ઉતરી જાયછે, નર્મદાનો પુલ તુટ્યો ત્યારે "વડોદરા રેલવેકંપની" ના શેરનો ભાવ સેંકડે ૨.૬૦ થઈ ગયો હતો, હમણાં બધી કંપનીઓની પડતી દશા આવીછે માટે ૨૨૫ આપીને પણ કોઈ ૧૦૦નો શેર લેતું નથી,

લોન અને શેરની ખરીદી અને વેચાણ ઘણું કરીને દલાલની મારફતે થાય છે. દલાલીનો દસ્તુર સેંકડે ૨૦॥ છે. જેને ગરજ બહુ હોય તેની પાસેથી દલાલી લેવામાં આવેછે, પરંતુ દસ્તુરતો ખરીદ કરનારની પાસેથી લેવાનો હોયછે. કોઈ દાખલામાં દલાલી ન કહી હોય તો તે ગણવી નહીં.

૨૧૦. રૂ.૧૦૦ આપવાથીજ રૂ.૧૦૦ ની લોન અથવા શેર મળે તો શરભરનો ભાવ કહેવાયછે, રૂ.૧૦૦ની કીમતની લોન અથવા શેર લેવાને રૂ.૧૦૦ કરતાં વધારે આપવા પડે તો; રૂ.૧૦૦ કરતાં જેટલા વધારે આપવા પડે તેટલા ટકા સેંકડે "પ્રિમિયમ" ગણાય છે. ૧૫ ટકા "પ્રિમિયમ"હોય તોરૂ.૧૧૫ આપવાથી રૂ.૧૦૦ નો શેર કે લોન મળે,

૨૧૧.રૂ.૧૦૦ની કીમતની લોન અથવા શેર લેવાને રૂ.૧૦૦ કરતાં ઓછું આપવું પડે, તો જેટલું ઓછું આપવું પડે તેટલું સેંકડે "ડિસકાઉન્ટ" ગણાય છે, જેમ ૯રૂ. ડિસકાઉન્ટ હોય તો ૯૧ રૂ. આપવાથી રૂ.૧૦૦ નો શેર અથવા લોન મળે,

લોન અને શેરના દાખલા ત્રિરાશી પ્રમાણે રીતે થાયછે.

દા. ૧. દર વરસે દર સૈકડે રૂ. ૩ ના વ્યાજની ૮૫ ના ભાવ પ્રમાણે રૂ૨૦૦૦ની લોનો ખરીદ કરવી હોય તો કેટલા રૂપીઆ જોઈએ?

આમાં રૂ.૧૦૦ની લોનના ૮૫ રૂ. આપવા પડેછે તો:—

લો. ૧૦૦:લો. ૨૦૦૦: : રૂ.૮૫ : ૧૭૦૦ જવાબ.

દા.૨ રૂ૧૪૪૦ લઈને ચૌટામાં જઈએ તો તેમાંથી ૩ાાટકા વ્યાજની ૯૦ ના ભાવની કેટલી કીમતની લોનો આવશે?

આમાં રૂ. ૯૦ રોકડા આપવાથી રૂ.૧૦૦ ની લોન મળે

માટે રૂ. ૯૦ : રૂ ૧૪૪૦: : લો. ૧૦૦:લો. ૧૬૦૦જવાબ.

દા. ૩. ટ્રેડિંગ કંપનીનો દરેક શેર રૂ. ૨૫૦નો છે. હવે જો રૂ. ૧૫ ના પ્રિમિયમે ૧૨ શેર સૈકડે રૂ૦ાા દલાલી આપીને લઉં અને તે ૨૦ ટકા પ્રિમિયમે વેચું માટે તો નફો શો થશે?

આમાં ૧૨×૨૫૦=૩૦૦૦ની કીમતના શેર થયા

માટે શે. ૧૦૦:શે.૩૦૦૦: : રૂ.૧૧૫ : રૂ.૩૪૫૦

માટે ૩૪૫૦+દલાલીના રૂ.૧૫ મળીને કુલ રૂ.૩૪૬૫ આપવા પડશે અને શે, ૧૦૦:શે.૩૦૦૦: : રૂ.૧૨૦:રૂ.૩૬૦૦

માટે રૂ.૩૬૦૦–૩૪૬૫=૧૩૫ નફો થશે.

દા. ૪ જો ૪ ટકા વ્યાજ લેખે ૮૪ના ભાવની રૂ.૨૧૦૧૪ રોકડાની લોનો લઈએ તો વાર્ષિક પેદાશ શી થાય?

આમાં રૂ.૮૪ આપવાથી રૂ.૧૦૦ની લોન મળે અને તેનું દર વરસે રૂ.૪ વ્યાજ આવે માટે રૂ. ૮૪ રોકડા ઉપર દર વરસે. રૂ. ૪ વ્યાજ થયું એટલે.

રૂ. ૮૪:રૂ. ૨૧૦૧૪: : રૂ. ૪:જવાબ.

માટે જવાબ=રૂ. ૧૦૦૦–૧૦–૮ વાર્ષિક પેદાશ.

દા. ૫. ૪ ટકા વ્યાજના ૮૪ ના ભાવ લેખે રૂ.૨૧૦૧૪ ની લોનો લેવાથી જે વાર્ષિક પેદાશ થાય તેટલીજ પેદાશ કરવાને ૫ ટકા વ્યાજની ૯૮ ના ભાવની કેટલા રૂપીઆ રોકડાની લોનો જોઈશે?

ઉપરના દાખલા પ્રમાણે ૪ટકા વ્યાજના ૮૪ના ભાવ પ્રમાણે રૂ.૨૧૦૧૪ની પેદાશ (૨૧૦૧૪×૪)÷૮૪

હવે રૂ૯૮ રોકડા હોય. તો રૂ. ૧૦૦ની લોન મળે અને તેનું વ્યાજ રૂ. ૫ આવે, માટે રૂ ૫: રૂ. (૨૧૦૧૪×૪) ÷૮૪: : રૂ.૯૮:જવાબ.

માટે જવાબ=રૂ. ૧૯૬૧૩—૧—૦$\frac{૪}{૫}$

દા. ૬ એક માણસ ૮૪ ના ભાવની ૪ટકા વ્યાજની લોનો લેછે ત્યારે તેને રૂ.૧૦૦ એ કેટલું વ્યાજ પડ્યું?

આમાં રૂ. ૮૪ એ રૂ. ૪ વ્યાજ મળે છે માટે
રૂ. ૮૪ : રૂ. ૧૦૦ : : રૂ. ૪ : જવાબ
માટે જવાબ=૪$\frac{૧૬}{૨૧}$ સૈકડે વ્યાજ.

દા. ૭. ૩ ટકાની ૮૦ ના ભાવની લોન મળેછે અને ૪ ટકાની ૯૦ ના ભાવની લોન મળેછે; તો કઈ જાતની લોન લેવાથી ફાયદો થશે?

પહેલી જાતની લોનમાં રૂ. ૮૦ નું રૂ. ૩ વ્યાજ આવે તો રૂ. ૯૦ નું રૂ. ૩$\frac{૩}{૮}$ વ્યાજ આવે; અને બીજી જાતમાં રૂ. ૯૦ નું રૂ. ૪ વ્યાજ આવે છે. માટે રૂ. ૯૦ ના ભાવની લોન લેવાથી ફાયદો થશે.

દા. ૮ ૩ ટકા વ્યાજની રૂ. ૨૦૦૦ ની લોનોને રૂ. ૭૩ાા ના ભાવે વેચવાથી જે આવે તેની ૫ ટકાની રૂ. ૧૦૫ ના ભાવની લોનો લઇએ તો કેટલી આવે; અને તેથી વાર્ષિક પેદાશમાં શો ફેરફાર થાય?

આમાં રૂ. (૨૦૦૦×૭૩ાા)÷૧૦૦=૧૪૭૦રૂ. રોકડા ઉપજશે, માટેરૂ. ૧૦૫ : રૂ. ૧૪૭૦ : :લો. ૧૦૦ :લો. ૧૪૦૦, માટે ૧૪૦૦ રૂપીઆની લોનો નવી આવશે હવે (૩×૨૦૦૦) ÷૧૦૦=૬૦. પ્રથમની લોનોની વાર્ષિક પેદાશ, અને (૧૪૦૦×૫)÷૧૦૦=૭૦ બીજીવારની લોનોની વાર્ષિક પેદાશ, માટે વાર્ષિક પેદાશમાં રૂ. ૧૦ નો ફેરફાર થયો.

### મનોયત્ન ૭૯.

નીચેની લોનોના રોકડા રૂપીઆ કેટલા આવશે?

(૧) રૂ. ૨૩૨૪ ની લોન ચાર ટકાની ૮૪ ને ભાવેં.

(૨) રૂ. ૧૦૨૭૯-૧૦-૦ ત્રણ ટકાની ૧૦૧ ને ભાવે.

(૩) રૂ. ૨૦૦૦૦ સાડાત્રણ ટકાની ૯૦ ને ભાવે.

નીચેના રોકડા રૂપીઆની લોનો કેટલી આવશે?

(૪) રૂ. ૪૩૮૨-૮-૦ ૮૬ ને ભાવે ૪ાા ટકા ટકા લેખે.

(૫) રૂ. ૧૩૮૧-૬-૩ ૮૧ ને ભાવે ૪ ટકા લેખે.

(૬) રૂ. ૪૭૩૪, ૬૫$\frac{૩}{૪}$ને ભાવે ૫ાા ટકા લેખે.

નીચેના રોકડા રૂપીઆની લોનોની વાર્ષિક પેદાશ શી થશે?

(૭) રૂ. ૧૦૦૦૦, ૯૬ ને ભાવે ૫ ટકા લેખે વ્યાજ.

(૮) રૂ. ૧૦૦૦, ૯૩ ને ભાવે ત્રણ ટકા લેખે વ્યાજ.

નીચેના ભાવની લોનો લઇએ તો સો રોકડા રૂ. એ શું વ્યાજ પડે?

(૯) ૮૫ ના ભાવની ચાર ટકા લેખેની લોન.

(૧૦) ૯૧$\frac{૩}{૪}$ ના ભાવની ત્રણ ટકા લેખેની.

(૧૧) ૯૫ ના ભાવની ૫ ટકા લેખેની.

નીચેના દરેક દાખલામાં કયા ભાવની લોનથી ફાયદો થશે?

(૧૨) ૧૦ાાટકાનીર૨૦ના ભાવનીકે, ૩ટકાનીટ૮નાભાવની.

(૧૩) ૩$\frac{૧}{૨}$ ,, ૯૩$\frac{૫}{૮}$ ,, ,, ,, ૩$\frac{૧}{૪}$ ,, ૯૧$\frac{૩}{૮}$ ,,

(૧૪) ૩ ,, ૯૨$\frac{૧}{૮}$ ,, ,, ,, ૩$\frac{૧}{૨}$ ,, ૯૩$\frac{૧}{૨}$ ,,

(૧૫) ૩ટકા લેખે ૮૧ ના ભાવની લોનમાં ૪૪ રૂપીઆ વાર્ષિક પેદાશ મેળવવાને કેટલા રૂપીઆ રોકડા જોઇએ?

(૧૬) ૨ાા ટકા વ્યાજની લોન કેટલે ભાવે વેચીએ તો ૧૦૦ રૂપીએ ૫$\frac{૧}{૨}$ વ્યાજ પડે?

(૧૭) ૪ટકા વ્યાજની લોન કેટલે ભાવે વેચીએ તો ૧૦૦ રૂ. એ ૫ રૂ. વ્યાજ પડે?

(૧૮) ૩ાા ટકા વ્યાજની લોન ૧૦૫ એ વેચવાથી સૈકડે જેટલું વ્યાજ પડે છે તેટલુંજ મેળવવાને ત્રણ ટકા વ્યાજની લોન કેટલે ભાવે વેચવી?

(૧૯) ૪ટકા વ્યાજની લોન ૮૨$\frac{૧}{૮}$એ વેચવાથી સૈકડે જેટલું વ્યા. પડેછે તેટલું મેળવવાને ૫ ટકા વ્યા.ની લોન કયે ભાવે વેચવી?

(૨૦) ટ્રેડિંગ કંપનીના દરેક શેરના રૂપીઆ ૧૨૫ ભરાયા છે. અને તે શેર ૧૦૩ાાા રૂ.એ મળેછે તો સૈકડે શો ભાવ પડ્યો?

(૨૧) એક માણસે ચાર ટકા વ્યાજની ૮૦ ના ભાવની લોનો લીધી અને એક વરસનું વ્યાજ લીધા પછી તે લોનો ૧૪ ડિ-સકાઉન્ટે (૮૬ને ભાવે) વેચી મારી તો એને સૈકડે શા પ્રમાણે વ્યાજ પડ્યું?

(૨૨) એક માણસે ત્રણ ટકા લેખે ૯૬$\frac{૩}{૪}$ના ભાવની કેટલાક રૂપીઆ આપીને લોનો લીધી, પણ જો તેણે ૯૬$\frac{૧}{૮}$ના ભાવની લોનો લીધી હોતતો તેટલાજ રૂપીઆમાં તેને રૂ.૧૫૦ની લોનો વધારે આવત ત્યારે તેણે કેટલા રૂપીઆની લોનો લીધી હશે?

(૨૩) એક માણસે ૩ા ટકાની ૮૭$\frac{૩}{૪}$ને ભાવે ૯૦૦૦ રૂ. ની લોનો વેચી, અને જે રૂપીઆ આવ્યા તેની ૩ ટકાની ૮૭$\frac{૧}{૮}$ના ભાવની લોનો લીધી તો તેથી વાર્ષિક પેદાશમાં શો ફેરફાર થશે?

(૨૪) એક માણસ ૯૮$\frac{૩}{૪}$ના ભાવે ૫૦૦ રૂપીઆનો એક

શેર એવા ૧૫ શેર ખરીદ કરેછે, અને ૩ ટકા પ્રિમિયમે (૧૦૩ને ભાવે) તે વેચે છે તો તેને નફો શું થશે?

(૨૫) એક માણસે ૮૦ને ભાવે રૂ.૩૦૦૦ આપીને કેટલાક શેર લીધા અને તે ૬૮ને ભાવે વેચી માર્યા તો તેને ખોટ કેટલી ગઈ?

(૨૬) ૩ ટકા વ્યાજની રૂ.૧૦૦૦૦ની લોનો હતી તે રૂ,૯૨ને ભાવે વેચીને જે રૂપીઆ આવ્યા તેની ૧૧૦ને ભાવે ૪ ટકા વ્યાજની લોનો લીધીલો તેથી વાર્ષિક પેદાશમાં શો ફેરફાર થયો?

(૨૭) સો રૂપીએ ૪$\frac{૧}{૨}$રૂ. વ્યાજ પાડવાને ૩$\frac{૧}{૨}$ ટકા વ્યાજની લોન શા ભાવે લેવી. અને તે ભાવે ૧૨૦૦રૂ. માં કેટલાની લોન ખરીદાશે?

(૨૮) ૩ ટકાની સોની લોન ૮૯$\frac{૧}{૨}$ એ લેઈ શકાય છે, તો ૩$\frac{૧}{૨}$ ની એટલીજ લોન કયે ભાવે લેઇએ કે જેથી સરખો ફાયદો થાય?

(૨૯) ૧૬૫૪રૂ. ની હુંડી ૯ મહિને પાકનારછે. હવે ૯ આનાની તેરીએ મુદત કાપીને તેનાં નાણાં હમણાં આપવા સારૂ ૩ટકાની ૯૬નો ભાવની કેટલાની લોન વેચી નાખવી?

(૩૦) ૩ટકા વ્યાજનાં લોનથી ૧૩ વરસે ૩૦૮૧ રૂ.વ્યાજ થયું, તો એ લોન કેટલાની, અને તે જો ૭૯$\frac{૭}{૮}$ને ભાવે વેચી તો તેનું શું ઉપજશે?

(૩૧) અંગ્રેજ સરકારનું હિંદુસ્તાનનું કરજ ૭૫૦૦૦૦૦૦૦રૂ. છે, તેનું વ્યાજ ૩$\frac{૧}{૨}$ ટકા લેખે છે, તે જો ઘટાડીને ૩ ટકા કરી દીધું તો વરસે સરકારને કેટલો ફાયદો થશે. અને જો પરિણામે લોનોના ભાવ ૧૦૧ ઘટીને ૯૫$\frac{૩}{૪}$ થાય તો તેથી લેણદારોની મિલકતમાં કેટલો ઘટારો થશે?

---

## નફો તોટો.

૨૧૨. કોઈ પણ વેપારમાં જેટલી રકમ રોકી હોય તેના કરતાં વત્તી રકમ આવે તો જેટલી વત્તી આવી તેટલો મૂળ રકમ ઉપર નફો થયો કહેવાય. અને મુડી કરતાં ઓછા સા આવેતો જેટલા ઓછા આવે તેટલી મુડી ઉપર ખોટગઈ

કહેવાય. અમૂક વેપારમાં કેટલો નફો અથવા ખોટ ગઈ, કે કેવી રીતે વેપાર કરવાથી અમૂક નફો અથવા ખોટ જશે તે વગેરે જાણવું બ્યવહારી કામમાં ઘણું ઉપયોગીછે. નફો તોટો સેકડે ગણાયછે. નફા તોટાના હિસાબ ત્રિરાશી પ્રમાણેજ થાયછે.

દા. ૧. એક વેપારીએ રૂ.૧ની ૫ શેર લેખે ૧૫ મણ સોપારી લીધી અને પછી રૂ૧.ની ૪શેર લેખે બધી વેચી મારી, ત્યારે તેને કૂલ અને સેકડે નફો શું થશે?

૫ : ૧૫×૪૦ : : ૧ : ૧૨૦ આમાં રૂ.૧ની ૫ શેર પ્રમાણે ૪ : ૧૫×૪૦ : : ૧ : ૧૫૦ ૧૫ મણના તે વેપારીને ૧૨૦રૂ. બેઠા, અને ૪ શેર પ્રમાણે ૧૫ મણ વેચતાં ૧૫૦રૂ. ઉપજ્યા માટે ૧૫૦-૧૨૦=૩૦ નફો ૧૨૦ રૂ. ઉપર થયો. અને તેથી ૧૨૦ : ૧૦૦ : : ૩૦ : ૨૫રૂ. સેકડે નફો.

દા. ૨ એક વેપારીએ ૧૦ રૂ. ૮ આનાની શેર લેખે ૧૧ મણ ચા લીધી; હવે સેકડે ૧૨ ટકા નફો મેળવવો હોય, તો શેર કેમ વેચવી.

શેર ૧:શેર૫૦::$\frac{૩}{૨}$:૭૫ ૭૫ રૂ. લીધી.

૧૦૦ : ૭૫ : : ૧૧૨ : ૮૪રૂ. ૧૧ મણ વેચવી.

૫૦ : ૧ : : રૂ.૮૪ : રૂ.૧-૧૦-૧૦$\frac{૧૪}{૨૫}$ શેર વેચવી.

દા. ૩. એક માણસે એક પાઘડી ૨૧ રૂ. વેચી તેમાં તેને સેકડે ૫ રૂ. નફો થયો ત્યારે મૂળ કીમત શું?

૧૦૦ નો માલ ૧૦૫ રૂ. લેચે તો સેકડે ૫ રૂ. નફો રહે. માટે નફા સુધાંત કીમત ૧૦૫:૨૧::૧૦૦:મૂળ જવાબ=૨૦ રૂ. મૂળ કીમત જવાબ.!

દા. ૪. એક વેપારીએ રૂપીઆની ૧૧ મણ લેખે ૫૫મણ બાજરી વેચી તેમાં તેને સેકડે ૧૨ ટકા ખોટ ગઇ ત્યારે શા ભાવની લીધી હશે?

૧૦૦ના૧૦૦-૧૨=૮૮ ઉપજે તો ૧૨ ટકા ખોટ ગઈ કહેવાય ને ૧૧ મણ લેખે ૫૫ મણના ૪૪ રૂ. ઉપજ્યા માટે ૮૮: ૪૪:: ૧૦૦: ૫૦ રૂ. ની ૫૫ મણ લીધેલી અને તેથી ૫૦ : ૧::મ.૫૫ : મ. ૧-૪ ભાવમાં લીધેલી.

દા. ૫. એક મોતી ૧૪ રૂ. વેચે તો સેકડે ૭ ટકા ખોટ જાય છે ત્યારે કેટલે રૂપીએ વેચવાથી સેકડે ૫ ટકા નફો આવશે?

હવે ૭ ટકા ખોટ એટલે ૧૦૦ના ૯૩ આવે તો ૧૪ એ વેચે, ત્યારે ૧૦૦ના ૧૦૫ મેળવવાને કેટલે વેચે એવું આનું રૂપ થયું. માટે ૯૩:૧૦૫::૧૪:૧૫-૮-૬$\frac{૧૪}{૩૧}$ જવાબ.

## મનોયત્ન ૮૦.

(૧) એક માણસે ૮૦ મણ દુધ રૂ.૧૧૨-૪-૦એ લીધું અને તે રૂ.૧।।। એ મણ વેચ્યું તો તેને નફો કેટલો થશે?

(૨) એક માણસે રૂ.૧૫નો હપતો ભરેલો શેર રૂ.૧૯।। માટે વેચાતો લીધો; પછી બીજા હપતાના રૂ.૧૦ ભરીને તે શેર રૂ.૩૨-૯-૦ એ વેચ્યો તો સેકડે શો નફો?

(૩) રૂ.૨૪પા।એ ખાંડી લેખે ૯ ખાંડી ૭મણ ૧૫શેર લીધું અને પછી તે રૂ.૪૭૧-૯-૦એ ખાંડી લેખે વેચ્યું તો સેકડે શો નફો?

(૪) દર મણે રૂ.૧-૭-૬ લેખે ૩ કળશી ૯ મણ અને ૨૧ શેર બાજરી લીધી; અને તે બધી રૂ.૯૩-૧૧-૯ એ વેચી તો દર મણે શો નફો રહ્યો હશે?

(૫) એક રબારીએ રૂ.૧૮-૧૨ ની એક લેખે ૩૫ ગાયો લીધી. રૂ૧૨—૮ની ૧ લેખે ૫૯ ગાયો લીધી, અને રૂ.૩૨-૪ ની ૧ લેખે ૧૭ ગાયો લીધી. પછી ૬૩।। ની ત્રણ લેખે બધી ગાયો વેચી મારી ત્યારે તેને સેકડે નફો અથવા તોટો કેટલો?

(૬) એક કાપડીઆએ ૪૦ વારના શેનાનું થાન રૂ.૨૨।।~ એ લીધું, અને તેમાંથી રૂ.૧નું ૧।। ગજ લેખે ૩૪ ગજ વેચ્યું બાકીનું કોહેલું નિકળ્યું તેથી તે રૂ.૧નું ૩ ગજ વેચ્યું, ત્યારે તેને સેકડે નફો અથવા તોટો કેટલો?

(૭) એક માણસે રૂ.૧૫।।~ મણ લેખે ૩૮।। મણ ઘી લીધું. અને જેટલા પૈસા બેઠા હોય તેટલા ઉપજ્યા ત્યાં સુધી ૧૬। ને ભાવે વેચ્યું, પછી જે બાકી રહ્યું તે રૂ.૧ નું ૨। શેર લેખે વેચ્યું તો સેકડે શો નફો?

(૮) એક પુસ્તક વેચનારે ૭।। રૂ. એક ચોપડી એવી ૭૦૦ નકલો, ૧૦૦રૂ. એ ૯ રૂ. આડલ લેઇને વેચવા લીધી. અને પોતે છાની રીતે દરેક નકલ રૂ૨-૮-૯ એ વેચી તો બધો મળીને એને નફો કેટલો થયો હશે?

(૯) એક માણસે રૂ.૫૦૦ માટે ૧૬ એકર ખેતર વેચાતું લીધું. તેની સલામી એકરે ૪રૂ. ભરવી પડે છે; અને દર એકરે ૫।। મણ રૂ પાકે છે, તેમાંથી ખેડુતનો ⅔ભાગ અને કુવેતાનો ⅙ ભાગ બાદ જતાં બાકીનું રૂ૬એ મણ વેચે છે તો તેને

સેકડે કેટલો નફો રહેશે?

(૧૦) ૩ પૈસાનાં ૭ દાડમ લીધાં અને ૫ પૈસાનાં ૧૧ લેએ વેચ્યાં તેમાં ૩ રૂ. નફો થયો, ત્યારે કેટલા રૂપીઆનો વેપાર કર્યો હશે? અને સેકડે નફો શો?

(૧૧) એક માણસની પાસે બે રૂપીઆ હતા. તેમાં એક રૂ. નું ૫ શેર ઘી લાવી ૪શેર લેખે વેચ્યું, અને બીજા રૂપીઆનું ૪ શેર લેખે ઘી લાવી ૫ શેર લેખે વેચ્યું. ત્યારે તેને નફો કેટલો?

(૧૨) એક કાગળના રીમની કીમત રૂ.૮–૫–૦ છે તો સેકડે ૨૦ રૂપીઆ નફો લઇને તે રીમ કેટલે વેચવું?

(૧૩) એક માણસે રૂ.પાના ૧૨૦ નંગ એ પ્રમાણે ૧૦૦૦૦ મુળા લીધા અને પછી તે બધા વેચી માર્યા તો તેને સો રૂપીએ ૧૫ રૂ. ખોટ ગઈ. ત્યારે તેણે કેટલે રૂપીએ સો વેચ્યા હશે?

(૧૪) એક માણસે ૧૧ ઘેટાં રૂ.૧૧૦ એ લીધા. ત્યારે સેકડે ૧૧ ટકો નફો લેઇને દરેક કેટલે વેચવું?

(૧૫) એક ગાય રૂ.૪૩ એ વેચવાથી સેકડે ૧૭ ટકા ખોટ જાયછે, ત્યારે સેકડે ૧૨ ટકા નફો મેળવવાને તે કેટલે વેચવી?

(૧૬) એક ગાંધીએ ૬ રૂ. મણની ૭ મણ ૯શેર, રૂ.૬।।। મણની ૧૧ મણ, અને રૂ.૭।।=એ મણની ૧૬।। મણ ખાંડ લીધી; તે બધાની મેળવણીમાંથી રૂ. ૭ એ મણ લેખે ૯।।। મણ વેચી ત્યારે બાકીની શા ભાવે વેચે તો તેને બધી ખાંડ ઉપર સેકડે ૧૮ ટકા નફો રહે?

(૧૭) એક ગાંધીએ રૂ. ૧૫૧ એ મણ પ્રમાણે ૩૧।। શેર અને રૂ.૧૯૭।।= એ મણ પ્રમાણે ૧૯। શેર એલચી લીધી. એ બંનેની મેળવણીમાંથી ૬ આને અંબોળ લેખે ૨૨।। શેર વેચી. ત્યારે બાકીની શાભાવે વેચેતો સરભર થઈ રહે?

(૧૮) એક ખેડુતે ચક્રવૃદ્ધી દોકડા વ્યાજના રૂ.૩૦૦ કહાડી બાર વીઘા ખેતર ત્રણ વરસ સુધી ગણોતે રાખ્યું તેને દર વીઘે રૂ.૫ પ્રમાણે સલામી ભરવી પડે છે, ને દર વીઘે ૧૩ મણ ડાંગર પાકે છે. તેની કીમતમાંથી પોતાના ગુજરાનને વાસ્તે રૂ.૭૭ રાખી બાકીના રૂપીઆ દેવામાં આપે છે, એવી રીતે કે દર વરસે વ્યાજ ચુકવે છે, અને રૂ૧૦૦ મુડીમાંથી ઓછા

કરે છે. આ પ્રમાણે કે ત્યારે તેણે શા ભાવે દર વરસે મણ ડાંગર વેચવી?

(૧૯) એક માણસે ૮ પૈસાનાં ૧૨ પ્રમાણે કેટલાંક નંગ લીધાં તો સો રૂપીએ ૨ રૂ. નફો મેળવવાને ૧૦૦ નંગ કેટલે વેચવાં?

(૨૦) દોઢ રૂપીએ મણ ઘઉં વેચવાથી સેકડે ૧૨॥ રૂપીઆ ખોટ આવે છે ત્યારે મૂળ કીમત શી?

(૨૧) બાર રૂપીઆ મણનું ૩૦ મણ ઘી વેચ્યું, તો સેકડે ૨૦ નફો થયો ત્યારે મૂળ મણ કેટલાનું?

(૨૨) જો એક માણસ રૂ. ૨૨એ એક ઘોડો વેચે તો તેને ૨ રૂ. નફો રહે છે ત્યારે સેકડે શો નફો પડ્યો?

(૨૩) જો એક માણસ એક ઘર રૂ. ૨૪૬ એ વેચે તો તેને ખરીદ કરેલી કીંમત ઉપર સેકડે ૧૮ રૂપીઆ ખોટ જાયછે ત્યારે તેણે કેટલે રૂપીએ ઘર લીધું હશે?

(૨૪) એક વસ્તુ ૫ રૂ. એ વેચવાથી સેકડે ૫ રૂ. ખોટ જાયછે; તો સેકડે ૪॥ રૂ. નફો મેળવવાને તે કેટલે વેચવી?

(૨૫) એક માણસને ૫૦૦૦ ચોપડીઓ છપાવતાં દરેક નકલે ૬ આના ૪ પા. ખરચ પડ્યું; તેણે રૂ ૧૦૦ના વેચાણ ઉપર રૂ ૧૦ હકસાઈ આપીને દરેક નકલ રૂ ૧-૮-૦ એ વેચી તો તેને સેકડે કેટલો નફો થયો હશે?

(૨૬) એક માલ રૂ. ૨૦એ વેચવાથી સેકડે ૨૦ રૂપીઆ ખોટ ગઈ તો તેજ માલ રૂ. ૧૦એ વેચવાથી સેકડે કેટલી ખોટ જાય?

(૨૭) એક માણસે કેટલોક માલ ૪૦રૂ. માટે લીધો, તેમાંથી અડધો માલ સેકડે ૫રૂ. નફો લઈને વેચ્યો; ત્યારે બાકીનો માલ કેટલે વેચે તો તેને બધા મળીને સેકડે રૂ ૨૦ નફો થાય.

(૨૮) એક માણસે કેટલોક માલ રૂ. ૩૦ માટે લીધો; અને તેમાંનો ⅓ સેકડે ૧૦ રૂ. ખોટ ખાઈને વેચ્યો, ત્યારે બાકીનો કેટલે વેચે તો તેને બધો મળીને સેકડે ૨૦ રૂ. નફો થાય?

(૨૯) એક માણસ રૂ. ૬નાં ૧૦૦૦ કેળાં આપે તો તેને જેટલા પૈસા પડ્યા હતા તેનાથી દોઢા મળેછે. ત્યારે જો તે રૂ ૫ના ૧૦૦૦ કેળાં આપે તો તેને સેકડે નફો શો થાય?

(૩૦) એક ઘોડો રૂ.૪૦ વેચ્યો તો સેકડે ૪ ટકા ખોટ ગઈ અને સેકડે ૧૦ ટકા નફો લઈને વેચવાનો ધાર્યો હતો ત્યારે ધાર્યા કરતાં કેટલે ઓછે રૂપીએ વેચ્યો.

---

## પ્રમાણ ભાગ.

૨૧૩. આપેલી કેટલીક સંખ્યાઓની સાથે પ્રમાણમાં થાય એવા કોઈ આપેલી સંખ્યાના ભાગ કરવા હોય તો નીચેનું પ્રમાણ બાંધવું.

પ્રમાણમાં લાવવાની સંખ્યાઓનો સરવાળો : જે આપેલી સંખ્યાના પ્રમાણમાં ભાગ કરવાના છે : : તે સરવાળો કરેલી સંખ્યામાંની એક : તેની સાથે પ્રમાણમાં થાય એવા આપેલી સંખ્યાના ભાગને થશે.

આ પ્રમાણે જેટલી સંખ્યાઓનો સરવાળો કર્યો હોય તેટલાં પ્રમાણ લખવાં પડશે.

દા. ૧. ૯૧ રૂ.ના ત્રણ ભાગ કરવા એવા કે તે ૩,૪,૬ ની સાથે અનુક્રમે પ્રમાણમાં થાય.

રીત. ૧૩:૯૧::૩:૯૧×$\frac{૩}{૧૩}$(=૨૧)

૧૩:૯૧::૪:૯૧×$\frac{૪}{૧૩}$(=૨૮)

૧૩:૯૧::૬:૯૧×$\frac{૬}{૧૩}$(=૪૨)

કારણ કે જો ૧૩ રૂ. હોય તો તેના ભાગ ૩,૪,૬ થાય માટે ૧૩ થી જેટલા ગણા ૯૧ છે તેટલા ગણા ૩,૪, ૬થી ૯૧ના અનુક્રમે ભાગ થશે. ત્રીજું પ્રમાણ મુકયા વગર ૨૧ અને ૨૮નો સરવાળો એકાણુંમાંથી બાદ કરેથી અથવા ત્રણથી ૬બમણાછે માટે ૨૧ને બમણા કરવાથીપણ૪૨ આવશે.

૨૧૪. રીતઃ—ઉપરનાં પ્રમાણ ઉપરથી ટુંકામાં એવી રીત નિકળે છે કે, પ્રમાણમાં લાવવાની સંખ્યાઓને અંશ ગણી તેમનો સરવાળો તે અંશોના છેદમાં લખવો. અને આપેલ સંખ્યાના એ અપૂર્ણાંક લેવા.

જેમકે ઉપરના દાખલામાં $\frac{૩}{૧૩}$, $\frac{૪}{૧૩}$, $\frac{૬}{૧૩}$ એ અપૂર્ણાંક થયા માટે ૯૧ ના $\frac{૪}{૧૩}$=૨૮, અને ૯૧ ના $\frac{૬}{૧૩}$=૪૨ થયા.

તાળો બધા ભાગોનો સરવાળો આપેલી સંખ્યાની,બરોબર થવો જોઇએ.

દા. ૨. બંદુકના દારૂમાં ૭૬ ભાગ સુરોખાર, ૧૪ ભાગ કોયલા, અને ૧૦ ભાગ ગંધક છે, ત્યારે એક મણ દારૂ કરવામાં દરેક પદાર્થ કેટલો જોઇએ?

૭૬+૧૪+૧૦=૧૦૦ એટલે ૧૦૦ શેર દારૂમાં ૭૬ શેર સુરોખાર, ૧૪ શેર કોયલા અને ૧૦ શેર ગંધક આવે. માટે ૧૦૦:૪૦::૭૬:૩૦$\frac{૨}{૫}$ શેર સુરોખાર. તેજ પ્રમાણે ૫$\frac{૩}{૫}$ કોયલા અને ૪ શેર ગંધક આવશે.

દા. ૩. રૂ૧૦૦૦ અ, બ અને ક એ ત્રણ જણને વહેંચી આપવા એવી રીતે કે બ ને ક નો $\frac{૧}{૩}$ વધારે મળે, અને અ ને બ નો $\frac{૧}{૨}$ વધારે મળે.

હવે કનો ભાગ ૧ લઇએ તો બનો ૧$\frac{૧}{૩}$=$\frac{૪}{૩}$ થશે, અને અનો $\frac{૪}{૩}$+$\frac{૨}{૩}$=$\frac{૬}{૩}$=૨ થશે એટલે ૨. $\frac{૪}{૩}$, અને ૧ અથવા ૬,૪, અને ૩ એ પ્રમાણમાં અ, બ, ને કના ભાગ થયા, માટે $\frac{૬}{૧૩}$, $\frac{૪}{૧૩}$, અને $\frac{૩}{૧૩}$ એ અપૂર્ણાંક આવશે. એટલે

અને ૧૦૦૦×$\frac{૬}{૧૩}$=૪૬૧$\frac{૭}{૧૩}$ રૂ.
બને ૧૦૦૦×$\frac{૪}{૧૩}$=૩૦૭$\frac{૯}{૧૩}$ રૂ.  } જવાબ.
કને ૧૦૦૦×$\frac{૩}{૧૩}$=૨૩૦$\frac{૧૦}{૧૩}$ રૂ.

મનોયત્ન ૮૬.

(૧) ૩૯૮ના એવા ત્રણ ભાગ કરો કે જે ૫, ૭, અને ૧૧ ની સાથે પ્રમાણમાં થાય.

(૨) રૂ.૩૩૬-૭-૦ના એવા બે ભાગ કરોકે તે ૫ અને ૧૬ ના પ્રમાણમાં થાય.

(૩) રૂ.૧૩૦૦ના એવા ત્રણ ભાગ કરો કે તે ૩,૪,અને ૫ ની સાથે પ્રમાણમાં થાય.

(૪) રૂ૫૦૦૦) ત્રણ જણને વહેંચી આપો, એવી રીતકે બીજાને પહેલાથી દોઢા મળે અને ત્રીજાને બીજાથી દોઢા મળે.

(૫) એવી ત્રણ સંખ્યાઓ શોધી કહાડો કે જે અનુક્રમે ૫, ૭, અને ૧૧ની સાથે પ્રમાણમાં થાય, અને જેમાંની પહેલી બેનો સરવાળો ૬૦ થાય.

(૬) રૂ.૧૦૦) અ, બ, ક, અને ડ વચ્ચે વહેંચી આપો

એવી રીતે કે બને અના જેટલા મળે; કને અ અને બના સરવાળા બરોબર મળે; અને ડને અ, બ, ક, એ ત્રણના સરવાળા બરોબર મળે.

(૭) ૧૦ ના ત્રણ ભાગ કરો એવા કે તે ·૮, ·૦૧, અને ·૦૧૯૨ની સાથે પ્રમાણમાં થાય.

(૮) ઓકસીજન અને હાઇડ્રોજન એ બે વાયુરૂપ પદાર્થનું પાણી બન્યું છે તેમાં તે બેનું પ્રમાણ ૮:૧ છે ત્યારે એક ઘન ફુટ એટલે ૬૧ શેર પાણીમાં ઓકસીજન અને હાઇડ્રોજન કેટલો તે કહો?

(૯) મુંબઇગરા રૂપીઆમાં ૩૭ ભાગ રૂપું અને ૩ ભાગ ત્રાંબું છે અને એવા એક શેર મિશ્ર ધાતુમાંથી રૂ. ૪૦ પડે છે ત્યારે રૂ.૭૮૪ માં રૂપુ તથા ત્રાંબું કેટલું હશે તે કહો?

(૧૦) ૪૨, ૪૯; ૫૬, અને ૬૩ માણસની ચાર ટુકડીઓ-માંથી એક તજવીજ ઉપર ૬૦ માણસો પેરો ભરવા જોઇએ છીએ; તો દરેક ટુકડીમાંથી તે સંખ્યાના પ્રમાણમાં કેટ કેટલાં લેવાં?

(૧૧) બંદુકની ગોળી કરવાનો ધાતુ ૧૦૦ ભાગ ત્રાંબું અને ૧૧ ભાગ કલઇ મળીને થયા છે, હવે એક ગોળી ૭ાા શેર ને ૩ અવાળ થઇ ત્યારે તેમાં શુદ્ધ ત્રાંબું કેટલું?

(૧૨) ૧૦૮ ના ત્રણ ભાગ કરો એવા કે એકનો $\frac{1}{2}$, બીજા-નો $\frac{1}{3}$, અને ત્રીજાનો $\frac{1}{4}$ એ બધા સરખા થાય.

(૧૩) ૭૬ ભાગ નાઇટર, ૧૦ ભાગ ગંધક, અને ૧૪ ભાગ કોલસાના લેઇને ઇંગ્લાંડમાં બંદુકનો દારૂ બનાવે છે. અને ૭૭ ભાગ નાઇટર, ૯ ભાગ ગંધક, અને ૧૪ ભાગ કોલસાના લેઇ ફ્રાન્સમાં બંદુકનો દારૂ બનાવે છે. હવે ોા મણ ઇંગ્લાંડમાંથી અને ોા મણ ફ્રાન્સમાંથી દારૂ લેઇએ તો તેમાં ઉપરની દરેક વસ્તુ કેટલા શેર આવશે?

(૧૪) ૧૦ ના ત્રણ ભાગ એવા કરો કે પહેલાને ૨ એ ગુણીએ, બીજાને ૩એ ગુણીએ, અને ત્રીજાને ૪એ ગુણીએ તે બધા ગુણાકાર બરોબર થાય.

(૧૫) ચાર ગામમાં અનુક્રમે ૬૫૦૦, ૧૨૦૦૦, ૧૩૪૮૦, અને ૧૫૦૦૦ માણસની વસ્તી છે. એ ચારે ગામના મળીને

માથા વેરાના રૂ.૨૫૭-૯-૦ ઉઘરાવવાના છે, ત્યારે દરેક ગામે કેટલા રૂપીઆ આપવા.

(૧૬) એક ગૃહસ્થે રૂ.૧૩૦૦૦ની મિલકત પોતાના ચાર છોકરા અને ત્રણ છોકરીઓ વચ્ચે વેંચી આપી. તેમાં દરેક છોકરીને સરખું આપ્યું, દરેક છોકરીથી બમણું ત્રણ નાહાના ભાઈમાંથી દરેકને આપ્યું, અને એક નાહાના ભાઈ અને એક છોકરીનું મળીને મોટા ભાઇને આપ્યું તો દરેકને શું મળ્યું?

(૧૭) જો અ ને ૩રૂ. મળે તો બ ને ૪ મળે અને બ ને ૬ મળે તો ક ને ૧૧ મળે ત્યારે હવે એ ત્રણ જણની વચ્ચે રૂ.૧૧૮૫ શી રીતે વેંચી આપવા.

(૧૮) ૧૦૦૦૦૦ માણસની એક ફોજ છે, તેમાં ૩ પ્યાદલે ૨૧ ઘોડેસ્વાર, અને ૧૪ ઘોડેસ્વારે ૮ તોપખાનાના માણસો છે, ૧૨ તોપખાનાના માણસોએ ૨૦ મજુરો છે, ત્યારે લશ્કરમાં પ્યાદલ, ઘોડ સ્વાર, તોપખાનાના માણસો અને મજુરોની સંખ્યા કેટકેટલી હશે.

(૧૯) ઈંગ્લંડમાં શિક્કા પાડવાના સોનાનો કસ ૨૨ કયાલીરટ શુદ્ધ હોયછે, અને એક પૌંડ (ત્રૉય)ના. ૪૬$\frac{૨૯}{૪૦}$સોવરેન પડેછે, તો ૧૦૦ સોવરેનમાં શુદ્ધ સોનું કેટલું હશે?

(૨૦) રૂ.૩૮૫૦ અ, બ, ને ક વચ્ચે વેંચી આપો એવી રીતે કે અ ને ૨ તો બ ને ૩, મળે અને ક ને ૫ તો બ ને ૪ મળે.

## પંત્યાળું.

૨૧૫. કેટલાએક ભાગીદારોએ મળીને કરેલા કોઈ પણ વેપારમાં થએલો નફો અથવા તોટો, તે ભાગીદારો વચ્ચે વેંચી લેવાની રીતને **પંત્યાળું** કહે છે.

પંત્યાળાના બે પ્રકારછે. એકવડું અને બેવડું.

### એકવડું પંત્યાળું.

૨૧૬. જ્યારે બધા ભાગીદારોના પૈસા કોઈ વેપારમાં એક સરખી મુદ્દત સુધી રહે, ત્યારે તે વેપારમાં થએલો નફો તોટો વેંચી લેવાની રીતને એકવડું પંત્યાળું કહેછે. બધા ભાગીદારોથી થએલી રકમને ભંડોળ કહેછે.

આવી જાતના દાખલા પ્રમાણ ભાગની રીતેજ થાયછે.

દા. ૧. અ,બ, ને કએ પંત્યાળો વેપાર કર્યો તેમાં અના ૫૦૦, બના ૬૫૦ અને કના ૭૦૦ રૂ. છે. પછી એક વરસે તે વેપારમાં ૫૫૫રૂ. નફો થયો તે ત્રણજણે શી રીતે વેંચી લેવો?

ભંડોળ પ્રમાણે નફાની વેંચણ થાય માટે તે ૫૦૦, ૬૫૦, ૭૦૦ અથવા ૧૦,૧૩ને ૧૪ એ પ્રમાણમાં થશે.

તેથી અનો ભાગ ૫૫૫×$\frac{૧૦}{૩૭}$=૧૫૦ રૂ.
બનો ભાગ ૫૫૫×$\frac{૧૩}{૩૭}$=૧૯૫ રૂ. } ૫૫૫ કૂલ.
ક નો ભાગ ૫૫૫×$\frac{૧૪}{૩૭}$=૨૧૦ રૂ.

ટીકા. કોઈ પણ દેવાળીઆની મિલકત તેના લેહેણદારો વચ્ચે આજ રીતે વેંચી આપવામાં આવેછે.

દા.૨ એકદેવાળીઆને ત્રણ લેણદાર હતા. એક રૂ.૨૭૫ માગતો, બીજો રૂ.૩૮૦ માગતો અને ત્રીજો રૂ.૬૫૦ માગતો. અને તેની મિલકત રૂ.૯૪૫ ની હતી તો દરેક લેણદારને શું મળશે?

આમાં ૨૭૫, ૩૮૦, અને ૬૫૦ના પ્રમાણમાં દરેકને મળશે માટે.

૧૩૦૫:૯૪૫::૨૭૫:જ=૧૯૯-૨-૨$\frac{૧૪}{૨૯}$ પહેલાને.
૧૩૦૫:૯૪૫::૩૮૦:જ=૨૭૫-૨-૯$\frac{}{૨૯}$ બીજાને.
૧૩૦૫:૯૪૫::૬૫૦:જ=૪૭૦-૧૧-૦$\frac{૧૧}{૨૯}$ ત્રીજાને.

### મનોયત્ન ૮૨.

(૧) એક વેપારમાં અ ના ૩૭૫ રૂ. અને બના ૪૨૫રૂ. છે.તે વેપારમાં૨૪૦રૂ.નફો થયો તે શી રીતે વેંચી આપવો?

(૨) એક વેપારમાં અની પુંજી રૂ.૯૪૫ અને બ ની રૂ.૬૯૦ની છે તે વેપારમાં ૮૫ રૂ. નફો થયો તો દરેકનેભાગ શું આવશે?

(૩) અ,બ, અને કએરૂ.૭૦૦ એકઠા કર્યા તેમાં અના ૧૨૩ રૂ.બના રૂ.૩૫૮ અને બાકીના કના હતા. તે વેપારમાં રૂ.૧૨૫-૮-૦ નફો થયો તે દરેકને કેટલો આપવો?

(૪) અ ની પુંજી રૂ.૩૪૦-૬-૦, બ ની રૂ. ૩૭૫-૮-૦ અને કની રૂ.૪૦-૦-૦ની છે, તે ત્રણે વચ્ચે રૂ. ૧૦૦નો નફો શી રીતે વેંચવો?

(૫) એક વહાણમાં એક વેપારીએ ૧૧૦, બીજાએ૯૭, અને ત્રીજાએ ૧૩૩ ખાંડી રૂ ચઢાવ્યુંછે, પછી તોફાન થવાથી ખલાસીઓએ ૮૫ ખાંડી રૂ સમુદ્રમાં નાંખી દીધું ત્યારે દરેકને ખોટ કેટલી આવશે?

(૬) એક વહાણમાં રૂ.૯૦૦નો માલ ભર્યો હતો. તેમાંથી૧/૨ અનો ૧/૪ બનો અને બાકીનો કનો હતો. તેનો રૂ.૫૪૦ એ વીમો ઉતરાવ્યો હતો પછી તે વહાણ ડુબી ગયું ત્યારે દરેક જણને કેટલા રૂપીઆની ખોટ આવી હશે વારૂ?

(૭) અ, બ અને કએ સહીઆરો વેપાર કર્યો તેમાંઅ એ ૧૬ાા રૂ. મણનું ૧૫ાાામ. ઘી આપ્યું, બએ ૭ાારૂ. મણનું ૨૭ મણ તેલ આપ્યું અને કએ ૧ાારૂ. મણની ૧૨૫ મણ બાજરી આપી. પછી તે વેપારેમાં રૂ.૬૬-૭-૦ નફો થયો તે દરેકને કેટલો આપવો?

(૮) અએ રૂ.૨૫૦ કહાડ્યા અને બાકીનું બએ કહાડી તે બંનેએ રૂ.૪૦૦ માટે એક ખેતર ગણોતે રાખ્યું. તેમાં પેદાશનો ૧/૬ ગણોત આપવું પડેછે, ૧/૮ કુવેતીને આપવાં પડેછે અને ૧/૯ બીજું ખરચ થાયછે. અને તે ખેતરમાં ૨૧૬રૂ. ની પેદાશ થાયછે ત્યારે તેમાંથી અ અને બને કેટકેટલા રૂ. મળશે?

(૯) એક દેવાળીઆ પાસે અ રૂ.૨૫૬૩-૫-૪, બ રૂ.૨૦૩૫-૦-૦ અને ક રૂ.૧૪૧૬-૧૦-૮ માગેછે. તેની બધી પુંજી રૂ.૪૨૧૦-૮-૦ છે તો તેનાથી એક રૂપીએ કેટલી આનાં પતવાશે અને દરેક લેણદારને શું મળશે?

(૧૦) અ ના રૂ.૨૨૦૦૦ અને બના રૂ.૧૮૦૦૦ છે ત્યારે નફો રૂ.૭૨૦૦ શી રીતે વેંચી આપવો.

(૧૧) અના રૂ.૩૦૦૦ અને બના રૂ.૫૦૦૦છે, અને નફામાંથી સેકડે ૧૦ ટકા અને વેપાર ચલાવ્યાના મળેછે, તો વરસ આખરે રૂ.૮૦૦ના નફામાંથી દરેકને શું મળશે?

---

## ભેળવું પંત્યાળું.

૨૧૭. જ્યારે કોઈ પણ વેપારમાં જુદા જુદા ભાગીદારોના પૈસા જુદા જુદા વખત સુધી રહે છે ત્યારે તેનો નફો ટોટો

વેંચવાની રીતને એવડું પંત્સાળું કહેછે.

રીતઃ—બધી મુડીઓ એકજ નામની કરવી, અને બધાકાળ પણ એકજ નામના કરવા. પછી દરેક મુડી અને તે જેટલા કાળ સુધી રહી હોય તે બેનો ગુણાકાર કરવો. એ ગુણાકાર નવી મુડીઓ છે એમ ધારી એકવડા પંત્સાળા પ્રમાણે કરવું.

દા. ૧. ૮૦૦રૂ. લઇને **અ**એ વેપાર શરૂ કર્યો પછી ત્રણ માહના કેડે તે વેપારમાં ૧૦૦૦રૂ. આપીને **બ** મળ્યો. પછી તે વેપારમાં ૬ મહિના કેડે ૩૩૦ રૂ. નફો થયો તે શી રીતે વેંચવો.

આ વેપારમાં **અ** ના ૮૦૦ રૂ. ૯ મહિના રહ્યા એટલે ૮૦૦×૯=૭૨૦૦ રૂ. એક મહિનો રહે તેની બરોબર થયું. અને **બ**ના ૧૦૦૦ રૂ. ૬ મહિના રહ્યા માટે ૧૦૦૦×૬=૬૦૦૦ રૂ. એક મહિનો રહે તેની બરોબર થયું.

**અ**ના ૭૨૦૦ અને **બ**ના ૬૦૦૦ એક મહિનો રહે તેવો આ દાખલો થયો માટે એકવડા પંત્સાળા પ્રમાણે તે નફો ૭૨૦૦ ને ૬૦૦૦ અથવા ૬ અને ૫ એ પ્રમાણમાં થશે.

તેથી ૩૩૦×$\frac{૬}{૧૧}$=૧૮૦ **અ**નો નફો.

૩૩૦×$\frac{૫}{૧૧}$=૧૫૦ **બ**નો નફો.

દા. ૨ એક ઉજાણીમાં ૨૦ પુરૂષો, ૩૦ સ્ત્રિયો અને ૧૫ ચાકર હતા. તેમાં એવી સરત હતી કે એક પુરૂષ ૫ આના આપે તો એક સ્ત્રિ ૩ આના આપે અને એક ચાકર ૧આનો આપે. હવે તે ઉજાણીનું બધું ખરચ ૪૧૦ રૂ. થયું ત્યારે દરેક પુરૂષ, સ્ત્રિ અને ચાકરને શું શું આપવું પડશે?

આમાં જો ૨૦ પુરૂષનું ખરચ ૨૦×૫=૧૦૦ આના થાય તો ૩૦ સ્ત્રિયોનું ખરચ ૯૦ આના અને ૧૫ ચાકરનું ખરચ ૧૫ આના આવે. માટે ૧૦૦+૯૦+૧૫=૨૦૫ આના કૂલ ખરચ હોય તો ૫ આના પુરૂષનું ખરચ થાય. અને૪૧૦રૂ. =૬૫૬૦ આના ખર્ચ થાય તોઃ—

૬૫૬૦×$\frac{૧૦૦}{૨૦૫}$= ૧૦ રૂ. દરેક પુરૂષનું ખરચ.

૬૫૬૦×$\frac{૯૦}{૨૦૫}$= ૬ રૂ. દરેક સ્ત્રિનું ખરચ.

૬૫૬૦×$\frac{૧૫}{૨૦૫}$= ૨ રૂ. દરેક ચાકરનું ખરચ.

**અનોપલ ૮૩.**

(૧) **અ** એ રૂ.૩૦૦ ચાર મહિના રાખ્યા અને **બ** એ ૬૮૯ નવ મહિના રાખ્યા તો રૂ.૪૭નો નફો શી રીતે વેંચી આપવો?

(૨) **અ**ના રૂ.૭૦૫-૮ પાંચ મહિના રહ્યા. અને **બ**ના રૂ.૯૦૨ ત્રણ મહિના રહ્યા, તે બે રૂ.૮૧નો નફો શી રીતે લે?

(૩) **અ**ના રૂ. ૧૭૦ નવ મહીના રહ્યા, **બ**ના રૂ.૨૧૦ સાત મહિના રહ્યા. **ક**ના રૂ.૨૫૬ ચાર મહિના રહ્યા અને **ડ**ના રૂ.૪૧૫ બે મહિના રહ્યા; ત્યારે રૂ.૨૨૫ ના નફામાંથી દરેકને શું આપવું?

(૪) **અ**એ રૂ.૯૦૦થી વેપાર શરૂ કર્યો; ૩ મહિના પછી રૂ. ૧૧૦૦ આપીને **બ** સામેલ થયા. પછી ચાર મહિના રૂ. ૨૦૦૦ આપીને **ક** દાખલ થયો તો વરસ આખરે રૂ. ૪૦૦ નો નફો શી રીતે વેંચી આપવી?

(૫) **અ**એ રૂ.૧૨૭૫થીવેપાર શરૂ કર્યો. ૪ મહિના પછી **બ**ના રૂ.૧૫૦૦ આપી સામેલ થયો, અને તેજ વખતે **અ**એ પોતાની મુડીમાંથી રૂ.૫૦૦ લઈ લીધા. પછી ૫ મહિને **બ**એ પોતાની મુડીમાંથી રૂ.૮૦૦ ઉપાડ્યા, અને **અ** એ રૂ. ૩૦૦ પોતાની મુડીમાં ઉમેર્યા. ત્યાર પછી ૨ મહિને રૂ.૧૪૫ નો નફો વેંચવા બેઠા તો દરેકને શું મળશે?

(૬) એક વેપારમાં **અ** અને **બ**ના પૈસા ૩:૪ એ પ્રમાણમાં હતા. પાંચ મહિના પછી દરેકજણે પોતાની મુડીના અનુક્રમે ૧/૩ અને ૧/૪ લઈ લીધા; ત્યારે વરસ આખરે રૂ.૧૫૦ નો નફો તેમને શી રીતે વેંચી આપવો?

(૭) **અ**, **બ**, અને **ક**ની મુડી ૧/૨, ૧/૩, અને ૧/૪એ પ્રમાણમાં છે, પાંચ મહિના પછી તેમણે પોતપોતાની મુડીનો અનુક્રમે ૧/૨, ૧/૪ અને ૧/૩ લઈ લીધો. પછી ૬ મહિને નફાના રૂ.૧૬૯-૮-૦ વેંચવા બેઠા તેમાં દરેકને શું આવશે?

(૮) **અ** અને **બ**એ એક ખેતરનું ઘાસ રૂ.૧૦૦ માટે વેચાથી લીધું; તેમાં **અ** ૨૦ ઘોડા ચરાવે છે અને **બ** ૫૦ ઘેટાં ચરાવે છે. ૬ મહિના પછી **બ**એ ૧૦ ઘેટાં વધારે ચરવા મુક્યાં, અને **ક** એ ૪૦ ગાયો ચરાવવાની શરૂ કરી, તેમાં એક ઘોડો ૩ ઘેટાં જેટલું અને એક ગાય ૨ ઘેટાં જેટલું ચરેછે, તો વરસ આખરે દરેકને શું આપવું પડશે?

(૯) **અ** ને **બ**એ એક ચોપડી લખવા લીધી. **અ** દર-

રોજ ૬ અને બ ૭ પાનાં લખેછે. ૭ દિવસ પછી તે બંનેએ એકેકું પાનું ઓછું લખવા માંડ્યું. બીજા ૧૨ દહાડા થયા એટલે અ પોતાને બદલે કને મુકીને ગામ ગયો. કએ દર-રોજ ૮ પાનાં લખવા માંડ્યાં, એટલે તે ચોપડી કના દાખલ થયા પછી ૧૨ દિવસે પુરી થઈ. તે ચોપડીની લખામણી રૂ.૬૦ મળી તેમાંથી દરેકને શું આપવું?

(૧૦) એક પંત્યાળા વેપારમાં અ ના પૈસા બ થી બમણા હતા, પણ બના પૈસા જેટલી વખત રહ્યા. તેના $\frac{3}{4}$ વખત અના પૈસા રહ્યા. અને કના પૈસા અ અને બએ બેના પૈસાના સરવાળાથી ડોઢા હતા. પણ તે અ ના પૈસા જેટલી વખત રહ્યા તેના $\frac{3}{4}$ વખત રહ્યા. ત્યારે રૂ.૫૭૧૬ નો નફો તેમણે શી રીતે વેંચી લીધો હશે?

(૧૧) એક વેપારમાં અ ના રૂ.૫૦૦૦ બના રૂ.૮૦૦૦, અને કના રૂ.૧૦૦૦૦ હતા. ત્રણ મહિના પછી અ એ પોતાના પૈસા લેઈ લીધા, તે પૈસા ૨:૩એ પ્રમાણમાં બ અને ક એ ઉમેરીને પુરા કર્યા, ત્યાર પછી ૬ મહિને કએ રૂ.૪૦૦૦ લેઈ લીધા ત્યાર પછી ૩ મહિને તેઓએ એ નફો વેચ્યો. તેમાં અનો ભાગ રૂ.૩૨૫ આવ્યો તો બાકીના બેને ભાગ શું આવ્યું હશે?

## મિશ્રરાશી.

૨૧૮. જુદાજુદા ભાવની વસ્તુઓ કોઈ માણસે લીધી હોય, તો મિશ્રનો દર શો આવશે, અથવા તે વસ્તુઓની મેળવણી કોઈ આપેલ ભાવે પડે તો વસ્તુઓ શા પ્રમાણમાં લેવી, એ શોધી કહાડવાની રીતને મિશ્રરાશી કહેછે.

૨૧૯. પ્રકાર ૧લો, જુદાજુદા ભાવની વસ્તુઓનું વજન આપ્યું હોય, તે ભાવને વસ્તુના વજનનો ગુણાકાર કરવો. બધા ગુણાકારના સરવાળાને બધી વસ્તુના વજનના સરવાળાએ ભાગવો.

દા. ૧ એક વેપારીએ ૬ રૂપીએ મણ લેખે ૧૫ મણ, ૭ રૂપીએ મણ લેખે ૧૨ મણ અને ૯ રૂપીએ મણ લેખે ૪મ. ખાંડ લીધી તો મિશ્રનો ભાવ શો પડશે?

| | |
|---|---|
| ૧૫×૬=૯૦ | |
| ૧૨×૭=૮૪ | આનું કારણ ઉઘાડુંછે, કેમકે બધી થઈ |
| ૪×૯=૩૬ | ને ૩૧મ. બાંડ એની પાસે થઈ અને |
| ૩૧)૨૧૦ | તેના એને રૂ.૨૧૦ બેઠાછે તો ૧ મણ |
| ૬$\frac{૨૪}{૩૧}$ જવાબ | ના ૬$\frac{૨૪}{૩૧}$ રૂ. આવે. |

આ પ્રમાણે નીચેની જાતના દાખલા પણ થાયછે.

દા. ૨. એક માણસને રૂ.૧૦૦૦નું કરજ હતું તેમાંથીરૂ.૫૦૦ ચાર મહિના પછી આપવાના હતા, રૂ.૩૦૦ પાંચ મહિના પછી આપવાના હતા અને રૂ.૨૦૦ દશમહિના પછી આપવાના હતા. ત્યારે એ પ્રમાણે ન આપતાં રૂ.૧૦૦૦ સામટા કયારે આપે કે જેથી કોઈને બ્યાજ બાધ ન પડે.

| | |
|---|---|
| ૫૦૦×૪ = ૨૦૦૦ | આમાં ૫૦૦રૂ.ચારમાસ રહે |
| ૩૦૦×૫ = ૧૫૦૦ | તનું બ્યાજ ૨૦૦૦રૂ.એકમાસ |
| ૨૦૦×૧૦= ૨૦૦૦ | રહે તેના બ્યાજની બરાબર થયું |
| ૧૦૦૦ ૧૦૦૦)૫૫૦૦ | તેમજ ૩૦૦રૂ. ૫ માસ રહે તે |
| ૫$\frac{૧}{૨}$ | ૧૫૦૦રૂ.એક મહિનોરહે તેની |

બરોબર થયું; અને, ૨૦૦રૂ. ૧૦ મહિના રહે તે ૨૦૦૦રૂ.એક મહિનો રહે તેની બરોબર થયું. એટલે કુલ ૫૫૦૦ રૂ. એક મહિનો રહે તેની બરોબર થયું.અને તેટલુંજ બ્યાજ રૂ.૧૦૦૦ ને ૫॥ મહિના રાખીએ તો આવે. માટે ૫॥ મહિના પછી રૂ.૧૦૦૦ આપીએ તો દેવું બરાબર રીતે પતા રહેશે.

૨૨૦. પ્રકાર ૨જો. જુદા જુદા ભાવની વસ્તુઓનુંમિશ્ર આપેલ ભાવે પડેતો તે વસ્તુઓ શા પ્રમાણમાં લેવી તેની રીતઃ-બધા ભાવને એક નામનું રૂપ આપવું. પછી જુદી જુદી વસ્તુઓના ભાવને એક આડી હારમાં લખવા,અને તેમના ઉપર મિશ્રનો ભાવ મુકવો. પછી મિશ્રના ભાવ કરતાં એક મોટો અને એક નાનો એવા, આપેલી વસ્તુઓના ભાવમાંથી બે ભાવ લેવા. પછી મોટો ભાવ તથા મિશ્રનો ભાવ એ બેની બાદબાકી નાના ભાવ તળે મુકવી, અને મિશ્ર ભાવ તથા નાનો ભાવ એ બેની બાદબાકી મોટા ભાવ તળે મુકવી. આ પ્રમાણે દરેક ભાવ નીચે ઓછામાં ઓછી એક એક બાદબાકી આવે ત્યાં સુધી અરસ્પરસ બાદબાકીઓ મુકવી. પછી જે ભાવની નીચે

જે બાદબાકી આવી હોય તે બાદબાકી જેટલું તે ભાવનું લેવું જો એક કરતાં વધારે બાદબાકીઓ એક ભાવ તળે હોય તો તે બાદબાકીઓના સરવાળા બરોબર તે ભાવનું લેવું.

મિશ્રનો ભાવ આપેલા જુદા જુદા ભાવનો છેક નાનો અને છેક મોટો.એ બેની વચે હોવા જોઇએ એ ઉઘાડુંજછે.

દા. ૪૨. ૩॥૨. અને ૨॥૨. એ મણના ચોખા શા પ્રમાણમાં લેઇએ તો મિશ્રનો ભાવ ૩૨. થાય!

કારણકે ૪૨. ના ભાવના ૦॥ મણ ચોખા ૩ ૩૨. ને ભાવે વેચવાથી ૦॥૨. નફો થાય.અને ૪,૩॥,૨॥, ૨॥૨. ના ભાવના ૧ મણ ચોખા ૩૨. એ ૦॥ ૦॥ ૧+૦॥ વેચવાથી ૦॥૨. ખોટ જાય માટે નફો ને ખોટ બરોબર થઈ રહી ફરીને ૩॥ના ભાવના ૦॥મણ ચોખા ૩૨.ના ભાવે વેચવાથી ૨૦॥નફો આવે અને ૨॥ના ભાવના૦॥મણ ચોખા૩૨.ને ભાવે વેચવાથી ૦॥૨. ખોટ જાય એટલે એમાં પણ ખોટ ને નફો બરોબર થયો,એટલે ૨॥ના ભાવના મણચોખાનીખોટ ૪ના ભાવના ૦॥ મણમાં પુરાઈ અને ૦॥મણની ખોટ ૩॥ ના ભાવના ૦॥ મણમાં પુરાઈ. માટે ૨॥ના ૧॥મણ૩॥ ના ભાવના ૦॥ મણ અને ૪ના ભાવના મણ ૦॥ મણ લેવા.

૨૨૧. આવા દાખલામાં જુદી જુદી બાદબાકીઓ લેવાથી જવાબ જુદા જુદા આવેછે. અને તેથી આવા અનિશ્ચિત હિસાબ પુછવામાં આવતા નથી.

દા. ૨ ૧૦૨. ૧૪૨. ૧૭૨. અને ૧૮૨.ના ભાવનું ઘી કેટલું લેઇએ તો મિશ્રનો ભાવ ૧૯ થાય.

૧૯
૧૦ ૧૪ ૧૭ ૧૮ / ૨ ૧ ૨ ૯ અથવા ૧૯ ૧૦ ૧૪ ૧૭ ૧૮ / ૧ ૨ ૯ ૨

૧૯
અથવા ૧૦ ૧૪ ૧૭ ૧૮ / ૨ ૧ ૯ ૯ અથવા ૧૯ ૧૦ ૧૪ ૧૭ ૧૮ / ૨ ૧ ૯ ૯

૧ ૨ ૨ ૨ / ૩ ૩ ૮ ૮ ૧ ૨

૨૨૨. આમાં મૂળ મતલબ એટલી યાદ રાખવાની છેકે ઓછા ભાવમાં જેટલી ખોટ જાય તેટલોજ વત્તા ભાવમાં નફો આવે છે. અને તેથી મિશ્ર ભાવ કરતાં બે વત્તા ભાવ લેઈ તેમની

મિશ્ર સાથે બાદબાકી એક બીજા નીચે મુકવી નહિ કેમકે તેથી તો બંનેમાં નફો આવશેઃ—તેમજ બે ઓછા ભાવની મિશ્ર ભાવ સાથેની બાદબાકી એક બીજા નીચે મુકવી નહીં.

૨૨૩. દરેક ભાવનું કયા પ્રમાણમાં લેવું તેજ ફકત ઉપરનીરીતથી માલમ પડેછે; અને તેથી બધું મળીને અમૂક મણ લેવું એમ કહ્યું હોય તો પ્રમાણ ભાગની રીતે દરેક ભાવનું કેટલું લેવું તે કહાડવું. તેમજ કોઈ એક ભાવનું અમૂક મણ લીધું તો બીજા ભાવનું કેટલું લેવું તે પણ ત્રિરાશી રીતે નિકળેછે.

દા. ૧ એક વેપારીએ ૮ રૂ. ૧૦ રૂ. અને ૧૨ રૂ. મણની બધી મળીને ૭૮ મણ સોપારી લીધી તેમાં તેને સરેરાશ દર મણે ૯રૂ. પડ્યા ત્યારે. દરેક જાતની કેટલી લીધીહશે?

      ૯      આમાં ઉપરની રીતે ૪, ૧, ૧ એ
૮ ૧૦ ૧૨   જવાબ કેહાડ્યા પછી એવું રૂપ થયું કે ૬
૩   ૧   ૧   મણ સોપારી લેવી હોય તો દરેક જા-
૧

તની ૪, ૧, ને ૧ મણ એ અનુક્રમે લેવી, તો ૭૮ મણ લેવી હોય તો દરેકના ભાવની કેટલી લેવી. તે પ્રમાણ ભાગ રીતે કરતાં નીચેનો જવાબ આવેછે.

૬:૭૮::૪:૫૨ મણ ૮ ના ભાવની ⎫
૬:૭૮::૧:૧૩ મણ ૧૦ ના ભાવની ⎬ જવાબ.
૬:૭૮::૧:૧૩ મણ ૧૨ ના ભાવની ⎭

દા. ૧ ૫રૂ. ૮રૂ. અને ૧૦રૂ. મણના ભાવની સોપારી લેવી છે, હવે ૫ ના ભાવની ૧૨ મણ લીધી તો બાકીના ભાવની કેટલા મણ લેવી કે જેથી મિશ્રનો ભાવ ૯રૂ. થાય?

      ૯      આમાં ૫ ના ભાવની ૧ મણ લે તો ૮ ના
૫   ૮   ૧૦   ભાવની ૧ મણને ૧૦ના ભાવની ૫ મણ
૧   ૧   ૪   લેવા પડે. માટે ત્રિરાશી પ્રમાણ પ્રમાણે
          ૧   ૮ના ભાવની ૧૨ મણ ને ૧૦ના ભાવની
૬૦ મણ આવી તે જવાબ.

## મનોયત્ન ૮૪.

(૧) એક માણસ ૧૫ના ભાવની ૧૦ મણ, ૧૩ના ભાવની ૭ મણ, ૧૨ના ભાવની ૧૧ મણ, અને ૧૬ના ભાવની

૩ મણ સાકર એકઠી કરે તો મિશ્ર કેમ મણ પડે?

(૨) એક માણસ ૬ના ભાવની ૭ મણ, ૭ના ભાવની ૯મણ, ૯ના ભાવની ૫ મણ, અને ૬।।ના ભાવની ૧૨ મણ ખાંડ એકઠી કરે તો મિશ્રનો ભાવ શો?

(૩) એક માણસ ૧૬।।ના ભાવનું ૧૨ મણ, ૧૮ના ભાવનું ૮ મણ, ૧૫।।ના ભાવનું ૨૮ મણ ઘી એકઠું કરેછે, તો તે કુલ ૧૧ રૂ. નફો લેઇને મિશ્ર દર મણ કેટલે વેચે?

(૪) એક માણસ ૧૦ મણ તેલ ૫ રૂ.ના ભાવનું ૧૬ મણ ૪ના ભાવનું, અને ૨૦ મણ ૨।।ના ભાવનું લાવીને તેની સાથે ૩૦ મણ તેલ કયા ભાવનું મેળવે તો મિશ્ર દર મણે રૂ.૪ પડે?

(૫) એક માણસ ૩ના ભાવના ૩૦ મણ, ૨।।ના ભાવના ૪૧ મણ, અને ૪ના ભાવના ૨૪ મણ ચોખાની સાથે ૪૦મણ ચોખા કયા ભાવના મેળવે તો મિશ્રનો ભાવ ૩।રૂ. થાય?

(૬) ૧૦૦ ભાગમાં ૮૦ ભાગ શુદ્ધ હોય એવા ૧૫ તોલા સોનામાં ૯૦ ભાગ શુદ્ધ હોય એવું ૧૨ તોલા સોનું મેળવીએ તો મિશ્રનો કસ કેટલા ભાગ શુદ્ધ સોનાનો આવશે?

(૭) ૧૦૦ એ ૯૬ ભાગ શુદ્ધ એવા ૪ તોલામાં ૯૦ ભાગ શુદ્ધ એવા ૫ તોલા મેળવીએ અને તે મિશ્રમાંથી ૪।। તોલાની એક જણસ કરાવીએ તો તેમાં શુદ્ધ સોનું કેટલું હશે?

(૮) ૯૦ ભાગ શુદ્ધ એવા ૮ તોલા અને ૯૨ ભાગ શુદ્ધ એવા ૯ તોલા સોનું, જેની શુદ્ધતા માલમ નથી એવા ૬ તોલા સોના સાથે મેળવ્યું, તો મિશ્રનો કસ ૮૮ ભાગ શુદ્ધ એવો થયો, ત્યારે છ તોલાનો કસ કેટલો તે કહો?

(૯) વિલાયતમાં ૧૭ ક્યારટ શુદ્ધ એવા ૪ ઔંસમાં ૧ ક્યારટ શુદ્ધ એવા ૩ ઔંસ મેળવીને તે મિશ્રમાંથી ૩$\frac{૧}{૨}$ ઔંસનો એક ઘાટ ઘડાવ્યો તો એ ઘાટમાં બધુંથઇને કેટલું શુદ્ધ સોનું હશે?

(૧૦) ૧૩, ૧૨, ૧૧, અને ૧૦ ક્યારટ શુદ્ધ એવી અનુક્રમે ૧૦, ૪, ૨, ૪ ઔંસ સોનાની રણીઓછે. તે બધાને ગાળીને મિશ્ર કરીએ તો મિશ્રનો કસ કેટલા ક્યારટ શુદ્ધ આવે?

(૧૧) ૧૦ ક્યારટ શુદ્ધ એવા ૮ ઔંસ અને ૧૧ ક્યારટ

શુદ્ધ એવા ૩ આસ એ બંને ને, જેની શુદ્ધતા માલમ નથી એવા ૬ ઔંસની સાથે મેળવ્યા તો મિશ્રનો કસ ૧૨ ક્યારેટ થાય છે. તો ૬ ઔંસ સોનાનો કસ કેટલો?

(૧૨) એક માણસને રૂ.૩૦૦ ચાર મહિના પછી, રૂ.૫૦૦ પાંચ મહિના પછી, અને રૂ.૪૦૦ સાડાદશ મહિના પછી આપવાના છે તો કુલ ૧૨૦૦રૂ. એકે વખતે ક્યારે આપે કે જેથી વ્યાજની બાધ ન પડે?

(૧૩) એક માણસને રૂ.૧૦૦ હાલ આપવાના છે, અને ૭ માસ પછી રૂ.૬૦૦ આપવાના છે, તો કુલ રૂ.૭૦૦ એકે વખતે ક્યારે આપે તો કંઈ બાકી ન રહે?

(૧૪) ૬ માસ પછી રૂ.૪૫, ૧૧ માસ પછી રૂ.૭૦ અને ૧૩ માસ પછી ૭૫રૂ. દેવા થવાના હોય તો કેટલે મહિને બધા સામટા મળે?

(૧૫) રૂ.૧૨૦૦ના કરજમાંથી અડધું ૧૮ મહિના પછી, ચોથો ભાગ ૧૫ મહિના પછી, છઠો ભાગ દશ મહિના પછી, અને બાકીનું ત્રણ માસ પછી આપવાનું હોય તો રૂ.૧૨૦૦ સામટા કયે વખતે આપવાથી દેવું પતી રહેશે?

(૧૬) અ ના બ ની પાસે નવ મહિના પછી રૂ.૧૦૦૦ લેણા થશે; પણ તેમાંથી રૂ.૨૦૦ ત્રણ મહિને આપ્યા, અને રૂ.૩૦૦ આઠ મહિને આપ્યા તો બાકીના રૂપીઆ ક્યારે આપવા?

(૧૭) અ રૂ.૭૫૦ બ ની પાસે માગે છે. તેમાંથી $\frac{1}{5}$ ચાર મહિના પછી, $\frac{1}{3}$ પાંચ મહિના પછી, અને બાકીના છ મહીના પછી આપવાના છે. ત્યારે બધા એકે વખતે ક્યારે આપવા?

(૧૮) ૪ રૂ. ૫ રૂ. અને ૬ રૂ. અનુક્રમે ભાવની ખારેકો શા પ્રમાણમાં લઈએ તો મિશ્રનો ભાવ ૫। રૂ. થાય?

(૧૯) ૧૬રૂ. ૧૭॥રૂ. ૧૮ રૂ. અને ૧૯ રૂ. મણનું ઘી અનુક્રમે શા પ્રમાણમાં મેળવીએ તો મિશ્રનો દર ૧૭ રૂ. એ મણ થાય?

(૨૦) એક સોની, સો ભાગમાં શુદ્ધ ૮૦, ૮૬, ૯૦ અને ૯૬ ભાગ અનુક્રમે હોય એવું સોનું એકઠું કરવાને ચાહે છે;

એવી રીતે કે મિશ્રનો કસ ૯ ૩ ભાગ શુદ્ધ થાય ત્યારે દરેક જાતનું કયા પ્રમાણમાં લેવું?

(૨૧) એક માણસ અનુક્રમે ૧૫, ૧૭, ૧૯, અને ૨૨ રૂ. એ તોલાંના ભાવનું સોનું એકઠું કરવા ચાહે છે. એવી રીતે કે બધું મિશ્ર ૪૦ તોલા થાય અને મિશ્રનો ભાવ દર તોલે રૂ.૨૦ પડે ત્યારે દરેક ભાવનું કેટ કેટલું લેવું?

(૨૨) એક માણસને રૂ. ૨૦૦૦નું દેવું, થોડા ૩ મહિને, થોડા પાંચ મહિને, અને બાકીના ૧૦ મહિને એ પ્રમાણે ત્રણ હપતે પતાવવાનું હતું, તેને બદલે એણે બધા રૂ.૨૦૦૦ સાડા ચાર મહિને આપ્યા તેથી દેવું બરોબર પતી રહ્યું. તો દરેક હપતે તે કેટ કેટલાં રૂપીઆ આપવાનો હશે?

(૨૩) એક માણસે ૪ ના ભાવનું ૧૨ મણ, ૨। ના ભાવનું ૧૬ મણ, અને ૫ના ભાવનું ૨૫ મણ તેલ લીધું તો એ ત્રણના મિશ્રમાં ૧।।। ના ભાવનું કેટલું ઉમેરવાથી મિશ્રનો ભાવ ૩ રૂ. થાય?

(૨૪) એક માણસ પાસે ૫રૂ. એ મણની ૨૪ મણ ખાંડ છે. હવે તેની સાથે તે ૮રૂ. ૯રૂ. અને ૧૦રૂ. એ મણની ખાંડ કેટલી કેટલી ઉમેરે તો મિશ્રનો ભાવ ૭રૂ. એ મણ થાય?

(૨૫) મિશ્ર ૧૭રૂ. એ મણ પડે એવું ૯૯ મણ ઘી એકઠું કરવું છે. તેમાંનું કેટલું એક ૧૬રૂ. એ મણ કેટલુંએક ૧૮રૂ. એ મણ અને કેટલું એક ૨૦રૂ. એ મણ મળે છે ત્યારે દરેક ભાવનું કેટ કેટલું લેવું?

(૨૬) ૧।।રૂ. એ ૨રૂ. એ અને ૨।।રૂ. એ મણ એ ત્રણ ભાવનું દુધ ૧૦ મણ એકઠું કરવું છે એવી રીતે કે મિશ્રનો ભાવ ૨। એ મણ પડે ત્યારે દરેક ભાવનું કેટ કેટલા મણ લેવું?

---

## ઈષ્ટરાશી.*

૨૨૪. કોઈપણ આપેલા દાખલાના એક અથવા વધારે ખોટા

*જે દાખલા ઈષ્ટરાશીથી થાયછે, તે પાછળ ગએલા કોઈ બીજી રીતથી પણ થાયછે. એકવડી ઈષ્ટરાશીના બધા દાખલા પ્રમાણ ભાગની રીતે પણ થાય છે. બેવડી ઈષ્ટરાશીના દાખલા

જવાબ ધારીને તે ઉપરથી તેનો ખરો જવાબ લાવવાની રીતને ઇષ્ટરાશી કહે છે. તેના બે પ્રકાર છે.

૧ એકવડી ઇષ્ટરાશી. ૨ બેવડી ઇષ્ટરાશી.

## એકવડી ઇષ્ટરાશી.

૨૨૫. એક ખોટો જવાબ ધારીને તે ઉપરથી ખરો જવાબ લાવવાની રીતને એકવડી ઇષ્ટરાશી કહે છે.

૨૨૬. જે દાખલાઓમાં જવાબનોજ કોઈ ભાગ જવાબમાં ઉમેરી અથવા બાદ કરીને આપ્યો હોય, અથવા જવાબને કોઈ સંખ્યાએ ગુણી અથવા ભાગીને ગુણાકાર અથવા ભાગાકાર આપ્યો હોય, એટલે ટુંકામાં જે દાખલામાં જવાબ કોઈ આપેલા ગુણોત્તરમાં વધે અથવા ઘટે તે દાખલા એકવડી ઇષ્ટરાશીથી થાય છે.

૨૨૭. રીત. ખરો જવાબ લઈ તાળો મેળવીએ તેમ ગમે તે સંખ્યાને જવાબ ધારી દાખલામાં કહ્યા પ્રમાણે તાળો મેળવવો. પછી તેથી જે પરિણામ આવે તે : દાખલામાં આપેલા ફળને છે :: ધારેલી સંખ્યા : ખરા જવાબને છે, એ પ્રમાણ માંડવું. નિચેના દાખલા ઉપરથી માલમ પડશે કે એ પ્રમાણ ભાગનીજ રીતછે. અને તેનું કારણ પણ પ્રમાણ ભાગની રીતે ઉઘાડું છે.

દા. ૧ એવી સંખ્યા કઈ છે કે જેમાં તેના $\frac{૧}{૩}$, $\frac{૧}{૪}$ અને $\frac{૧}{૭}$ ઉમેરીએ તો સરવાળો ૧૩૦૫ થાય છે.

આમાં, ૮૪ એ સંખ્યા લીધી તો.

$૮૪+\frac{૮૪}{૩}+\frac{૮૪}{૪}+\frac{૮૪}{૭}=૮૪+૨૮+૨૧+૧૨=૧૪૫$ થાય.

માટે ૧૪૫ : ૧૩૦૫ :: ૮૪ : ૭૫૬, ૭૫૬ એ સંખ્યા જવાબ.

આમાં ૮૪ને બદલે ગમે તે સંખ્યા લેવાય, પણ ૮૪લીધી એનું કારણ એજકે તે ૩, ૪ અને ૭નો ભાજ્ય છે. એટલે તેનો $\frac{૧}{૩}$, $\frac{૧}{૪}$ અને $\frac{૧}{૭}$ એ પૂર્ણાંક આવશે અને તેથી હિસાબમાં

---

પણ ઇષ્ટરાશી વગર થાય છે. આજ કારણથી કેટલાક અંકગણિતમાં ઇષ્ટરાશીનો વિષય આપેલો નથી હોતો. ઇષ્ટરાશી વગર જે દાખલા થાયછે તેમાંના કેટલાએક ઇષ્ટરાશીથી સહેલમાં થાયછે. માટે એ વિષય આ ઠેકાણે દાખલ કર્યો છે.

અપૂર્ણાંક લાવવાની ગુંચવણ નહીં થાય. જો ગમે તે સંખ્યા લેશું તો પ્રમાણનું પહેલું પદ અપૂર્ણાંક આવશે પરંતુ જવાબ તો ૭૫૬જ આવવાનો.

૩, ૪ અને ૭ના ગમે તે ભાજ્યને જવાબ ધારીશું તો તેનું ઉત્પંન પૂર્ણાંક આવશે, અને તેથી પ્રમાણ સેહેલું થશે.

### મનોયત્ન ૮૫.

(૧) એક ગૃહસ્થે ૪ ભિખારીઓને ૫ આના આપ્યા. તેમાં પહેલા કરતાં બીજાને બમણા, ત્રીજાને ત્રણ ગણા ને ચોથાને ચોગણા આપ્યા તો દરેકને શું મળ્યું હશે?

(૨) એક ચોપડીઓ વેચનારે ૧૦ ચોપડીઓ કેટલીક કીમતે વેચી; ફરીને ૧૫ ચોપડીઓ તેજ કીમતે વેચી. તેમાં બીજી વખત તેને રૂ ૩૫ વધારે મળ્યા તો દરેક ચોપડીની કીમત કેટલી?

(૩) એક માણસે ચાર કારીગર રાખ્યા. બીજા કરતાં પહેલાને ૨ આના વધારે આપ્યા, ત્રીજા કરતાં બીજાને ૩ આના વધારે આપ્યા, અને ચોથા કરતાં ત્રીજાને ૪ આના વધારે આપ્યા. તે બધા વચ્ચે ૨ રૂ. આપ્યા તો દરેકને શું મળશે?

(૪) એ સંખ્યા કઈ છે કે જેની પાંચ ગણાઈમાંથી તે ગુણાકારનો ૩ જો ભાગ બાદ કરી બાકીને દશે ભાગીએ. અને તે ભાગાકારમાં તે સંખ્યાનો બીજો, ત્રીજો અને ચોથો ભાગ મેળવીએ તો સરવાળો ૯૮ થાય છે.

(૫) એક માણસની પાસે ફુલ હતાં તેનો $\frac{1}{3}$ શીવને ચઢાવ્યાં, $\frac{1}{5}$ હરમાનને ચઢાવ્યાં, $\frac{1}{6}$ વિશ્નુને ચઢાવ્યાં, અને $\frac{1}{4}$ પાર્વતીને ચઢાવ્યા. પછી તેના ગુરૂને ચઢાવવાને તેની પાસે ફકત ૬ ફુલ બાકી રહ્યાં ત્યારે તેની પાસે કુલ ફુલ કેટલાં?

(૬) એક સ્ત્રિના ગળામાંથી મોતીનો હાર તુટયો; તેમાં જે મોતી હતાં તેમાંનો $\frac{1}{3}$ પથ્વી ઉપર પડ્યો $\frac{1}{5}$ પથારીમાં પડ્યો, $\frac{1}{6}$ ખોળામાં પડ્યો, $\frac{1}{10}$ હાથમાં ઝીલી લીધાં; અને ફકત ૬ મોતી તે હારમાં રહ્યાં. ત્યારે તે કેટલાં મોતીનો હાર હશે?

(૭) એક માણસ કેટલાએક રૂપીઆ લઇને જાત્રા કરવા નિકળ્યો. પછી પોતાની પાસે જેટલા રૂપીઆ હતા તેનો $\frac{1}{2}$ પ્રયાગમાં વાપર્યા, બાકીનાના $\frac{2}{3}$ કાશીમાં વાપર્યા, બાકી રહ્યા

તેનો ૧/૪ રસ્તા ખર્ચમાં વાપર્યા, અને તેથી બાકી રહ્યા તેના ૬/૧૦ ગયાજીમાં વાપર્યા; પછી તેની પાસે ફકત રૂ.૬૩ બાકી રહ્યા ત્યારે તે કેટલા રૂપીઆ લઇને નિકળેલો?

(૮) એક સ્ત્રિ પાસે કેટલાં રત્ન હતાં તેનો ૧/૮ ચોટલામાં ઘાલ્યો, બાકીનાના ૩/૭ કાંચળીએ જડ્યાં તેથી જે બાકી રહ્યાં તેનો ૧/૨ વીંટીયોમાં જડ્યાં, અને તેથી જે બાકી રહ્યાં તેના ૩/૪ બીજા દાગીનામાં જડ્યાં, પછી તેની પાસે ૧૬ રત્ન બાકી રહ્યાં ત્યારે કુલ કેટલાં?

(૯) એક ભમરીનું ટોળું હતું તેનો ૧/૫ એક વૃક્ષ ઉપર બેઠું ૧/૩ બીજા ઉપર બેઠું, અને ૨/૫ મધપુડો કરવા લાગ્યું પછી ફકત એક ભમરી રહી ત્યારે કુલ ભમરી કેટલી?

(૧૦) અની ઉમર બની ઉમરના ૨/૩ છે; અને કની ઉમર અ ની ઉમરના ૩/૪ છે, તે બધાની ઉમરનો સરવાળો ૧૩૦ વરસ થાય છે તો દરેકની ઉમર કેટલી?

(૧૧) અને ક મળીને જેટલાં પાનાં લખે તેનો ૯/૧૦ મો ભાગ બ લખે છે. અને બ જેટલાં લખે તેનો ૫/૬ મો ભાગ ડ લખે છે. તે બધાએ મળીને ૯૬ પાનાં લખ્યાં તો દરેકે કેટલાં લખ્યાં હશે?

(૧૨) તે ત્રણ સંખ્યાઓ કઈ છે, કે જેમાંની પહેલી તે બીજીનો ૩/૫ છે; અને બીજી તે ત્રીજીનો ૨/૩ છે, અને પહેલી તથા બીજીની બાદબાકી ૧૨ છે.

(૧૩) ૪૨ ના ત્રણ ભાગ કરો એવા કે પહેલાને બીજાએ ભાગીએ તો ૩૧/૨ આવે; અને બીજાને ત્રીજાએ ભાગીએ તો ૧/૫ આવે.

(૧૪) એવી ત્રણ સંખ્યાઓ કઈ છે, કે જેમાંની પહેલી બેનો સરવાળો ૧૮ છે, પહેલી ત્રીજીથી બમણી છે, અને ત્રીજીને બીજીએ ભાગીએ તો ૫/૧૬ આવે છે.

(૧૫) એક માણસે પોતાના કરજનો ૧/૬, ૧/૩, અને ૧/૧૨ આપ્યો તોપણ તેને રૂ.૯૩૦ દેવું રહ્યું ત્યારે તેનું દેવું કેટલું હશે?

(૧૬) જેના ત્રીજા અને ચોથા ભાગનો સરવાળો ૬૩ થાય એવી સંખ્યા કઈ?

(૧૭) કોઈ તળાવમાં એક લાકડી ઉભી કરીછે; તેનો ૧/૬ પૃથ્વીમાં છે, ૧/૩ પાણીમાં છે, ૧/૪ શેવાળમાંછે, અને ૧૨ હાથ બહાર દેખાયછે ત્યારે તે લાકડી કેટલી લાંબી હશે?

## બેવડી ઈષ્ટરાશી.

૨૨૮. બે ખોટી સંખ્યાઓને જવાબ ધારી તે ઉપરથી ખરો જવાબ લાવવાની રીતને બેવડી ઈષ્ટરાશી કહે છે.

૨૨૯. જ્યારે જોઈતી સંખ્યાને આપેલા ગુણોત્તરમાં વધારવાથી અથવા ઘટાડવાથી જે ફળ આવે તે, જોઈતી સંખ્યાનો કોઈ ભાગ અથવા ભાજ્ય ન હોય એવી અજાણી સંખ્યા કરતાં, વત્તું અથવા ઓછું હોય ત્યારે, તે હિસાબ બેવડી ઈષ્ટરાશીથી થાયછે.

૨૩૦. દાખલામાં લાગુ પડે એવી બે ખોટી સંખ્યાઓને જવાબ ધારી દાખલામાં કહ્યા પ્રમાણે દરેક ઉપરથી તાળો મેળવી જુદાં જુદાં ફળ ઉત્પન્ન કરવાં તે દરેક ફળ અને દાખલામાં આપેલા ફળ વચ્ચે કેટલું અંતરછે તે કહાડવું. અને દાખલામાં આપેલા ફળ કરતાં ઉત્પન્ન થએલું ફળ વત્તું હોય તો તેના અંતર પહેલાં+નું ચિન્હ કરવું; અને ઓછું હોય તો—નું ચિન્હ કરવું. પછી બંને અંતરો વત્તાં અથવા બંને ઓછાં હોયતો નીચેનું પ્રમાણ આવશે.

આવેલાં બે અંતરોની બાદબાકી ધારેલી સંખ્યાઓની બાદબાકી::બેમાંનું ગમે તે એક અંતર : જે ધારેલી સંખ્યા ઉપરથી તે અંતર આવ્યું હોય તે ધારેલી સંખ્યા અને ખરો જવાબ એ બેનાં અંતર.

જો એક અંતરની પહેલાં+ને બીજાની પહેલાં-હોય તો ઉપરના પ્રમાણમાં પહેલા અગ્રસરમાં તો બાદબાકીને ઠેકાણે સરવાળો લેવો; પણ ઉપાગ્રસરમાં તો બાદબાકીજ રાખવી.

પછી જો ત્રીજા સ્થાનમાં મુકેલા અંતરની પહેલાં—નું ચિન્હ હોય તો, જે સંખ્યા ઉપરથી તે અંતર આવ્યું તેના કરતાં જવાબ વત્તો આવે માટે, ઉપરના પ્રમાણથી જે જવાબ આવે તે એ ધારેલી સંખ્યામાં મેળવવો એટલે ખરો જવાબ

આવશે. પરંતુ જો ત્રીજા સ્થાનમાં મુકેલા અંતરની પહેલાં +નું ચિન્હ હોય તો જવાબ ધારેલી સંખ્યા કરતાં ઓછો આવે માટે તે એ સંખ્યામાંથી બાદ કરવો.

દા. એવી કઈ સંખ્યા છે કે જેમાંથી ૮૪ બાદ કરીએતો બાકી રહેલાની ત્રણ ગણાઈ અને તે સંખ્યાનો ચોથો ભાગ મળીને તે સંખ્યાનીજ બરોબર થાય છે.

| | |
|---|---|
| ૧૦૦ | ૧૨૦ |
| −૮૪ | −૮૪ |
| ૧૬ | ૩૬ |
| ×૩ | ×૩ |
| ૪૮ | ૧૦૮ |
| +૨૫ | +૩૦ |
| ૭૩ | ૧૩૮ |
| ૧૦૦ | ૧૨૦ |
| −૨૭ | +૧૮ |

આમાં ૧૦૦ અને ૧૨૦ એ બે જાણે જવાબ ધાર્યા. તો દાખલામાં કહ્યા પ્રમાણે તેમાંથી૮૪ બાદકર્યા એટલે અનુક્રમે ૧૬અને ૩૬ રહ્યા. તેમનીત્રણગણાઈ ૪૮ અને ૧૦૮ આવી. તેમાં ૧૦૦ અને૧૨૦નો ચોથો ભાગ ઉમેર્યો તો અનુક્રમે ૭૩ અને ૧૩૮ એ બે ફળ આવ્યાં. પણ દાખલામાં કહ્યા પ્રમાણે તે બે ફળ ધારેલી સંખ્યાનીબરોબર એટલે ૧૦૦ અને ૧૨૦ જોઈએ, માટે પહેલું ફળ,જોઈએ તે કરતાં ૨૭જેટલું ઓછું છે, અને બીજું ૧૮ જેટલું વધારે છે, માટે ખરો જવાબ ૧૦૦ કરતાં વત્તો અને ૧૨૦ કરતાં ઓછો આવશે એતો સ્પષ્ટ છે. હવે ૨૭ અને ૧૮ એ બે અંતરોનાં ચિન્હ જુદાં જુદાં છે માટે તેમનો સરવાળો લીધો તે ૪૫ થયો અને ૧૨૦ તથા ૧૦૦ ની બાદબાકી ૨૦ થઈ તે ઉપરથી રીતમાં બતાવ્યા પ્રમાણે પ્રમાણ લખ્યું. અને ત્રીજું પદ ૨૭ મુક્યું તો ૧૨ ઇચ્છાફળને ૧૦૦મા ઉમેર્યા; જો ત્રીજું ફળ ૧૮ મુક્યું તો ઇચ્છાફળ ૮ ને ૧૨૦ માંથી બાદ કર્યા.

૪૫:૨૦::૨૭:ખરોજવાબ અને ૧૦૦ના અંતર.
ખરો જવાબ−૧૦૦=૨૦×૨૭÷૪૫=૧૨
માટે ખરો જવાબ ૧૦૦+૧૨=૧૧૨.
અ. ૪૫:૨૦::૧૮:ખરોજવાબ અને ૧૨૦નાઅંતર
અને જવાબ૧૨૦ કરતાં ઓછો આવવાનોછે માટે
૧૨૦−ખરો જવાબ=૧૮×૨૦÷૪૫=૮
માટે ખરો જવાબ ૧૨૦−૮=૧૧૨

કારણઃ—ખરા જવાબ કરતાં ધારેલી સંખ્યા મોટી હોયતો આપેલા ફળ કરતાં ધારેલી સંખ્યાનું ફળ મોટું આવે, અને નાની હોયતો નાનું આવે એટલે ખરોજવાબ અને ધારેલી સંખ્યા એ બેનું અંતર તે, આપેલું ફળ અને ધારેલી સંખ્યા ઉપરથી ઉત્પન્ન

થએલું ફળ એ બેના અંતરની સાથે સમ પ્રમાણમાંછે; એટલે ઉપરના દાખલાનું નીચે મુજબ પ્રમાણ બંધાયછે:—

ખરો જવાબ—૧૦૦: ૧૨૦—ખરો જવાબ:: ૨૭:૧૮

માટે (૧૫૫ પ્ર૦) $\frac{\text{ખરો જવાબ}-૧૦૦}{૧૨૦-\text{ખરો જવાબ}}=\frac{૨૭}{૧૮}$

બંને તરફ ૧ ઉમેર્યાતો $\frac{\text{ખરો જવાબ}-૧૦૦}{૧૨૦-\text{ખરો જવાબ}}+૧=\frac{૨૭}{૧૮}+૧$

માટે(૨૦૭પ્ર.) $\frac{\text{ખરો જ.}-૧૦૦+૧૨૦-\text{ખરો જ.}}{૧૨૦-\text{ખરો જવાબ.}}=\frac{૨૭+૧૮}{૧૮}$

અથવા $\frac{૧૨૦-૧૦૦}{૧૨૦-\text{ખરો જ.}}=\frac{૨૭+૧૮}{૧૮}$

માટે ૧૨૦—૧૦૦:૧૨૦—ખરોજવાબ :: ૨૭+૧૮:૧૮

અથવા (૧૫૯ પ્રં.) ૨૭+૧૮ : ૧૨૦—૧૦૦ :: ૧૮ : ૧૨૦—ખરો જવાબ. આ રીતમાં બતાવ્યા પ્રમાણે પ્રમાણ આવ્યું. તે જ રીતે બંને અંતરોની પહેલાં જો એકજ જાતનું ચિન્હ હશેતો પણ તેને વાસ્તે રીતમાં બતાવ્યા પ્રમાણે પ્રમાણ આવશે.

૨૩૧. રીત ૨. ઉપરની પહેલીરીતમાં બતાવ્યા પ્રમાણે ધારેલી બે સંખ્યાઓ ઉપરથી બે ફળ ઉત્પંન કરીને તે દરેક ફળ અને આપેલા ફળનું અંતર કહાડવું. પછી પહેલી ધારેલી સંખ્યા ઉપરથી ઉત્પંન થએલા ફળને બીજી ધારેલી સંખ્યાએ ગુણવા અને બીજી ધારેલી સંખ્યા ઉપરથી ઉત્પંન થએલા ફળને પહેલી ધારેલી સંખ્યાએ ગુણવા. પછી જો બંને અંતરોની પહેલાં એકજ જાતનાં ચિન્હ હોય તો એ ગુણાકારની બાદબાકીને, તે બે અંતરોની બાદબાકી એ ભાગવા, એટલે ભાગાકાર આવશે તે જવાબ. જો એક અંતરની પહેલાં + નું અને બીજાના પહેલાં — નું ચિન્હ હોયતો આવેલા બે ગુણાકારના સરવાળાને તે બે અંતરોના સરવાળાએ ભાગવા એટલે ભાગાકાર આવે તે જવાબ. જેમકે ઉપરનાજ દાખલામાં ધારેલી બે સંખ્યાઓ ૧૦૦ અને ૧૨૦ છે અને દરેક ઉપરથી ઉત્પંન થએલું ફળ અને આપેલું ફળ એ બેનું અંતર ૨૭અને૧૮છે. અને તેમાંના એકની પહેલાં+નું અને બીજાની પહેલા—નું ચિન્હછે માટે

$$\text{જવાબ}=\frac{૧૦૦\times૧૮+૧૨૦\times૨૭}{૧૮+૨૭}=\frac{૧૮૦૦+૩૨૪૦}{૪૫}=૧૧૨$$

કારણઃ—(૨૩૦ પ્ર૦) ખરો જવાબ−૧૦૦:૧૨૦-ખરો જવાબ ::૨૭:૧૮ આ પ્રમાણ આવ્યું છે. તે ઉપરથી (૧૫૬ પ્ર૦)

૧૮×ખરો જવાબ−૧૮૦૦=૩૨૪૦ ૨૭×ખરો જવાબ. બંને તરફ ૧૮૦૦+૨૭×ખરો જવાબ એટલું ઉમેરીએ તોઃ—

૧૮×ખરો જવાબ+૨૭×ખરો જવાબ=૩૨૪૦+૧૮૦૦

માટે ખરો જવાબ=૫૦૪૦÷૪૫=૧૧૨

એજ રીતે જો બંને અંતરોની પહેલાં એકજ જાતનું ચિન્હ હોય, તો આવેલા ગુણાકારોની બાદબાકીને અંતરોની બાદબાકીએ ભાગવાનું રૂપ આવશે. આ પ્રમાણે દરેક દાખલામાં થાય છે.

દા. ૨. એક છોકરાએ પોતાના બાપને તેની ઉમર પુછી. ત્યારે બાપે કહ્યું કે "હમણાં તારા કરતાં મારી ઉમર ચોગણી છે, પણ દશ વરસ પહેલાં સાત ગણી હતી" ત્યારે હાલ દરેકની ઉમર કેટલી હશે?

| | | | |
|---|---|---|---|
| ૧૨ | ૪૮ | ૧૫ | ૬૦ |
| ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૨ | ૩૮ | ૫ | ૫૦ |
| ×૭ | | ૭ | |
| ૧૪ | | ૩૫ | |
| −૩૮ | | −૫૦ | |
| −૨૪ | | −૧૫ | |

હાલ જો છોકરાની ઉમર ૧૨ વરસની ધારી તો દાખલામાં કહ્યા પ્રમાણે બાપની ઉમર ૪૮ વરસની થાય. અને દશ વરસ પહેલાં છોકરાની ઉમર ૨ વરસની અને બાપની ૨×૭=૧૪ વરસની થાય. પણ હાલ બાપની ૪૮ ધારી છે માટે દશ વરસ પહેલાં ૪૮−૧૦=૩૮ થવી જોઈએ; અને ૧૪ થઈ છે માટે જોઈએ તે કરતાં ૨૪ ઓછી થઈ, એટલે-૨૪એ એક અંતર આવ્યું. તેમજ હાલ છોકરાની ઉમર ૧૫ ધારી તો ઉપર પ્રમાણે કરતાં-૧૫એ બીજું અંતર આવ્યું. તે બંને અંતરોની પહેલાં ઓછાનું ચિન્હ છે માટેઃ—

૧ લી રીત પ્ર૦: ૨૪−૧૫:૧૫−૧૨ : : ૨૪ : છોકરાની ઉ.−૧૨

છોકરાની ઉમર−૧૨=૨૪×૩÷૯=૮

માટે છોકરાની ઉ.=૧૨+૮=૨૦ } જવાબ.
અને બાપની ઉ.=૨૦×૪=૮૦ }

૨ જી રીત પ્ર૦:-જ.= $\frac{૨૪×૧૫-૧૫×૧૨}{૨૪-૧૫}=\frac{૩૬૦-૧૮૦}{૯}=૨૦$

માટે છો. ની. ઉ. ૨૦ અને તેથી બા. ની ૮૦ જ.

## મનોયત્ન ૮૬.

(૧) એક માણસને ૪ છોકરા હતા. હવે છેક નાના કરતાં ૩જાને ૯રૂ. વધારે આપ્યા, બીજાને ૩જા કરતાં રૂ.૧૨ વધારે આપ્યા, અને મોટાને બીજા કરતાં ૧૮રૂ. વધારે આપ્યા. તેની બધી પુંજી નાના છોકરાની સાત ગણાઈ કરતાં ૬ રૂ. વધારે હતી, ત્યારે દરેકને શું મળ્યું અને તેની પુંજી કેટલી?

(૨) ૧૨ગજ કીનખાપ રૂ.૧૦૭ માટે લીધો તેમાં કેટલા એકના દર ગજે રૂ.૯-૮-૦ આપ્યા અને બાકીનાના દરગજે રૂ.૮-૮-૦ આપ્યા. ત્યારે દરેક ભાવનો કેટ કેટલા ગજ લીધો હશે?

(૩) એક ભરવાડ પાસે ઘેટાનાં બે બરોબર ટોળાં હતાં. હવે એકમાંથી તેણે ૩૯ ઘેટાં વેચ્યાં અને બીજામાંથી ૯૩ વેચ્યાં. પછી એને માલમ પડ્યું કે બીજા ટોળા કરતાં પહેલું બમણું રહ્યું. ત્યારે દરેક ટોળામાં કેટલાં ઘેટાં?

(૪) ૫૨૦ ના બે ભાગ કરો એવા કે એક ભાગના ૧૧૮ ગણા અને બીજા ભાગના ૨૮ ગણાનો સરવાળો ૬૩૭૦૦ થાય!

(૫) ૪૪૯ ગજ લુગડામાં કેટલુંક ૧૨ આને ગજ વેચ્યું અને બાકીનું ૧૭ આને ગજ વેચ્યું, તો તેને રૂ.૩૯૪-૯-૦ ઉપજ્યા તો દરેક ભાવનું કેટ કેટલા ગજ વેચ્યું હશે?

(૬) એક માણસે ૯૦ નારંગીઓ રૂ.૩-૧-૪એ વેચી તેમાંની કેટલીક ૨૦ પાઈની ૩ પ્રમાણે વેચી, અને બાકીની ૪આ. ૪પા. ની ૮ લેખે વેચી. ત્યારે દરેક ભાવની કેટ કેટલી વેચી હશે?

(૭) એવી બે સંખ્યાઓ કઈ છે કે જેમનો સરવાળો ૧૨૩ થાયછે અને જેમની બાદબાકી ૨૯ થાયછે.

(૮) ૧ શેર ચા અને ૩શેર ખાંડ મળીને ૬રૂ. પડેછે. પણ જો ખાંડની કીમત સો રૂ. એ ૪૦રૂ. વધે અને ચાના ૧૦રૂ. વધે તો ૭॥ રૂ. પડે. ત્યારે શેર ચાની અને શેર ખાંડની કીમત શી?

(૯) ૨૪૦ ના એવા બે ભાગ કરોકે એક ભાગનો $\frac{૧}{૪}$ અને બીજા ભાગનો $\frac{૧}{૧૦}$ મળીને ૩૬ થાય.

(૧૦) કોઈ સંખ્યાને ૧૧એ ગુણી ગુણાકારમાંથી ૩૨૦ લેઈ લેઈએ અને જે બાકી વધે તેના ૧૦મા ભાગમાં ૨૦ ઉમેરીએ તો સરવાળો તે સંખ્યાની બરોબર થાયછે. તો તે સંખ્યા કઈ?

(૧૧) એક પોપટનું ટોળું ઉડતું ઉડતું એક ઝાડ ઉપર જઈને બેઠું. હવે એક એક પાંદડે એક એક પોપટ બેઠો તો છેવટે એક પોપટ વધ્યો; પછી એક એક પાંદડે બબ્બે પોપટ બેઠા તો એક પાંદડું વધ્યું, ત્યારે પોપટ કેટલા અને પાંદડાં કેટલાં?

(૧૨) બે પોપટનાં ટોળાં જતાં હતાં તેમાંથી એક ટોળાએ બીજાને કહ્યું કે "જો તમારામાંથી એક અમારામાં આવો તો અમે તમારાથી બમણા થઈએ;" ત્યારે બીજું બોલ્યું કે "જો તમારામાંથી એક અમારામાં આવો તો અમે તમારી બરોબર થઈએ" ત્યારે દરેક ટોળામાં કેટ કેટલા પોપટ હશે?

(૧૩) એક માણસની પાસે કેટલાંક ફૂલ હતાં, તે તેણે નદીમાં ધોયાં એટલે બમણાં થયાં. તેમાંથી તેણે ૮ ફૂલ એક મહાદેવને ચઢાવ્યાં. બાકીનાં ફૂલને ધોયાં એટલે તે પાછાં બમણાં થયાં તેમાંથી ૮ બીજા મહાદેવને ચઢાવ્યાં. તેથી જે બાકી રહ્યાં તેને ધોયાં એટલે તે બમણાં થયાં તેમાંથી ૮ત્રીજા મહાદેવને ચઢાવ્યાં. તો પછી એની પાસે કંઈ રહ્યું નહી ત્યારે એની પાસે પ્રથમ ફૂલ કેટલાં?

(૧૪) એક માણસે પાસે કેટલાક પૈસા હતા. તેમાંથી તેણે ૫ પૈસા એક જણને આપ્યા. પછી બાકી રહ્યા તેટલા બીજા પૈસા તેમાં ઉમેરાને તેમાંથી ૫ પૈસા બીજાને આપ્યા, તેથી જે બાકી રહ્યા તેમાં તેટલાજ પાછા ઉમેરીને ૫ પૈસા ત્રીજાને આપ્યા તો એની પાસે ૯ પૈસા બચ્યા ત્યારે પ્રથમ એની પાસે કેટલા પૈસા હશે?

(૧૫) એક છોકરાએ તેના બાપને પોતાની ઉમર પુછી ત્યારે બાપે જવાબ દીધો કે "હમણાં તારા કરતાં હું ત્રણ ગણો મોટો છું, પણ ૫ બરસ પહેલાં હું તારા કરતાં ચારગણો મોટો હતો" ત્યારે દરેકની ઉમર કેટલી?

(૧૬) પાંચ ભાગીદારોએ સરખા રૂપીઆ કહાડીને વેપાર કર્યો, તેમાં કેટલોક નફો થયો તે સરખે ભાગે વેંચતાં પહેલાને ભાગ રૂ. ૧૦ અને બાકી રહેલાનો $\frac{1}{6}$ એટલા રૂપીઆ આવ્યા તો કૂલ નફો. કેટલો અને દરેકનો ભાગ કેટલો?

(૧૭) એક છોકરાની ઉમર ૪ વરસની હતી ત્યારે તેના બાપની ૩૨ વરસની હતી, તો કેટલા વરસ પછી બાપની ઉમર છોકરાની ઉમર કરતાં ત્રણગણી થશે?

(૧૮) અ અને બ સરખા રૂપીઆ લેઇને રમવા ગયા. અ ૧૨ રૂ. ખોઈ આવ્યો અને બ ૫૭ રૂ. ખોઈ આવ્યો. પછી અની પાસે જે બાકી હતું તેનો ચોથો ભાગ બ પાસે રહ્યો. ત્યારે દરેક કેટલા રૂપીઆ લેઇને ગયા હશે?

(૧૯) બે તામડીઓમાં સરખું દુધ હતું. એકમાંથી ૧૨ પવાલાં અને બીજામાંથી ૪૮ પવાલાં કહાડી લીધું તો એકના કરતાં બીજામાં ત્રણગણું દુધ બાકી રહ્યું. ત્યારે દરેક તામડીમાં કેટલાં પવાલાં દુધ હશે?

(૨૦) ૬૦ દિવસની બોલી કરીને એક માણસને મજુર રાખ્યો. જે દિવસે તે કામ ઉપર આવે તે દિવસે તેને ૬ આના મળેછે, અને જે દિવસે ન આવે તે દિવસે ઉલટા ત્રણ આના દંડ થાયછે. પછી ૬૦ દિવસ પુરા થયા ત્યારે એને રૂ. ૭ા મળ્યા તો એ કેટલા દિવસ કામ ઉપર આવ્યો હશે?

---

## ઘાત પ્રકરણ.

૨૩૨. કોઈ સંખ્યાનો અમૂક ઘાત કરવો તે ગુણાકારનો એક પ્રકાર છે. કોઈ પણ જુદી જુદી સંખ્યાઓના ગુણાકારને "તે સંખ્યાઓનો ગુણાકાર" કહીએ છીએ, પણ તે બધી સંખ્યાઓ સરખી હોય અથવા એકની એક સંખ્યા ઘણી વખત લેઇને તેનો ગુણાકાર કર્યો હોય તો ગુણાકારને તે સંખ્યાનો કોઈ પણ ઘાત કહે છે. ૮×૮×૮=૫૧૨ આમાં ત્રણે ગુણક સરખા છે માટે ૫૧૨ને ૮નો ત્રણ ઘાત કહે છે. ૫૧૨=૧૨૮×૪ છે, તે ૧૨૮ અથવા ૪નો કોઈ ઘાત કહેવાતો નથી, કેમકે ૧૨૮ને

અને ૪ એ સરખા ગુણક નથી. ૮×૮=૬૪ એ આઠનો બે ઘાત છે તેમજ ૫×૫×૫×૫=૬૨૫ એ પાંચનો ચાર ઘાત ક-હેવાય છે. ઈ૦

એકનો કોઈ પણ ઘાત એક આવે છે.

નીચેના કોઠામાં બેથી નવ સુધીના સપ્ત ઘાત સુધી આંક-ડા માંડેલા છે.

| ઘાત | વર્ગ. | ઘન. | ચતુર્ઘાત. | પંચઘાત. | ષડ્ઘાત. | સપ્તઘાત. |
|---|---|---|---|---|---|---|
| ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ | ૧૨૮ |
| ૩ | ૯ | ૨૭ | ૮૧ | ૨૪૩ | ૭૨૯ | ૨૧૮૭ |
| ૪ | ૧૬ | ૬૪ | ૨૫૬ | ૧૦૨૪ | ૪૦૯૬ | ૧૬૩૮૪ |
| ૫ | ૨૫ | ૧૨૫ | ૬૨૫ | ૩૧૨૫ | ૧૫૬૨૫ | ૭૮૧૨૫ |
| ૬ | ૩૬ | ૨૧૬ | ૧૨૯૬ | ૭૭૭૬ | ૪૬૬૫૬ | ૨૭૯૯૩૬ |
| ૭ | ૪૯ | ૩૪૩ | ૨૪૦૧ | ૧૬૮૦૭ | ૧૧૭૬૪૯ | ૮૨૩૫૪૩ |
| ૮ | ૬૪ | ૫૧૨ | ૪૦૯૬ | ૩૨૭૬૮ | ૨૬૨૧૪૪ | ૨૦૯૭૧૫૨ |
| ૯ | ૮૧ | ૭૨૯ | ૬૫૬૧ | ૫૯૦૪૯ | ૫૩૧૪૪૧ | ૪૭૮૨૯૬૯ |

૨૩૩. એકનીએક સંખ્યાના ઘણી વખત ગુણાકાર લેવાને બદલે જેટલી વખત તે સંખ્યા લીધી હોય તે આંક તે સંખ્યાને માથે જમણી બાજુ તરફ મુકવામાં આવે છે. જેમકે ૮×૮×૮=૮નો ત્રણ ઘાત=$૮^{૩}$, ૮ × ૮ = ૮ નો બે ઘાત = $૮^{૨}$. ૫ × ૫ × ૫ × ૫=૫ નો ચતુર્ઘાત = $૫^{૪}$, ૩×૩×૩×૩×૩ = ૩નો પંચઘાત = $૩^{૫}$. ઈ૦

૨૩૪. કોઈ પણ સંખ્યાનો અમૂક ઘાત બતાવવા સારૂ તે સંખ્યાને માથે જમણી બાજુ તરફ જે આંક મુકેલો હોય તેને ઘાત પ્રકાશક કહે છે. જેમ કે $૮^{૩}$, $૮^{૨}$, $૪^{૫}$, ઈ૦ એમાં ૩, ૨, અને ૫ એ ઘાત પ્રકાશક કહેવાય છે.

૨૩૫. કોઈ પણ સંખ્યાના બે ઘાતને તે સંખ્યાનો વર્ગઅને

ત્રણ ઘાતને ઘન કહે છે.*

૨૩૯. પૂર્ણાંક સંખ્યાનો ઘાત કરવાથી તેની કીમત વધેછે. પણ અપૂર્ણાંક સંખ્યાનો ઘાત કરવાથી તેની કીમત ઘટેછે. જેમ

$(૨)^{૨} = ૪$ અને $(.૨)^{૨} = .૦૪ = \frac{૪}{૧૦૦} = \frac{૧}{૨૫}$.

$(૧૨)^{૨} = ૧૪૪$ અને $(૧.૨)^{૨} = ૧.૪૪ = ૧\frac{૧૧}{૨૫}$.

$(૫)^{૨} = ૨૫$ અને $(\frac{૧}{૫})^{૨} = \frac{૧}{૫} \times \frac{૧}{૫} = \frac{૧}{૨૫}$

વર્ગ.

૨૭૦. (૧) કોઈ પણ સંખ્યાનો વર્ગ કરવાને તે સંખ્યાને તેજ સંખ્યાએ ગુણવી. જેમકે, $૪૫^{૨} = ૪૫ \times ૪૫ = ૨૦૨૫$.

(૨) કોઈ પણ સંખ્યાના બે અથવા વધારે ભાગ કર્યા, તો તે સંખ્યાનો વર્ગ, તે સંખ્યાને દરેક ભાગે ગુણીએ અને તે બધા ગુણાકારોના સરવાળો લેઇએ તેની બરોબર છે. જેમકે,

$૨૩ = ૧૨ + ૬ + ૫$ છે, તો $૨૩^{૨} = ૨૩ \times ૧૨ + ૨૩ \times ૬ + ૨૩ \times ૫ = ૨૭૬ + ૧૩૮ + ૧૧૫ = ૫૨૯$.

(૩) કોઈ પણ સંખ્યાના બે ભાગ કર્યા તો, આખી સંખ્યાનો

---

*વર્ગ અને ઘન એ બે શબ્દો ભૂમીતિમાંથી લીધેલા છે. ભૂમીતિમાં એક કાટખૂણ ચોખુણની બધી બાજુઓ બરાબર હોય છે ત્યારે તેને વર્ગ કહેછે. અને તેનું ક્ષેત્રફળ કાટખુણો કરનારી કોઈ પણ બે બાજુઓની લંબાઈના ગુણાકારની બરોબર છે, પણ તે બે બાજુઓની લંબાઈ બરોબર હોય છે માટે એક બાજુની લંબાઇને તેજ લંબાઇએ ગુણીએ એટલે તે લંબાઇનો બે ઘાત કરીએ તે એ વર્ગનું ક્ષેત્રફળ થાય છે. માટે કોઈ પણ સંખ્યાના બે ઘાતને તે સંખ્યાનો વર્ગ કહે છે. તેમજ સરખી લંબાઈ, પહોળાઈ અને જાડાઇની નકર આકૃતિને ભૂમીતિમાં ઘન કહેછે, તે લંબાઇ, પહોળાઈ, અને જાડાઈ એ ત્રણનો ગુણાકાર અથવા લંબાઇનોજ ત્રણ વખત ગુણાકાર એટલે લંબાઇનો ત્રણ ઘાત કરીએ તેને એનું ઘનફળ કહે છે, માટે કોઈ પણ સંખ્યાના ત્રણ ઘાતને તે સંખ્યાનો ઘન એ નામ આપેલું છે.

વર્ગ, તેના બે ભાગોના વર્ગોના સરવાળામાં તેજ બે ભાગોના ગુણાકારની બમણાઈ મેળવીએ તેની બરોબર છે. જેમકે, ૨૫= ૧૭+૮ તો $૨૫^{૨}$= $૧૭^{૨}$+ $૮^{૨}$+ ૨ (૧૭×૮) = ૨૮૯ + ૬૪+૨૭૨=૬૨૫.

૪. કોઈ પણ સંખ્યાનો વર્ગ, તે સંખ્યાના અર્ધના વર્ગની ચોગણાઈ બરાબર છે. જેમકે $૧૨^{૨}$= ૪×$(૬)^{૨}$=૧૪૪,

૨૩૮. કોઈ સંખ્યાનો ઘન કરવો હોય તો તેના વર્ગને તેજ સંખ્યાએ ગુણવા. અથવા કોઈ પણ સંખ્યાના બે ભાગ કર્યા તો આખી સંખ્યાનો ઘન તે બે ભાગોના ગુણાકારની ત્રણ ગણાઈને તે સંખ્યાએ ગુણી ગુણાકારમાં, તે બે ભાગોના જુદા જુદા ઘનનો સરવાળો મેળવીએ તેની બરોબર છે જેમ

૭=૫+૨ છે તો $(૭)^{૩}$=૩×૫×૨×૭+$(૫)^{૩}$+$(૨)^{૩}$=૨૧૦ + ૧૨૫+૮=૩૪૩.અક્ષર ગણિત રીતે કોઈ બે પદોના સરવાળાનો ઘન કરવાથી ઉપરની રીત નિકળે છે

૨૩૯. સાધારણ ગુણાકાર કરવાથી.—

$૩^{૨}$×$૩^{૪}$=૩×૩×૩×૩×૩×૩= $૩^{૬}$= $૩^{૪+૨}$

૩×$૩^{૫}$=૩×૩×૩×૩×૩×૩= $૩^{૬}$= $૩^{૫+૧}$

$૩^{૩}$×$૩^{૩}$=૩×૩×૩×૩×૩×૩= $૩^{૬}$= $૩^{૩+૩}$

આ ઉપરથી એવી રીત નિકળે છે કે, ઘાતપ્રકાશકોનો સરવાળો કરવાથી ઘાતોનો ગુણાકાર થાય છે. જો કોઈ સંખ્યાનો સપ્તઘાત કરવો હોય તો તે સંખ્યાના ચતુર્ઘાતને ઘને ગુણવા; નવઘાત કરવો હોયતો પંચઘાતને ચતુર્ઘાતે ગુણવા, અથવા ષડઘાતે ઘને ગુણવા ઇ૦

**મનોયત્ન ૮૭.**

(૧) ૬૩૫નો વર્ગ. (૨) (નો ૪૭,ન૬)

(૩) ૮૮ નો ચતુર્ઘાત. (૪) ૫૨ નો પંચઘાત.
(૫) ૪૬ નો ષડ્ઘાત. (૬) ૨૫ નો સમઘાત.
(૭) $\frac{૨}{૩}$ ના ,, (૮) ૫$\frac{૧}{૩}$ નો ચતુર્ઘાત.
(૯) $\frac{૩}{૭}$ ના પંચઘાત. (૧૦) ૩.૨૦૫ નો ઘન.
(૧૧) ૧.૦૦૨ ના ચતુર્ઘાત. (૧૨) .૦૦૦૨૭ નો ઘન.
(૧૩) .૦૩ ના નવઘાત. (૧૪) .૦૨નો અગીઆરઘાત.
(૧૫) ૧.૪૫ ના પંચઘાત. (૧૬) ૧.૩૯ નો પંચઘાત.
(૧૭) .૭૨૫ નો ઘન. (૧૮) ૬ આનાનો ચતુર્ઘાત.
(૧૯) ૪આ નાવર્ગ નો ઘન (૨૦) ०।।३. નો ઘન.

---

## મૂળ પ્રકરણ.

૨૪૦. મૂળ પ્રકરણ એ ઘાત પ્રકરણથી ઉલટું છે. એથી કોઈ પણ રકમનો ઘાત આપ્યો હોય તો ઉપરથી તે મૂળ રકમ શોધી કહાય છે. જેમઃ—

૬નો વર્ગ ૩૬ તો ૩૬નું વર્ગમૂળ ૬

૮નો ઘન ૫૧૨ તો ૫૧૨નું ઘનમૂળ ૮

૩નો ચતુર્ઘાત ૮૧ તો ૮૧નું ચતુર્ઘાત મૂળ ૩

૨૪૧. કોઈ આપેલી સંખ્યાનું વર્ગમૂળ તેજ કે જેનો વર્ગ તે આપેલી સંખ્યાની બરાબર છે.

૨૪૨. કોઈ પણ સંખ્યાનું ઘાતમૂળ બતાવવાની બે રીતો છે, ૧, તે સંખ્યાની પેહલા √ આવું ચિન્હ કહાડી તેમાં મૂળ પ્રકાશક અંક લખાય છે. ૨, તે સંખ્યાની ઉપર જમણી બાજુએ અપૂર્ણાંક રીતે મૂળ પ્રકાશકનો અંક લખાયછે. જેમ

$\sqrt[૨]{૩૬}$ અથવા $૩૬^{\frac{૧}{૨}}$ એટલે ૩૬ નું વર્ગમૂળ.

$\sqrt[૩]{૫૧૨}$ અથવા $૫૧૨^{\frac{૧}{૩}}$ એટલે ૫૧૨ નું ઘનમૂળ.

$\sqrt[૪]{૮૧}$ અથવા $૮૧^{\frac{૧}{૪}}$ એટલે ૮૧નું ચતુર્ઘાતમૂળ.

ટીકાઃ—કોઈ સંખ્યાનું વર્ગમૂળ કહાડવું હોય ત્યારે વખત

બચાવવાને અને સેહેલું કરવાને √ આ ચિન્હમાં બે મુકતા નથી માટે √ આ ચિન્હ એકલું હોયતો વર્ગમૂળનું છે એમ સમજવું. જેમકે $\sqrt{36}=36^{\frac{1}{2}}=6$. $\sqrt{16}=16^{\frac{1}{2}}=4$. સંખ્યાને માથે અપૂર્ણાંક અંક લખી ઘાતમૂળ બતાવવું હોય ત્યારે તે અપૂર્ણાંકના અંશઘાત બતાવે છે. અને છેદ ઘાતમૂળ બતાવે છે. જેમકે $\sqrt[3]{64}=64^{\frac{1}{3}}$ એટલે ૬૪નો એક ઘાત કરીને તેનું ઘનમૂળ કહાડવું જો ૬૪ના વર્ગનું ઘનમૂળ કહાડવું હોય તો $64^{\frac{2}{3}}$ અથવા $\sqrt[3]{64^2}$ આમ લખાયછે; $8^{\frac{2}{3}}=\sqrt[3]{8^2}=\sqrt[3]{64}=4$.

૨૪૩. જે સંખ્યાઓનું કોઈ પણ મૂળ પૂર્ણાંક આવેછે તેમને ઘાત સંખ્યાઓ કહેછે. અને જેમનું મૂળ બરોબર નિકળતું નથી તેમને કરણીરૂપ સંખ્યાઓ કહેછે; જેમકેઃ—

૪નું વર્ગમૂળ ૨ }<br>
૯નું વર્ગમૂળ ૩ } માટે ૪, ૯, અને ૮ એ ઘાત સંખ્યાઓછે.<br>
૮નું ઘનમૂળ ૨ }

૨, ૫, ૬, ૭, ૧૧, ૬૦, સંખ્યાઓનું કોઈ પણ મૂળ બરોબર રીતે નિકળતું નથી, માટે તે કરણીરૂપ સંખ્યાઓ છે.

૨૪૪. કરણીરૂપ સંખ્યાનું કોઈ પણ મૂળ બરોબર રીતે નિકળતું નથી, પણ દશાંશ અપૂર્ણાંમાં જોઈએ તેટલા અંક સુધી ખરા મૂળની પાસે પાસેના જવાબ કહાડી શકાયછે.

૨૪૫. (૨૩૬) ઉપરથી માલમ પડેછે કે, મૂળ કાહાડામાં પૂર્ણાંકની કીમત ઓછી થાયછે પણ અપૂર્ણાંકની વધે છે; જેમઃ—

| | |
|---|---|
| ૨૫નું વર્ગમૂળ ૫ | અને $\sqrt{.25}=\sqrt{\frac{1}{4}}=.5=\frac{1}{2}$ |
| ૧૨૫નું ઘનમૂળ ૫ | અને $\sqrt[3]{.125}=\sqrt[3]{\frac{1}{8}}=.5=\frac{1}{2}$ |
| ૨૨૫નું વર્ગમૂળ ૧૫ | અને $\sqrt{2.25}=\sqrt{2\frac{1}{4}}=1.5=1\frac{1}{2}$ |
| ૬૪નું ઘનમૂળ ૪ | અને .૦૬૪નું ઘનમૂળ .૪ |
| $\sqrt{1}=1$ | અને $\sqrt{.01}=\sqrt{\frac{1}{100}}=\frac{1}{10}$ |

૨૪૬. કોઈ પણ સંખ્યાના વર્ગમૂળમાં પૂર્ણાંકના કેટલા આંકડા આવે તે નીચે પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| ૧નું વર્ગમૂળ | ૧ | છે | આ ઉપરથી માલમ પડેછે |
| ૧૦૦નું ,, | ૧૦ | ,, | કે ૧ અને ૧૦૦ની વચેની |
| ૧૦૦૦૦નું ,, | ૧૦૦ | ,, | કોઈ પણ સંખ્યાનું એટલેજ |
| ૧૦૦૦૦૦૦નું ,, | ૧૦૦૦ | ,, | સંખ્યામાં પૂર્ણાંકનો એક અ- |

થવા બે અંક હોય તેનું વર્ગમૂળ ૧ અને ૧૦ ની વચે આવે એટલે પૂર્ણાંકનો એક અંક આવે. વળી ૧૦૦ અને ૧૦૦૦૦ ની વચેની કોઈ સંખ્યાનું એટલે જે સંખ્યામાં પૂર્ણાંકનાં આંકડા ત્રણ અથવા ચાર હોય તેનું વર્ગમૂળ ૧૦ અને ૧૦૦ ની વચે આવે એટલે પૂર્ણાંકમાં બે અંક આવે. વળી ૧૦૦૦૦ અને ૧૦૦૦૦૦૦ની વચેની કોઈ પણ સંખ્યાનું એટલે જે સંખ્યામાં પૂર્ણાંકનાં પાંચ અથવા ૬ અંક હોય તેનું વર્ગમૂળ ૧૦૦ અને ૧૦૦૦ની વચે આવે, એટલે પૂર્ણાંકમાં ત્રણ અંક આવે. એજ પ્રમાણે આગળ પણ. આ ઉપરથી એવા નિયમ નિકળેછે કે એકમના અંક ઉપર એક નિશાની કરવી અને પછી ડાબી તરફ એકેકો અંક મુકી બીજા અંક ઉપર નિશાની કરતાં જવું. આ પ્રમાણે જેટલી નિશાનીઓ થશે તેટલા પૂર્ણાંક આવશે જેમકે ૯૯ ના વર્ગમૂળમાં પૂર્ણાંક એક અંક આવશે. ૯/૯૯ ના વર્ગમૂળમાં પૂર્ણાંક બે આવશે. ૧૭/૮/૪૫માં પૂર્ણાંકના ત્રણ અંક આવશે. ૧૬/૭/૮૫/૭માં પૂર્ણાંકના ત્રણ અંક આવશે.

## વર્ગમૂળ કાઢવાની રીત.

૨૪૭. આપેલી સંખ્યાના બબે અંકના ભાગ કરવા; તે એવી રીતે કે પ્રથમ એકમના અંક ઉપર (/) આવુંચિન્હ કરી ત્યાંથી ડાબી તરફ એકએક અંક મુકી બીજા અંક ઉપર પાછું તેવુંજ ચિન્હ મુકતા જવું. જો સંખ્યામાં સમસ્થાન હશે તો છેલો ભાગ બે અંકનો રહેશે, અને વિષમ હશે તો એકજ અંકનો થશે. અને ઉપરની કલમ પ્રમાણે એવાં જેટલાં ચિન્હ થશે તેટલા

પૂર્ણાંકના આંકડા આવશે.

સંખ્યાની ડાબી તરફના પેહેલા ભાગમાંથી જે મોટામાં મોટી સંખ્યાનો વર્ગ બાદ જતો હોય તે સંખ્યા ભાગાકારમાં લખવી, અને તેનો વર્ગ તે પહેલા ભાગમાંથી બાદ કરવો. પછી બાદબાકી ઉપર બીજા ભાગના બે અંક લેવા એટલે એ નવો ભાજ્ય થશે.

હવે ભાગાકારમાં જે અંક આવ્યો છે તેની બમણાઈ કરીને તે, આપેલી સંખ્યાની ડાબી તરફ ભાજકાંકમાં લખવી. પછી તેના ઉપર એક બીજો અંક છે એમ ધારીને નવા ભાજ્ય ઉપરથી ભાગાકાર કાઢવો; જે આવે તે વર્ગમૂળમાં બીજો અંક મુકવો, અને તેને ભાજકાંક ઉપર ચઢાવવો, અને તેથી જે રકમ થાય તેને એ નવા આવેલા અંકે ગુણી ગુણાકાર નવા ભાજ્યમાંથી બાદ કરવો. અને બાદબાકી ઉપર ત્રીજા ભાગના બે અંક લેવા એટલે એ ત્રીજો ભાજ્ય થયો. પેહેલો જે ભાજકાંક છે તેમાં વર્ગમૂળનો બીજો અંક ઉમેર્યો એટલે તે નવો ભાજકાંક થયો. પછી ઉપર પ્રમાણે ત્રીજો અંક શોધી કાઢવો. એ પ્રમાણે બધા ભાગ પુરા થઈ રહે ત્યાં સુધી કરતાં જવું.

દા. ૧ ૧૮૪૯ નું વર્ગમૂળ શું?

```
  |૧૮૪૯(૪૩
 ૪|૧૬
  |-----
 ૪|૦૨૪૯
---
 ૮૩|
  |-----
  | ૦૦૦
```

આમાં ઉપર કહ્યા પ્રમાણે ચિન્હ મુકતાં માલમ પડેછે કે, પૂર્ણાંકમાં બે અંક આવવાના. પછી પેહેલા ભાગમાંથી ૪ નો વર્ગ ૧૬ બાદ કરી, ૨ ઉપર ૪૯ ચઢાવ્યા તો, ૨૪૯ એ નવો ભાજ્ય થયો. અને ૪×૨=૮ એ નવો ભાજકાંક થયો; એ ઉપરથી ભાગ ૩ વખત ગયો તે વર્ગમૂળમાં બીજો અંક લખ્યો, અને તે ૮ ઉપર ચઢાવી ૮૩ ને ત્રણે ગુણી ગુણાકાર ૨૪૯ માંથી બાદ કર્યો.

**કારણઃ**—(૪૩)$^{૨}$=૧૮૪૯ તો ૪૩ એ ૧૮૪૯ નું વર્ગમૂળ છે. હવે ૧૮૪૯ નું વર્ગમૂળ ૪૩ અથવા ૪૦+૩ શી રીતે આણવું તેની રીત ખોળી કહાડીએ.

$$૧૮૪૯=૧૬૦૦+૨૪૯=૧૬૦૦+૯+૨૪૦$$
$$=(૪૦)^૨+૩^૨+૨×૪૦×૩$$
$$=(૪૦)^૨+૨×૪૦×૩+(૩)^૨$$

અહીં આપણે ૧૮૪૯ ના એવા ભાગ પાડ્યા કે જેમાં ૪૦+૩ અથવા ૪૩ ખુલ્લી રીતે જણાય. હવે આપણને માલમ પડેછે કે એ છેલ્લા રૂપ $(૪૦)^૨+૨×૪૦×૩+(૩)^૨$ માંના પહેલા ભાગ $(૪૦)^૨$ નું વર્ગમૂળ ૪૦ છે, તે જોઈતા વર્ગમૂળનો એક ભાગ છે. માટે $૪૦^૨+૨×૪૦×૩+૩^૨$ માંથી ૪૦નો વર્ગ બાદ કર્યો, તો $૨×૪૦×૩+૩^૨$ રહ્યા. ઉપર જે ૪૦ આવ્યા, તેને બેએ ગુણતાં આપણને માલમ પડેછે કે, એ ગુણાકારને ૩ ગણો કરવાથી બાકી રહેલી રકમ $(૨×૪૦×૩^૨)$ નો પહેલો ભાગ ( ૨×૪૦×૩ ) આવી રહેછે, અને ત્રણને ૨×૪૦ માં ઉમેરવાથી (૨×૪૦+૩)=૮૩ થાયછે. તે વડે બાકી રહેલી બધી રકમ $૨×૪૦×૩+૩^૨$ અથવા ૨૪૯ મે ભાગતાં ૩ આવે છે, અને એથી વર્ગમૂળનો બાકીનો ભાગ આવી રહેછે. જો આપણને એમ લાગ્યું હોત કે ૨×૪૦×૩ ને ૩ એ ગુણવાથી ૨૪૯ કરતાં વધારે આવેછે તો આપણે ૩ ને ઠેકાણે કોઈ નાનો અંક લેત. ઉપરની કૃતિને નીચે પ્રમાણે લખાય.

```
        (૪૦)² +૨×૪૦×૩+૩² (૪૦+૩
        (૪૦)²
        ------------
૨×૪૦+૩ | ૨×૪૦×૩+૩²
       | ૨×૪૦×૩+૩²
        ------------
```

એ કૃતિ નીચેનીને કેવળ મળતી છે.

```
     ૧૬૦૦+૨૪૦+૯(૪૦+૩)
     ૧૬૦૦
     --------
૮૦+૩ | ૨૪૦+૯
     | ૨૪૦+૯
     --------
```

એ વળી નીચેની સાથે પણ બરાબર છે.

```
   |૧૮૪૯(૪૩
   |૧૬
   ----
૮૩ |૨૪૯
   |૨૪૯
```

દા. ૨ ૫૩૪૫૩૪૪ નું વર્ગમૂળ શું

```
     | ૫૩૪૫૩૪૪(૨૩૧૨
     | ૪
  ૪૩ | ૧૩૩
   ૩ | ૧૨૯
-----|
 ૪૬૧ |   ૪૫૩
   ૧ |   ૪૬૧
-----|
૪૬૨૨ |    ૯૨૪૪
     |    ૯૨૪૪
     |    ૦૦૦૦
```

વળી ·૧² = .૦૧ માટે ∴ .૦૧નું વર્ગમૂળ ·૧ છે

(·૦૧)² = ·૦૦૦૧ માટે ∴ ·૦૦૦૧નું „ ·૦૧ છે

(·૦૦૧)² = .૦૦૦૦૦૧ માટે ·૦૦૦૦૦૧નું „ ·૦૦૧ છે

૨૪૮. આ ઉપરથી માલમ પડે છે કે, વર્ગમૂળ કાઢવાની રકમ દશાંશ હોય તો દશાંશના અંક સમ હોવા જોઇએ. જો વિષમ હોય તો છેવટે એક મીંડું ચઢાવી સમ કરવા. પછી દશાંશના ચિન્હથી બીજા અંક ઉપર જમણી તરફ ચિન્હ કરતા જવું. જેટલા ચિન્હ મુકાશે તેટલી દશાંશ જગા વર્ગમૂળમાં આવશે. વર્ગમૂળ કાઢવાની રીત તો ઉપર પ્રમાણેજ છે. વર્ગમૂળમાં દશાંશની જગાઓ વધારે લાવવી હોય તો સંખ્યા ઉપર બબે મીંડાં વધારતા જવું. અને તે મીંડાં શેષ ઉપર ચઢાવતાં જવું.

```
     | .૬૦૦૦૦૦(.૨૪૪૯ ૪૦
     | ૪
  ૪૪ | ૨૦૦
   ૪ | ૧૭૬
-----|
 ૪૮૪ |  ૨૪૦૦
   ૪ |  ૧૯૩૬
-----|
૪૮૮૯ |   ૪૬૪૦૦
     |   ૪૪૦૦૧
     |    ૨૩૯૯
```

૨૪૯. વર્ગમૂળ કાઢવાની સંખ્યામાં પૂર્ણાંક અને દશાંશ બંને હોય તો એ સારી પેઠે સંભાળવું કે ભાગ પાડવામાં એક પૂર્ણાંક અને એક દશાંશનો અંક ન આવે. એકમથી ડાબી તરફ પૂર્ણાંકના ભાગ પાડવા, અને દશાંશ ચિન્હથી જમણી તરફ દશાંશના ભાગો પાડવા. દશાંશનો છેવટે એક અંક વધે તો તે ઉપર મીંડું ચઢાવીને બે કરવા. દશાંશમાં બબે અંકના જેટલા ભાગ પડ્યા હોય એટલે દશાંશમાં ઉપર જેટલાં ચિન્હ મુક્યાં હોય તેટલા અંક જમણી બાજુથી ગણી ભાગાકારમાં ચિન્હ મુકવું.

૨૫૦. પુનરાવર્ત્ત દશાંશનું વર્ગમૂળ કાઢવું હોય, અને તેમાં છેલો એક અંક વધે તો તે ઉપર મીંડું ચઢાવ્યાને બદલે પુનરાવર્ત્ત અંક અથવા અંકો ચઢાવવા. તેમજ જવાબમાં દશાંશ જગાઓ વધારે કાઢવી હોય ત્યારે દશાંશ ઉપર બબે મીડાં ચઢાવવાં પડે છે તેને બદલે પુનરાવર્ત્ત અંક ચઢાવવા.

દા. ૧૪૪·૩૬૫૦નું વર્ગમૂળ કહાડો.

| | |
|---|---|
| | ૧૪૪.૩૬૫૦(૧૨.૦૧ |
| | ૧ |
| ૨૨ | ૪૪ |
| ૨ | ૪૪ |
| ૨૪૦૧ | ૩૬૫૦ |
| | ૨૪૦૧ |
| | ૧૨૪૯ |

દા. ·૯૧૩ નું વર્ગમૂળ કહાડો.

| | |
|---|---|
| | ૯૧૩(·૯૫૫૯ ૪૦ |
| | ૮૧ |
| ૧૮૫ | ૧૦૩૯ |
| ૫ | ૯૨૫ |
| ૧૯૦૫ | ૧૧૪૧૩ |
| ૫ | ૯૫૨૫ |
| ૧૯૧૦૯ | ૧૮૮૮૯૧ |
| | ૧૭૧૯૮૧ |
| | ૧૬૯૧૦ |

૨૫૧. કોઈ અપૂર્ણાંકનું વર્ગમૂળ કહાડવું હોય, તો પ્રથમ તે અપૂર્ણાંકને અતિસંક્ષેપનું રૂપ આપવું. પછી અંશ અને છેદનું જુદું જુદું વર્ગમૂળ નિકળતું હોવતો કહાડવું, જેમકે $\sqrt{\frac{૬૨૫}{૯૬૧}}=\frac{૨૫}{૩૧}$; $\sqrt{\frac{૮}{૫૦}}=\sqrt{\frac{૪}{૨૫}}=\frac{૨}{૫}$=·૪. જો અંશ અને છેદનું જુદું જુદું વર્ગમૂળ બરોબર પૂર્ણાંક ન નિકળે તો તે અપૂર્ણાંકને દશાંશનું રૂપ આપીને તે દશાંશનું વર્ગમૂળ કહાડવું. જેમકે $\sqrt{\frac{૫}{૭}}$ માં ૫ અને ૭ નું વર્ગમૂળ નિકળતું નથી, માટે $\frac{૫}{૭}$ને દશાંશનું રૂપ આપી તે દશાંશનું વર્ગમૂળ કહાડવું.

### મનોયત્ન ૮૮.

નીચેની સંખ્યાઓનું વર્ગમૂળ કહાડો.

(૧) ૧૬૯; ૩૦૨૭૫. (૨) ૫૩૧૪૪૧; ૪૫.

(૩) ૮; ૨; ૩. (૪) ૨૪૨·૭૫૩૨૯.

(૫) ૯૭૧૦૧૩૧૬૦૦. (૬) ૧$\frac{૨૩}{૧૨૧}$, $\frac{૯}{૧૬}$, $\frac{૬૪}{૮૧}$.

(૭) $\frac{૨૨૦૯}{૩૮૦૧}$, ૭$\frac{૯}{૧૬}$, $\frac{૪૪૧}{૪૦૯૬}$. (૮) ૨$\frac{૧}{૬}$, $\frac{૩}{૫}$, $\frac{૭}{૧૨}$.

(૯) $\frac{૭}{૯૫}$, $\frac{૨}{૩૨}$, $\frac{૮}{૯૮}$, $\frac{૧}{૯૯}$. (૧૦) ·૮; ·૮; ·૦૦૮.

(૧૧) ૬.૪; .૬૪; .૦૬૪. (૧૨) ૧૮·૪૦૪૧.

(૧૩) ·૦૬૨૫; ·૧; ·૦૧. (૧૪) ·૭; ·૦૭; ·૦૦૦૩.

(૧૫) ૧૬૮૦૩.૯૩૬૯. (૧૬) ૩૯૮૭·૯૨૨૫.

(૧૭) ૩૬·૧૪૨૮૫૭. (૧૮) ૧·૩૬૧.

(૧૯) ·૦૪૯૩૮૨૭૧૬. (૨૦) ·૯, ·૧, ૧૧·૧.

(૨૧) ·૬, ·૩, ·૬૪. (૨૨) ·૨૨૫; ·૪.

(૨૩) ૦।; ૦)–; ૦)૦। (૨૪) ૧૨।=; ०।।=।।

---

## ઘનમૂળ.

૨૫૨. કોઈ આપેલી સંખ્યાનું ઘનમૂળ તેજ કે જેનો ઘન તે આપેલી સંખ્યાની બરોબર છે.

૨૫૩. કોઈ પણ આપેલી સંખ્યાના ઘનમૂળમાં પૂર્ણાંક અંક કેટલા આવશે તે નીચે પ્ર૦.

૧નો ઘન ૧ છે. ૧૦નો ઘન ૧૦૦૦ છે.

૧૦૦નો ઘન ૧૦૦૦૦૦૦છે. ૧૦૦૦નો ઘન ૧૦૦૦૦૦૦૦૦૦ છે.
૯૦ ૯૦

આ ઉપરથી એવું માલમ પડેછે, કે ૧ અને ૧૦૦૦ની વચેની કોઈ સંખ્યાનું એટલે એક, બે, અથવા ત્રણ આંકડાની સંખ્યાનું ઘનમૂળ ૧ અને ૧૦ની વચે, એટલે એક અંક આવે છે. તેમજ ચાર, પાંચ, અથવા છ આંકડાની સંખ્યાનું ઘનમૂળ બે આંકડા આવેછે. તેજ પ્રમાણે આગળ પણ-માટે એકમના આંકડા ઉપર એક(/)આવું નિશાન કરવું. પછી ત્યાંથી દરેક ત્રીજા અંક ઉપર તેવુંજ ફરી ફરીને ચિન્હ કરવું. એથી છેલો ભાગ ત્રણ અંકનો અથવા તેથી ઓછાનો રહેશે. અને જેટલાં ચિન્હ મુક્યાં હશે તેટલા પૂર્ણાંકના આંકડા આવશે.

જેમકે, ૫૮/૭૫/૩ આમાં બે, અને ૩/૮૭૨/૫૨૬/૩૦૭ આમાં ચાર પૂર્ણાંકના આંકડા આવશે ૯૦

---

## ઘનમૂળ કહાડવાની રીત.

૨૫૪. આપેલી પૂર્ણાંક સંખ્યાના એકમના અંક ઉપર (/) આવું નિશાન કરવું, પછી ત્યાંથી ડાબી બાજુ તરફ હરેક ત્રીજા આંકડા ઉપર એવુંજ નિશાન કરી ત્રણ ત્રણ આંકડાના ભાગ કરતાં જવું. છેલા નિશાનની અંદર, ત્રણ, બે, અથવા એક અંક રહેશે. એ પ્રમાણે જેટલાં નિશાન થશે તેટલા પૂર્ણાંકના આંકડા ઘનમૂળમાં આવશે.

ડાબી તરફના પહેલા ભાગમાંથી મોટામાં મોટો જે રકમનો ઘન બાદ જતો હોય તે ઘનમૂળનો પહેલો અંક મૂકી તેનો ઘન પહેલા નિશાન સુધીના અંકમાંથી બાદ કરવો. અને બાદબાકી ઉપર બીજા નિશાન સુધીના ત્રણ આંકડા ચડાવવા એટલે એ નવો ભાજ્યો થયો.

ઘનમૂળમાં આવેલા અંકના વર્ગની ત્રણ ગણાઈ ભાજકમાં લખવી અને ભાજક ઉપર બે આંકડા આવવાના છે, અથવા,

ભાજ્યમાં છેલા બે અંક નથી, એમ ધારી અજમાશથી નવો ભાગાકાર કહાડવો તે ભાગાકાર ઘનમૂળનો બીજો અંક થયો. પછી બાદ કરવાનું પદ લાવવાને નિચે પ્રમાણે કરવું.

૩×પહેલા અંકનો વર્ગ+૩×પહેલો અંક×બીજો અંક+બીજા અંકનો વર્ગ. એ ગુણાકારો એવી રીતે મુકવા કે પહેલા ગુણાકારના એકમના અંક કરતાં બીજા ગુણાકારનો એકમનો અંક બહાર રહે, અને બીજા ગુણાકારના એકમના અંક કરતાં ત્રીજાનો એકમનો અંક બહાર રહે. એ મુકેલી રકમનો સરવાળો લેવો. અને તેને નવા આવેલા અંકે ગુણી ગુણાકાર નવા ભાજ્યમાંથી બાદ કરવો.

બાદબાકી ઉપર બીજા ત્રણ આંકડા લેઇ ઉપર પ્રમાણે કરવું. એવું છેકછેલા ત્રણઆંકડા પુરા થાય ત્યાંસુધી કરતાંજવું.

દા. ૧. ૪૬૬૫૬ નું ઘનમૂળ કહાડો.

૪૬૬૫૬(૩૬
૨૭
૩×૩² =૨૭ | ૧૯૬૫૬
૩×૩×૬= ૫૪ |
૬² = ૩૬ | ૧૯૬૫૬
૩૨૭૬×૬ ૦૦૦૦૦

આમાં પ્રથમ ૬ઉપરનિશાન કરીને ત્યાંથી ત્રીજા અંક ૬ ઉપર બિજું નિશાન કર્યું.તો પેહેલો ભાગ ૪૬નો થયો તેમાંથી વધારેમાંવધારે ૩નો ઘન બાદ જાય છે માટે ૩ ભાગાકારમાં મુકી ૪૬ માંથી ૩³ બાદ કર્યા અને બાકી ૧૯ ઉપર ૬૫૬ચઢાવ્યા તો ૧૯૬૫૬ એ નવા ભાજ્ય થયો. પછી ૩ના વર્ગને ૩એ ગુણી ૨૭નવાભાજકમાં મુકયા. અને એના ઉપર બે આંકડા બીજા છે એવું ધારી અજમાશથી ભાગાકાર કાઢ્યો તે ૭ આવ્યો. પણ આગળની કૃતિ કરવાથી માલમ પડ્યું કે ૭ મુકવાથી ભાજ્ય કરતાં બાદ કરવાનું પદ વધી જશે. માટે ૬ ભાગાકારમાં મુકયા. અને પછી ૩×૩×૬=૫૪નો એક અંક આગળ મુકી ૨૭ની નીચે ૫૪ લખ્યા, પછી ૬નો વર્ગ પણ એક અંક આગળ રાખીને મુકયો. પછી એ બધાના સરવાળા ૩૨૭૬ ને ૬ એ ગુણી ગુણાકાર ૧૯૬૫૬ માંથી બાદ કર્યાતો બાકી શૂન્ય રહ્યું, અને તેથી ૪૬૬૫૬ નું ઘનમૂળ ૩૬ આવ્યું તે ખરૂ.

૨૫૫. $(૩૬)^૩=૪૬૬૫૬$ છે તો ૪૬૬૫૬નું ઘનમૂળ ૩૬ અથવા ૩૩+૩૬ શી રીતે ઉત્પન્ન કરેલું તે તપાસીએ.

$૪૬૬૫૬=૨૭૦૦૦+૧૯૪૪૦+૨૧૬$

$.=૨૭૦૦૦+૧૬૨૦૦+૩૨૪૦+૨૧૬$

$=(૩૦)^૩+૩\times(૩૦)^૨\times૬+૩\times૩૦\times૬^૨+૬^૩$

એમાં ૪૬૬૫૬ના એવા ભાગ પાડ્યા કે જેથી તેના ઘનમૂળના અંક ૩૦+૬ અથવા ૩૬ સાફ માલમ પડે એટલે છેલ્લું ૨૫. :—

$(૩૦)^૩+૩\times(૩૦)^૨\times૬+૩\times૩૦\times૬^૨+૬^૩$ આવું થયું. તેમાં પહેલા ભાગ $(૩૦)^૩$નું ઘનમૂળ ૩૦ થયું તે જોઇતા ઘનમૂળનો પહેલો ભાગ આવ્યો. ૩૦નો ઘન એ આખી રકમમાંથી બાદ કર્યો તો $૩\times(૩૦)^૨\times૬+૩\times૩૦\times૬^૨+૬^૩$ રહ્યા પછી ૩૦ના વર્ગની ત્રણ ગણાઈ ને ૬એ ગુણવાથી બાકી રહેલી રકમનો પહેલો ભાગ $૩\times(૩૦)^૨\times૬$ આવી રહે છે, માટે ૬એ ઘનમૂળનો બીજો ભાગ આવ્યો. પછી૩૦ના વર્ગની ત્રણ ગણાઇમાં ત્રીશ અને છના ગુણાકારની ત્રણ ગણાઈ+ છનો વર્ગ મેળવવાથી $૩\times(૩૦)^૨+૩\times૩૦\times૬+(૬)^૨$ આવ્યો, તેને ૬એ ગુણવાથી $૩\times(૩૦)^૨\times૬+૩\times૩૦\times(૬)^૨+૬^૩$ આવેછે, તે બાકી રહેલી રકમની બરાબર છે. માટે પહેલા ભાગના વર્ગની ત્રણ ગણાઈ, પહેલા અને બીજા ભાગના ગુણાકારની ત્રણ ગણાઈ, અને બીજા ભાગના વર્ગ એ ત્રણેના સરવાળાને બીજા ભાગે ગુણીએ તેની બરોબર બાદ કરવાનું પદ આવે. એક એક અંક આગળ વધારીએ છીએ તેનું કારણ એજ કે પહેલો ભાગ દશકનો છે તે માટે તે ઉપરનું મીડું અને તેના વર્ગનાં બે મીડાં છોડી દેઇએ છીએ.

એ કૃતિ આ પ્રમાણે છે.

$$(૩૦)^૩+૩\times(૩૦)^૨\times૬+૩\times૩૦\times(૬)^૨+(૬)^૩\,(૩૦+૬$$

$$(૩૦)^૩$$

$૩\times(૩૦)^૨$ | $૩\times(૩૦)^૨\times૬+૩\times૩૦\times(૬)^૨+(૬)^૩$

$$\left.\begin{array}{l}(૩\times(૩૦)^૨\\+૩\times૩૦\times૬\\+(૬)^૨\end{array}\right\}\times૬=૩\times(૩૦)^૨\times૬+૩\times૩૦\times(૬)^૨+(૬)^૩$$

આ કૃતિ નીચેનીની બરાબર છે.

૨૭૦૦૦+૧૬૨૦૦+૩૨૪૦+૨૧૬
૨૭૦૦૦ [૩૦+૬

૩×(૩૦)$^{૨}$=૨૭૦૦ | ૧૬૨૦૦+૩૨૪૦+૨૧૬
(૨૭૦૦+૫૪૦+૩૬)×૬= | ૧૬૨૦૦+૩૨૪૦+૨૧૬

આ વળી નીચેની બરાબર છે.

૪૬૬૫૬ (૩૬
૨૭

૩×૩$^{૨}$= ૨૭ | ૧૯૬૫૬
૩×૩×૬=૫૪
૬$^{૨}$ = ૩૬
૩૨૭૬×૬=૧૯૬૫૬
૦૦૦૦૦

જે કૃતિ રીતમાં કરવાને બતાવી છે તેજ આ.

દા. ૨. ૩૨૪૬૧૭૫૯નું ઘનમૂળ કહાડો.

૩૨૪૬૧૭૫૯ (૩૧૯ જવાબ.
૨૭

૩×૩$^{૨}$ =૨૭ | ૫૪૬૧
૩×૩×૧= ૯
૧$^{૨}$ = ૧
૨૭૯૧ ×૧=૨૭૯૧

૩×(૩૧)$^{૨}$=૨૮૮૩ | ૨૬૭૦૭૫૯
૩×૩૧×૯ = ૮૩૭
૯$^{૨}$ = ૮૧
૨૯૬૭૫૧×૯=૨૬૭૦૭૫૯
૦૦૦૦૦૦૦

૨૫૬. (.૧)$^{૩}$=.૦૦૧ માટે .૦૦૧નું ઘનમૂળ .૧.

(.૦૨)$^{૩}$=.૦૦૦૦૦૮ માટે .૦૦૦૦૦૮નું ઘનમૂળ .૦૨

(.૦૦૨)$^{૩}$=.૦૦૦૦૦૦૦૦૮ માટે .૦૦૦૦૦૦૦૦૮નું ઘનમૂળ .૦૦૨.

આ ઉપરથી માલમ પડે છે કે કોઈ દશાંશનું ઘનમૂળ કહાડવું હોય તો દશાંશ સ્થળ ત્રણના કોઈ ભાજ્ય જેટલાં હોવાં જોઈએ. જો દશાંશ ચિન્હથી જમણી તરફ ત્રણ ત્રણ આંકડાના ભાગ કરતાં છેવટે એક અથવા બે અંક વધે તો, બે અથવા એક શૂન્ય ચઢાવીને છેલો ભાગ ત્રણ આંકડાનોજ કરવો. જો આપેલી રકમમાં પૂર્ણાંક અને દશાંશ બંને હોય તો એ સારી પેઠે યાદ રાખવું કે કોઈ ભાગમાં પૂર્ણાંક અને દશાંશના આંકડા એકઠા ન આવે. દશાંશ ચિન્હથી ડાબી તરફ પૂર્ણાંકના ભાગ પાડતા જવું, અને જમણી તરફથી દશાંશના ભાગ પાડતા જવું. જો છેવટે ત્રણ અંકનો ભાગ ન આવે તો એક અથવા બે મીંડાં મુકીને ત્રણ અંક પુરા કરવા. એ પ્રમાણે દશાંશમાં ત્રણ ત્રણ અંકના જેટલા ભાગ થાય તેટલાં ઘનમૂળમાં જમણી તરફથી દશાંશ સ્થળ કાડવાં.

દા. ૩. ૧૬૨૮.૧૫૮૨નું ઘનમૂળ શું?

૧૬૨૮.૧૫૮૨૦૦(૧૧.૭૬૪.
૧

$3 \times 1^2$ = ૩
૩×૧×૧ = ૩
$1^2$ = ૧
૩૩૧×૧ = ૩૩૧ | ૬૨૮

$3 \times (11)^2$ = ૩૬૩
૩×૧૧×૭ = ૨૩૧
$7^2$ = ૪૯
૩૮૬૫૯×૭ = ૨૭૦૬૧૩ | ૨૯૭૧૫૮

$3 \times (117)^2$ = ૪૧૦૬૭
૩×૧૧૭×૬ = ૨૧૦૬
$6^2$ = ૩૬
૪૧૨૨૭૭૫૬×૬ = ૨૪૭૬.૭૭૬ | ૨૬૫૪૫૨૦૦
૧૭૭૮૪૩૪

૨૫૭. પુનરાવર્ત્ત દશાંશનું ઘનમૂળ કહાડવું હોય તો શૂન્યને બદલે પુનરાવર્ત્ત અંક ચઢાવતા જવું. કોઈ અપૂર્ણાંકનું ઘનમૂળ કહાડવું હોય તો પ્રથમ તે અપૂર્ણાંકને અતિસંક્ષેપનું રૂપ આપવું. અને પછી તેના અંશ અને છેદ એ દરેકનું ઘનમૂળ જતું હોય તો જુદું જુદું કાઢવું. જો ન જતું હોય તો તે અપૂર્ણાંકને દશાંશનું રૂપ આપી તે દશાંશનું ઘનમૂળ કહાડવું. જેમ $\frac{૮}{૨૭}$નું ઘનમૂળ $\frac{૨}{૩}$; $\frac{૮૧}{૧૯૨}$નું ઘનમૂળ $\frac{૩}{૪}$; આવે પણ $\frac{૨}{૩}$નું ઘનમૂળ કહાડવું હોય તો .૬નું ઘનમૂળ કહાડવું.

## મનોયત્ન ૮૯.

નીચેની સંખ્યાઓનું ઘનમૂળ કહાડો.

(૧) ૯૨૬૧. (૨) ૧૨૧૬૭.

(૩) ૫૦૬૫૩. (૪) ૧૪૦૬૦૮.

(૫) ૪૦૩૫૩૬૦૭. (૬) ૫૮૦૦૯૩૭૦૪.

(૭) ૧૦૨૫૦૩૨૩૨. (૮) ૧૩૭૫૦૩૬૯૨૮.

(૯) ૧૯૭૫૪૦૩૬૦૦૮ (૧૦) ૨૧૯૩૬૫૩૨૭૭૯૧.

(૧૧) $\frac{૮}{૧૨૫}$, $\frac{૧}{૮}$, $\frac{૧૨૮}{૨૫૦}$, $\frac{૩૭૫}{૧૦૨૯}$. (૧૨) ૪૦૫$\frac{૨૮}{૧૨૫}$, $\frac{૩૪૩}{૭૨૯}$, $\frac{૨૪૬૦૩૭૫}{૪૦૯૬}$.

(૧૩) $\frac{૨}{૫}$. (૧૪) ૦)[illegible]; ૦)૦૧

(૧૫) .૩૮૯૦૧૭. (૧૬) .૦૦૧૯૦૬૬૨૪.

(૧૭) .૦૦૦૦૨૪૩૮૯. (૧૮) ૧૬૯૪.૯૯૪૪૩૨.

(૧૯) ૨૩૩.૭૪૪૮૯૬. (૨૦) ૧.૮૬૯૯૫૯૧૬૯.

(૨૧) $\frac{૮૨૫૭.૭૨૮}{૧૬૩૮૪}$. (૨૨) .૦૦૧.

(૨૩) .૦૪, .૦૦૪. (૨૪) ૩, .૩, .૦૩.

(૨૫) .૦૬૪, .૬૪. (૨૬) .૨૯૬.

(૨૭) .૦૩૭. (૨૮) .૧૨૫.

(૨૯) .૩૨૮. (૩૦) ૧૪ સંખ્યાનો ઘન ૨૭૪૪ છે.

## કયું પણ મૂળ.

૨૫૮. ચતુર્ઘાત-પંચઘાત-ષડ્ઘાત-સપ્તઘાત-ઈ૦ કયું પણ મૂળ કહાડવાની જુદી જુદી રીત છે, પણ તે ઘણી કઠણ અને અંકગણિતમાં સમજાય નહીં એવી છે, માટે તે અહીં આપી

નથી. વળી અંકગણિતમાં પંચઘાત-સપ્તઘાત-ઈ૦ મૂળના હિસાબ પણ પુછવામાં આવતા નથી. એ વિષય અક્ષરગણિતનો છે. અક્ષરગણિતમાં એવા હિસાબ આપેછે અને તેની રીત પણ સહેજ સમજાય છે.

૨૫૯. ચતુર્ઘાત-ષડ-અષ્ટઘાત-વગેરે કેટલાંક મૂળ વર્ગમૂળ અને ઘનમૂળ કહાડવાની રીત ઉપરથીજ નિકળે છે તે નીચે પ્ર૦ $૫^{૨}×૫^{૨}=૫^{૨+૨} = ૫^{૪}$ છે. માટે $૫^{૪}$નુ વર્ગમૂળ $૫^{૨}$ આવે, અને $૫^{૨}$નું વર્ગમૂળ ૫ આવે છે. વળી ૫×૫×૫×૫=$૫^{૪}$ છે, માટે $૫^{૪}$નું ચતુર્ઘાતમૂળ પણ ૫ આવે; માટે $૫^{૪}$ નું ચતુર્ઘાતમૂળ તે $૫^{૪}$ ના વર્ગમૂળના વર્ગમૂળની બરોબર છે. આ ઉપરથી માલમ પડે છે કે કોઈ સંખ્યાનું ચતુર્ઘાતમૂળ કહાડવું હોય તો તેના વર્ગમૂળનું વર્ગમૂળ કહાડવું. તેમજ ૫નું ષડ્ઘાત મૂળ ૫ આવે અને $૫^{૬}$ ના વર્ગમૂળનું ઘનમૂળ પણ ૫ આવે છે, માટે કોઈ સંખ્યાનું ષડ્ઘાત મૂળ કહાડવું હોય તો તે સંખ્યાના વર્ગમૂળનું ઘનમૂળ કહાડવું. અથવા ઘનમૂળનું વર્ગમૂળ કહાડવું. તેમજ જો કોઈ સંખ્યાનું અષ્ટઘાતમૂળ કહાડવું હોય તો તે સંખ્યાના વર્ગમૂળના વર્ગમૂળનું વર્ગમૂળ કહાડવું. અને નવઘાત મૂળ કહાડવું હોય તો ઘનમૂળનું ઘનમૂળ કહાડવું ઈ૦

દા. ૧. ૨૦૭૩૬ નું ચતુર્ઘાત મૂળ કેટલું?

આમાં ૨૦૭૩૬નું વર્ગમૂળ ૧૪૪ અને ૧૪૪ નું વર્ગમૂળ ૧૨ છે માટે ૨૦૭૩૬નું ચતુર્ઘાતમૂળ ૧૨ આવ્યું.

દા. ૨. ૧૭૭૧૫૬૧નું ષડઘાત મૂળ શું?

આમાં ૧૭૭૧૫૬૧નું વર્ગમૂળ ૧૩૩૧ અને ૧૩૩૧નું ઘનમૂળ ૧૧ છે, માટે ૧૭૭૧૫૬૧નું ષડઘાતમૂળ ૧૧ આવ્યું.

દા. ૩. ૧૬૭૭૭૨૧૬નું અષ્ટઘાત મૂળ કેટલું?

આમાં આપેલી સંખ્યાનું વર્ગમૂળ ૪૦૯૬, તેનું વર્ગમૂળ ૬૪ અને તેનું વર્ગમૂળ ૮ આવ્યું માટે ૧૬૭૭૭૨૧૬નું અ ઘાત મૂળ ૮ આવ્યું.

દા.૪. ૪૦૩૫૩૬૦૭નું નવઘાત મૂળ કેટલું?

આમાં આપેલા સંખ્યાનું ઘનમૂળ ૩૪૩ આવ્યું, અને ૩૪૩નું ઘનમૂળ ૭ આવ્યું માટે ૪૦૩૫૩૬૦૭નું નવ ઘાત મૂળ ૭ થયું.

**મનોયત્ન ૯૦.**

(૧) ૫૭૫૪૮૦૧. નું ચતુર્ઘાત મૂળ.

(૨) ૯૫૦૫.૯૫૦૧ નું ચતુર્ઘાત મૂળ.

(૩) ૪૩૦૪૫૭૨૧. ,,

(૪) ૫૦૫૨૫. ,,

(૫) ૧૯૧૧૦૨૯૭૬નું ષડ્ઘાત મૂળ.

(૬) $\frac{૧૬}{૬૨૫}$નું ચતુર્ઘાતમૂળ.

(૭) $\frac{૭૨૯}{૪૦૯૬}$નું ષડ્ઘાતમૂળ.

(૮) ૪૨૯૪૯૬૭૨૯૬નું અષ્ટઘાતમૂળ.

(૯) .૦૦૦૦૦૦૦૦૪૦૯૬નું ષડ્ઘાતમૂળ.

(૧૦) ૪.૨૯૯૮૧૬૯૬નું અષ્ટઘાતમૂળ.

(૧૧) .૩૮૭૪૨૦૪૮૯નું નવઘાતમૂળ.

(૧૨) ૧૦૬૬૧૦૪૬.૭૮૪નું નવઘાતમૂળ.

**શ્રેઢી.**

૨૯૦. જ્યારે કેટલીક સંખ્યાઓ કોઈ અમૂક નિયમ પ્રમાણે અનુક્રમે વધે અથવા ઘટે તો તે સંખ્યાઓના જથાને શ્રેઢી કહે છે. જેમ કે, ૧, ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૩, ૧૫, ઇ૦. અથવા ૧, ૨, ૪, ૮, ૧૬, ૩૨, ૬૪, ઇ૦. દરેક પાછળના પદ કરતાં આગળનું પદ મોટું હોય તો તે ચઢતી શ્રેઢી કહેવાય છે. ૧, ૩, ૫, ૭, ઇ૦. ૧, ૨, ૪, ૮, ૧૬, ઇ૦. દરેક પાછળના પદ કરતાં આગળનું પદ ઓછું થતું હોય તો તે ઉતરતી શ્રેઢી કહેવાય છે. જેમકે, ૨૨, ૧૯, ૧૬, ૧૩, ૧૦, ૭, ૪, ૧, −૨ ઇ૦ અથવા ૧૨, ૬, ૩ $\frac{૩}{૨}$, $\frac{૩}{૪}$, $\frac{૩}{૮}$, ઇ૦ શ્રેઢીના બે પ્રકાર છે.

**૧ ગણિત પ્રમાણ શ્રેઢી.**

૨૯૧. જ્યારે એક શ્રેઢીની સંખ્યાઓ કોઈ સરખા અંતરે વધે

અથવા ઘટે ત્યારે શ્રેઢીને ગણિત પ્રમાણ શ્રેઢી કહે છે. જેમકે,

૩, ૭, ૧૧, ૧૫, ૧૯, ૨૩, ૨૭, ૩૧, ૩૫, ઇ૦

૨૯, ૨૫, ૨૧, ૧૭, ૧૩, ૯, ૫, ૧,−૩,−૭, ઇ૦

આમાં દરેક પાસ પાસેના બે સંખ્યા વચેનો તફાવત ૪ છે. પહેલા દાખલામાં, દરેક પાછળની સંખ્યામા ૪ ઉમેરીએ તો આગળની સંખ્યા આવે છે. અને બીજા દાખલામાં બાદ કરેથી આવે છે.

શ્રેઢીના પહેલા પદને આદિ પદ કહેછે. તેની નિશાની ટુંકામાં અ

છેલા પદને અંત કહે છે. „ ઠ્ઠ

પદ સંખ્યાને ગછ કહે છે. „ ગ

બધાં પદોના સરવાળાંને સર્વધન કહેછે. „ સ

અને સાધારણ તફાવતને ઉત્તર કહેછે. „ ઉ

જેમકે ઉપરના પહેલા ઉદાહરણમાં ૩૫ સુધીનીજ શ્રેઢી લઇએ તો ૩એ આદિ પદ. ૩૫ અંત. ૯ પદ સંખ્યા. ૧૭૧ સર્વધન અને ૪એ ઉત્તર છે.

## કૃત્ય.

૨૬૨. આદિ, ઉત્તર અને ગછ આપેલા હોવ તે ઉપરથી અંત પદ કહાડવું હોય તઃ—એકોન *ગછને ઉત્તરે ગુણી ચઢતી શ્રેઢી હોય તો તે ગુણાકાર અને આદી પદનો સરવાળો લેવો અને ઉતરતી શ્રેઢી હોય તો તે બેનો બાદબાકી કરવી. તેથી જે આવે તે જવાબ. અથવા તેનો કોઠો. ઠ્ઠ = અ + ઉ × (ગ − ૧)

કારણઃ—૩, ૭, ૧૧, ૧૫, ૧૯, ૨૩, આ શ્રેઢીને બીજી રીતે લખી તો. ૩, ૩+૪, ૩+૪×૨, ૩+૪×૩, ૩+૪×૪, ૩+૪×૫.

આ ઉપરથી માલમ પડે છે, કે દરેક પદમાં ૩ એટલે આદિ પદ તો છેજ; અને બીજા પદમાં એક વખત ઉત્તર ઉમેરેલું છે, ત્રીજામાં બે વખત, ચોથામાં ત્રણ વખત, પાંચમામાં ચાર વખત, ઇ૦. માટે જો પદ સંખ્યા એટલે ગછ બતાવવાને

*એટલે ગછમાંથી એક ઓછો કરતાં બાકી રહે તે.

ગ લેઇએ તો છેલા પદની બરાબર આદિ પદ વત્તા (ગ-૧) ×ઉત્તર થશે. જો ઉતરતી શ્રેઢી હશે તો આદીપદ ઓછા(ગ-૧) ×ઉત્તર થશે. દા. ૨, ૫, ૮, ૧૧, ઇ૦ આ શ્રેઢીના ૧૮ મા પદ=૨+(૧૮-૧)×૩=૨+૫૧=૫૩.

તેજ શ્રેઢીના ૧૧૫મા પદ=૨+(૧૧૫-૧)×૩=૨+૩૪૨=૩૪

દા. ૨ ૧૫, ૧૩, ૧૧, ઇ૦ આ શ્રેઢીના ૭ મા પદ=૧૫-(૭-૧)×૨=૧૫ ૧૨=૩

**મનોયત્ન ૯૧.**

(૧) આદિ ૬, ઉત્તર ૧૨, તો ૨૦મું પદ કેટલું?
(૨) આદિ ૩, ઉત્તર ૨૨, તો ૨૪મું પદ કેટલું?
(૩) આદિ ૧૧, ઉત્તર ૨, તો ૪૫મું પદ કેટલું?
(૪) આદિ ૧૪, ઉત્તર ૩, તો ૩૩મું પદ કેટલું?
(૫) પહેલું પદ ૧, ઉત્તર ૧૩ાા, તો ૧૫મું પદ કેટલું?
(૬) પહેલું પદ ૨૦, બીજું ૧૭, તો ૧૩મું પદ કેટલું?
(૭) પહેલું પદ ૧૦૦, બીજું ૯૭, તો ૧૨મું પદ કેટલું?
(૮) પહેલું પદ ૩૩, બીજું ૩૨ાા, તો ૧૪મું પદ કેટલું?
(૯) પહેલું પદ.૪૫ બીજું, ૪૧.૨૫, તો ૬ઠું પદ કેટલું?
(૧૦) આદિ ૦ા, ઉત્તર ૫, અને ગચ્છ ૧૦તો અંત પદ કેટલું?
(૧૧) આદિ ૦ાા, ઉત્તર ૧ાા, અને ગચ્છ ૨૫ તો અંતપદ કેટલું?
(૧૨) આદિ ૨૦, ગચ્છ ૫૧, અને ઉત્તર ૦ાતો અંતપદ કેટલું?

**કૃત્ય ૨ જું.**

૨૬૩. કેટલીએક સંખ્યાઓ ગણિત પ્રમાણમાં હોયતો આદિ અને અંતનો સરવાળો, તેમનાથી સરખે અંતરનાં બે પદોના સરવાળા બરોબર છે. અને જો સરખા અંતરનું પદ, મધ્ય પદ હોય તો તેની બમણાઈ બરોબર છે. જેમકે ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૩, ૧૫, ૧૭ આમાં.

૩+૧૭=૭+૧૩=૯+૧૧=૫+૧૫.

કારણ આપેલી શ્રેઢી. ૩, ૫, ૭, ૯, ૧૧, ૧૩, ૧૫, ૧૭છે તેને ઉલટાવીને લખીતોઃ ૧૭, ૧૫, ૧૩, ૧૧, ૯, ૭, ૫, ૩, થયા, એએનો સરવાળો લીધોતોઃ ૨૦, ૨૦, ૨૦, ૨૦, ૨૦, ૨૦, ૨૦, ૨૦. એટલે આદિ અને અંતથી સરખા અંતરનાં બે પદોના સર-

વાળો આદિ અંતના સરવાળા બરોબર થયો. તેમજ જો ૧૫ સુધીની શ્રેઢી લીધી, તો આદિ અંતથી સરખે અંતરે ૯ એકલા આવ્યા માટે ૯+૯=૧૫+૩ થયા. એટલે મધ્ય પદની બમણાઈ બરોબર આદિ અંતનો સરવાળો થયો.

૨૬૪. કોઈપણ ગણિત પ્રમાણનું પહેલું અને ત્રીજુ પદ આપ્યું હોય તે ઉપરથી બીજું અથવા મધ્યપદ કહાડવું હોય તો:—પહેલા અને ત્રીજા પદના સરવાળાને ૨એ ભાગવા.

૫ અને ૧૩ ના મધ્ય પદ$=\frac{૫+૧૩}{૨}=\frac{૧૮}{૨}=૯$

કારણ (૨૬૧ પ્ર) મધ્ય પદ−૫=૧૩−મધ્ય પદછે. બંને તરફ મધ્ય પદ+૫ ઉમેર્યા તો મધ્ય પદ×૨=૧૩+૫ માટે મધ્ય પદ$=\frac{૧૩+૫}{૨}$

૨૬૫. આપેલાં બે પદોની વચ્ચે કેટલાંએક ગણિત પ્રમાણનાં પદ મુકવા હોયતો:—મોટા પદમાંથી નાનું પદ બાદ કરવું, અને બાદબાકીને, વચમાં જેટલાં પદ મુકવાંછે તેટલાં વત્તા એકે ભાગવા, એ ભાગાકાર ઉત્તર થયું. પછી ચઢતી શ્રેઢી હોય તો તે ઉત્તર આદિપદમાં ઉમેરવું એટલે ત્રીજુ પદ થશે.ઈ૦ જો ઉતરતી શ્રેઢી હોયતો પહેલા પદમાંથી ઉત્તર બાદ કરવું એટલે બીજું પદ થશે, બીજામાંથી ઉત્તર બાદ કરવું એટલે ત્રીજું પદ થશે ઈ૦

જેમકે, ૫ અને ૨૩ એ બેની વચ્ચે ૮ પદો મુકો.

રીત પ્ર૦ ૨૩−૫=૧૮ થયા. અને વચમાં ૮ પદ મુકવાનાંછે માટે ૧૮ને ૮+૧=૯ એ ભાગ્યા એટલે ૨ આવ્યા. હવે પહેલું પદ ૫ અને છેલું ૨૩ છે, માટે એ ચઢતી શ્રેઢી થઈ. અને તેથી ૫+૨=૭ બીજું પદ, ૯ ત્રીજું, ૧૧ ચોથું, ઈ૦ પદો થયાં. અને ૭,૯,૧૧,૧૩,૧૫,૧૭,૧૯,૨૧, એ આઠ પદો આપેલાં બે પદોની વચ્ચે આવ્યાં.જો પહેલું પદ ૨૩

અને છેલુ પદ ૫ આપ્યું હોત, તો ૨૩ માંથી ૨ બાદ કરી ૨૧ બીજું પદ મુકત. અને ત્યારે ૨૧, ૧૯, ૧૭, ૧૫, ૧૩, ૧૧, ૯ અને ૭એ આઠ પદો અનુક્રમે આપેલાં બે પદો વચ્ચે આવત.

કારણઃ—૫ અને ૨૩ ની વચ્ચે ૮ પદ મુકવાનાં છે માટે કુલ ૧૦ પદ થશે. અને તેથી પહેલું પદ ૫, છેલું ૨૩, અને પદ સંખ્યા ૧૦ થઈ, તે ઉપરથી ઉત્તર કહાડવું એવું ૨૫ એનું થયું છે (૨૬૨ પ્ર૦) છેલું પદ=આદિ પદ+ (ગછ−૧)×ઉત્તર છે. પણ છેલું પદ ૨૩, આદી પદ ૫ અને ગછ ૧૦ છે માટેઃ— ૨૩=૫+(૧૦−૧)×ઉત્તર.

માટે ૯×ઉત્તર=૨૩−૫. અને ઉત્તર=(૨૩−૫)÷(૮+૧)=૨.

## મનોયત્ન ૯૨.

નીચેનાં પદોનું ગણિત મધ્ય પ્રમાણ શોધી કહાડો.

(૧) ૧૧૧ અને ૪૧; ૩૮ અને ૬૪.

(૨) ૧૦૦·૨ અને ૭·૮; ૬·૫ અને ૧૧૪.૧.

(૩) ૮.૪ અને ૧૧·૨૬; $\frac{૩}{૪}$ અને ૧.૨૫.

(૪) $\frac{૭}{૯}$ અને $\frac{૧૧}{૧૦}$, $\frac{૧૮}{૨૫}$ અને $\frac{૬}{૩૧}$.

(૫) ૪$\frac{૧}{૮}$ અને ૬$\frac{૨}{૫}$; ૨૭$\frac{૧}{૯}$ અને ૩૫$\frac{૧}{૧૨}$.

(૬) ૫ અને ૩૨ની વચ્ચે ૮ ગણિત પ્રમાણો મુકો.

(૭) ૫ અને ૩૭ની વચ્ચે ૧૫ ગણિત મધ્ય પ્રમાણ મુકો.

(૮) ૫ અને ૫૬ની વચ્ચે ૧૬ ગણિત મધ્ય પ્રમાણો મુકો.

(૯) ૬૦૦ અને ૬ની વચ્ચે ૮ ગણિત મધ્ય પ્રમાણો મુકો.

(૧૦) આદિપદ ૧૦ અંત ૧૦૬ અને ગછ ૨૫ તો ઉત્તર કેટલું?

(૧૧) આદિપદ ૨ અંત ૧૧૨ અને ગછ ૨ તો ઉત્તર કેટલું?

(૧૨) આદિપદ ૨ અંત ૨૦૪ અને ગછ ૧૦૨ તો ઉત્તર કેટલું?

(૧૩) આદિપદ ૧ અંત ૨॥ અને ગછ ૪ તો ઉત્તર કેટલું?

## કૃત્ય.

૨૬૬. આદિ, અંત, અને ગછ ઉપરથી સર્વધન કહાડવું હોય તોઃ—

આદિ, અંતના સરવાળાને ગછે ગુણી ગુણાકારને ૨ એ ભાગવા. ભાગાકાર આવે તે જવાબ.

કારણ:—કોઈ એક ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૫,૯,૧૩,ઈ૦ ચઢતી શ્રેઢી નાં પદો નીચે તેજ શ્રેઢીને

| ૫, | ૯, | ૧૩, | ૧૭, | ૨૧, | ૨૫, |
|---|---|---|---|---|---|
| ૨૫, | ૨૧, | ૧૭, | ૧૩, | ૯, | ૫ |
| ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ |

ઉલટાવીને એટલે ઉતરતી શ્રેઢીના રૂપ(૨૧, ૧૭, ૧૩, ૯, ૫) માં ગોઠવીએ, અને ઉપર નીચેનાં પદોનો સરવાળો લઇએ તે દરેક સરવાળો આદિ અંતના સરવાળાની બરોબર (૨૫+૫) થાયછે. એ બધા સરવાળાને ભેગા લઇએ તે આદિ અંતના સરવાળા (૨૫+૫) ને ગછે (૬) ગુણીએ તેની બરોબર છે. એટલે એ બે બરોબર શ્રેઢીઓના (૫,૯, ઈ૦ અને ૨૫, ૨૧, ઈ૦) સરવાળાની બરોબર અથવા આપેલી શ્રેઢી (૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫)ના સરવાળાની બમણાઈ (૨ **સ**) આદિ અંતના સરવાળાને ગછે ગુણીએ તેની બરાબર થઈ.

માટે **સ**=આદિ·અંતનો સ·વાળો×ગછ÷૨ થાય.

દા. આદિ ૧૨ અંત ૭૨ અને ગછ ૧૬ તો સર્વ ધન શું?

રીત પ્ર૦ **સં**=(૧૨+૭૨)×૧૬÷૨=૮૪×૮=૬૭૨

૨૬૭. કોઈ પણ ગણિત પ્રમાણ શ્રેઢીમાં આદિ પદ કરતાં ઉત્તર બમણું હોય તો, કોઈ અમુક પદ સંખ્યા સુધીનું સર્વધન તે પદ સંખ્યાના વર્ગને આદિપદે ગુણીએ તેની બરોબર આવેછે

જો આદિ પદ ૧૬ ઉત્તર ૩૨ અને ગછ ૫ હોય તો સર્વધન=૫$^{૨}$×૧૬=૪૦૦ આવે.

કારણ. (૨૬૬ પ્ર૦) સર્વધન=(આદિપદ+અંતપદ)×ગછ÷૨ છે. એમાં અંતપદને ઠેકાણે (૨૬૨ પ્ર૦) તેની બરોબરની આદિપદ+(ગછ−૧) ઉત્તર એ કીમત લખી તો:—

સર્વધન=(આદિપદ+આદિપદ+ગછ×ઉત્તર−ઉત્તર)× ગછ÷૨

=(૨ આદિપદ−ઉત્તર+ગછ×ઉત્તર) ×ગછ÷૨

પણ ૨ આદિપદ=ઉત્તર છે માટે ૨ આદિપદ-ઉત્તર=૦ થયું; અને ઉત્તરને ઠેકાણે ૨ આદિપદ લખ્યા તો:—

સર્વધન=૨ આદિપદ×ગછ×ગછ÷૨ .

=આદિપદ × (ગછ)$^{૨}$

દા. આદિપદ ૩ ઉત્તર ૬ અને ગછ ૮ હોય તો

સર્વધન=૩×(૮)$^{૨}$=૧૯૨ જવાબ.

## મનોયત્ન ૯૩.

નીચેની શ્રેઢીઓનું સર્વધન કહાડો.

(૧) ૧, ૭, ૧૩, ૧૯, ઇ૦ ૩૦ પદ સુધીનું સર્વધન શું?

(૨) ૫, ૮, ૧૧, ૧૪, ઇ૦ ૫૦ પદ સુધીનું સર્વધન શું?

(૩) ૧, ૩, ૫, ઇ૦ ૪૦ પદ સુધીનું સર્વધન શું?

(૪) ૩, ૯, ૧૫, ઇ૦ ૨૩૭ પદ સુધીનું સર્વધન શું?

(૫) ૨, ૬, ૧૦, ઇ૦ ૧૮૫ પદ સુધીનું સર્વધન શું?

(૬) ૭.૫, ૧૦.૫, ૧૩.૫ ઇ૦ ૨૫ પદ સુધીનું સર્વધન શું?

(૭) ૪, $\frac{૧૫}{૪}$, $\frac{૭}{૨}$, $\frac{૧૩}{૪}$, ઇ૦ ૩૨ પદ સુધીનું સર્વધન શું?

(૮) ૫, ૫$\frac{૧}{૩}$, ૫$\frac{૨}{૩}$, ઇ૦ ૨૧ પદ સુધીનું સર્વધન શું?

(૯) ૬, ૬.૨૫, ૬.૫ ઇ૦ ૭૦ પદ સુધીનું સર્વધન શું?

(૧૦) ૧૧, ૧૩.૭, ૧૫.૪ ઇ૦ ૧૦૦ પદ સુધીનું સર્વધન શું?

(૧૧) $\frac{૨}{૩}$, ૧, ૧$\frac{૧}{૩}$, ઇ૦ ૮૦ પદ સુધીનું સર્વધન શું?

(૧૨) આદિ ૫, અંત ૨૦, ગચ્છ ૧૦ છે તેનું સર્વધન કેટલું?

(૧૩) આદિ ૧૦, અંત ૨, ગચ્છ ૧૮, તેનું સર્વધન કેટલું?

(૧૪) ૧ થી ૧૦૦ સુધીનો સરવાળો કેટલો?

(૧૫) આદિ ૨।।, અંત ૧૫।।।, અને ગચ્છ ૨૨ તો સર્વધન શું?

(૧૬) $\frac{૨}{૩}$, $\frac{૭}{૧૫}$, $\frac{૪}{૧૫}$, ઇ૦ ૨૧ પદ સુધીનું સર્વધન શું?

(૧૭) પહેલે મહિને ૬ રૂ. બીજે મહિને ૧૪, ત્રીજે ૨૨, એ માણે દરેક મહિને ૮ આઠ રૂપીઆ વધારે દેવામાં ભરતાં-૨ વરસમાં બધું દેવું પતી રહ્યું તો કુલ દેવું કેટલું હશે?

(૧૮) એક અઠવાડીઆમાં ઘડીઆળના ટોલા કેટલા વાગશે?

(૧૯) ૩થી ૫૦૦૦ સુધીની બધી સંખ્યાઓનો સરવાળો કરો.

(૨૦) એક પડતો પદાર્થ પહેલા સેકંદમાં ૧૬.૧૪૨, બીજામાં ૪૮.૩, ત્રીજામાં ૮૦.૫.૪૨ એ પ્રમાણે પડે છે. તે ૧૬ સેકંદમાં પડી રહ્યો ત્યારે કેટલી ઉંચાઈથી તે પડ્યો હશે?

(૨૧) એક માણસ એક દેવળમાં દર્શન કરવા ગયો. તેણે પહેલે પગથીએ ૩, બીજે ૫, ત્રીજે ૭, એ પ્રમાણે સોપારીઓ મુકી. તે દેવળને ૧૦૮ પગથીયાં હતાં ત્યારે એણે બધી થઈને કેટલી સોપારીઓ મુકી હશે?

૨૬૮. આદિ, અંત, ગછ, ઉત્તર, અને સર્વધન એ પાંચ પદમાંથી ગમે તે ત્રણ આપ્યાં હોય તો બાકીનાં બે નિકળી શકે છે. તેને વાસ્તે ઉપરના કૃત્યમાં આપ્યા છે તે ઉપરથી બીજા ૧૮ કોઠા અક્ષરગણિતની સહાયતાથી નિકળે છે. તે બધાની અંકગણિતમાં જરૂર નથી માટે તે અત્રે આપ્યા નથી. જો જરૂર પડે તો ઉપરના કૃત્યમાં આપેલા કોઠામાં જાણીતી કીમતો લખીને અજાણ્યું પદ શોધી કહાડવું.

દા. ૧. આદિ ૨, ઉત્તર ૨, અને ગછ ૯ તો સર્વધન શું.

આમાં (૨૬૨ પ્ર૦) અંત પદ=૨+૨×૮=૧૮

માટે (૨૬૬ પ્ર૦) સર્વધન=(૨+૧૮)×૯÷૨=૯૦ જવાબ.

દા. ૨. આદિ ૨ અંત ૧૧૨ અને ઉત્તર ૧૦ તો ગછ અથવા પદ સંખ્યા કેટલી?

આમાં (૨૬૨ પ્ર૦) અંત=આદિ+ઉત્તર×(ગછ−૧)

માટે ગછ$=\frac{\text{અંત}-\text{આદિ}}{\text{ઉત્તર}}+૧=\frac{૧૧૨-૨}{૧૦}+૧=૧૨$

દા. ૩. આદિ ૫, અંત ૨૦, અને સર્વધન=૧૨૫ તો ગછ કેટલા?

આમાં (૨૬૬ પ્ર૦) સર્વધન=(આદિ+અંત)ગછ÷૨

માટે $\frac{\text{ગછ}}{૨}=\frac{\text{સર્વધન}}{\text{આદિ}+\text{અંત}}=\frac{૧૨૫}{૨૫}=૫$

માટે ગછ=૫×૨=૧૦

## મનોયત્ન ૯૪.

(૧) આદિ ૩, ઉત્તર ૫, અને પદ સંખ્યા ૧૪તો સર્વધન શું?

(૨) આદિ ૫, ઉત્તર ૧૦, અને પદ સંખ્યા ૪૦તો સર્વધન શું?

(૩) આદિ ૧૨. ઉત્તર ૫. અને અંત ૧૩૨ તો સર્વધન શું?

(૪) આદિ ૭, ઉત્તર ૧॥, અને અંત ૩૨॥ તો સર્વધન શું?

(૫) આદિ $\frac{૧}{૪}$, ઉત્તર $\frac{૧}{૨}$, અને ગછ ૩૦ તો સર્વધન શું ?

(૬) આદિ ૯ ઉત્તર ૭, અંત ૧૧૪ તો ગછ કેટલા?

(૭) આદિ ૭, ઉત્તર ૫, અંત ૧૧૭ તો ગછ કેટલા?

(૮) ઉત્તર ૬, અંત ૧૨૫, અને ગછ ૨૦ તો આદિ કેટલા?

(૯) ઉત્તર ૭, અંત ૧૦૬, અને ગચ્છ ૧૪ તો આદિ કેટલા?
(૧૦) ઉત્તર ૩, અંત ૫૩, અને ગચ્છ ૧૬ તો સર્વધન શું?
(૧૧) ઉત્તર ૬, અંત ૭૫, અને ગચ્છ ૧૨ તો સર્વધન શું?
(૧૨) સર્વધન ૨૨૫, આદિ ૯, ઉત્તર ૩તો ગચ્છ કેટલા?
(૧૩) સર્વધન ૨૮૦, આદિ ૭, ઉત્તર, ૨તો ગચ્છ કેટલા?
(૧૪) સર્વધન ૨૦૮, આદિ ૫, ઉત્તર ૬તો અંત શું?
(૧૫) સર્વધન ૫૨૮, આદિ ૩, ઉત્તર ૪તો અંત શું?
(૧૬) સર્વધન ૧૪૩$\frac{૪}{૩}$ ઉત્તર $\frac{૨}{૩}$, ગચ્છ ૧૧તો આદિ કેટલા?
(૧૭) બે વટેમાર્ગુ વચ્ચે ૨૫ ગાઉનું અંતર છે. હવે પાછળ ચાલનાર દરરોજ ૧૦ ગાઉ ચાલેછે અને આગળ ચાલનાર દરરોજ ૧૨ ગાઉ ચાલેછે તો તે બેની વચ્ચે ૨૫૦ ગાઉનું છેટું કેટલે દિવસે પડશે?

(૧૮) એક માણસ પહેલે દિવસે ૫ ગાઉ, બીજે દિવસે ૮ ગાઉ, ત્રીજે દિવસે ૧૧ ગાઉ એ પ્રમાણે ચાલેછે તો તે કેટલા દિવસમાં ૭૩૫ ગાઉની મુસાફરી કરી રહેશે?

---

## ૨ ભૂમિતિ પ્રમાણ શ્રેઢી.

૨૬૯. જ્યારે એક શ્રેઢીમાંની દરેક આગળની સંખ્યા, તેની પાસેની પાછળની સંખ્યાને કોઈ મુકરર સંખ્યાએ ગુણીએ તેની બરોબર હોય ત્યારે તે શ્રેઢીને ભૂમિતિ પ્રમાણ શ્રેઢી કહેછે.

જેમકે ૩, ૬, ૧૨, ૨૪, ૪૮, ૯૬, ૧૯૨

અથવા ૩૨, ૮, ૨, $\frac{૧}{૨}$, $\frac{૧}{૮}$, $\frac{૧}{૩૨}$, $\frac{૧}{૧૨૮}$ ઇ૦

પહેલા દાખલામાં દરેક આગળની સંખ્યા તેની પાસેની પાછળની સંખ્યાને ૨ એ ગુણવાથી આવેછે. અને બીજા દાખલામાં $\frac{૧}{૪}$ એ ગુણવાથી આવેછે. એ મુકરર ગુણકને ગુણોત્તર કહેછે. ગણિતપ્રમાણમાં જેમ ઉત્તર છે તેમ ભૂમિતિ પ્રમાણમાં ગુણોત્તરછે. તેને બતાવવાને ટુંકામાં (ગુ) અક્ષર લેવાયછે. બાકીના આદિ, અંત, ગચ્છ અને સર્વધન એ ચાર તો બંનેમાં આવેછે.

એ સ્પષ્ટ છે કે ગુણોત્તર એક કરતાં વત્તું હશે તો ચઢતી શ્રેઢી થશે, અને એક કરતાં ઓછું હશે તો ઉતરતી થવાની.

## કૃત્ય.

૨૭૦. આદિપદ અને ગુણોત્તર આપ્યાં હોય તે ઉપરથી કાંઈ અમૂક પદ શોધી કહાડવાનું અથવા આદિ, ગુણોત્તર અને ગચ્છ ઉપરથી અંત પદ કહાડવું.

રીત—જેટલામું પદ શોધી કહાડવું છે તે કરતાં એક ઓછો એટલો ગુણોત્તરનો ઘાત કરીને તે ઘાતને આદી પદે ગુણવું. ગુણાકાર આવે તે જવાબ.

જેમકે આદિ પદ ૩ અને ગુણોત્તર ૨ હોય તો ૬ઠું પદ=$૩\times૨^{૬-૧}=૩\times૩૨=૯૬$. અને ૯મું પદ=$૩\times૨^{૯-૧}=૩\times૨^{૮}=૩\times૨૫૬=૭૬૮$

કારણ કે પહેલું પદ=૩ તો, વ્યાખ્યા પ્રમાણે બીજું પદ=$૩\times૨$, ત્રીજું પદ=$૩\times૨\times૨=૩\times૨^{૨}=૩\times૨^{૫-૧}$ ચોથું પદ=$૩\times૨^{૩}=૩\times૨^{૪-૧}$, પાંચમું પદ=$૩\times૨^{૪}=૩\times૨^{૫-૧}$.

આ ઉપરથી ઉપરની રીત સહેજ નિકળે છે.

## મનોયત્ન ૯૫.

(૧) ૩, ૬, ૧૨, ઇ૦ નું ૧૫ મું પદ શું?
(૨) ૧, ૨, ૪, ઇ૦ નું ૧૨ મું પદ શું?
(૩) ૬, ૩, $\frac{૩}{૨}$, ઇ૦ નું ૧૧ મું પદ શું?
(૪) ૨, $\frac{૨}{૩}$, $\frac{૨}{૯}$, ઇ૦ નું ૬ઠું પદ શું?
(૫) પહેલું પદ ૩, બીજું ૧૨$\frac{૧}{૨}$ તો સાતમું પદ શું?
(૬) ૧, ૫, ૨૫, ઇ૦ નું નવમું પદ શું?
(૭) $\frac{૩}{૪}$, $\frac{૩}{૮}$, $\frac{૩}{૧૬}$ ઇ૦ નું ૧૦ મું પદ શું?
(૮) ૧$\frac{૪}{૫}$, ૧.૨, .૮, $\frac{૮}{૧૫}$, ઇ૦ નું ૮ મું પદ શું?
(૯) આદિ ૨, ગુણોત્તર ૩, અને ગચ્છ ૮ તો અંતપદ કેટલું?
(૧૦) આદિ ૭ ગુણોત્તર ૪, અને ગચ્છ ૭તો અંતપદ કેટલું?
(૧૧) આદિ ૮ ગુણોત્તર $\frac{૧}{૨}$, અને ગચ્છ ૧૨નો અંતપદ કેટલું?

(૧૨) આદિ ૯, ગુણોત્તર $\frac{૨}{૩}$, અને ગચ્છ ૮ તો અંત પદ કેટલું?

૨૭૧. કેટલીએક સંખ્યાઓ ભૂમિતિ પ્રમાણમાં હોયતો આદ્યંતોનો ગુણાકાર, આદ્યંતોથી સરખે અંતરની બે સંખ્યાઓના ગુણાકારની બરોબર છે. આદ્યંતોથી સરખે અંતરે એકજ પદ આવે તો, આદ્યંતોનો ગુણાકાર, તે મધ્યપદના વર્ગની બરોબર છે. જેમકે:—

૧, ૩, ૯, ૨૭, ૮૧, ૨૪૩, ૭૨૯.

આમાં ૧×૭૨૯=૩×૨૪૩=૯×૮૧=$૨૭^૨$ છે.

કારણ(૨૬૯ પ્ર૦) $\frac{૩}{૧}=\frac{૭૨૯}{૨૪૩}$

બંને તરફ ૨૪૩×૧ એ ગુણ્યા તો:—

૩×૨૪૩=૧×૭૨૯ આવ્યા.

તેમજ $\frac{૯}{૩}=\frac{૨૪૩}{૮૧}$, માટે ૯×૮૧= ૩×૨૪૩=૧×૭૨૯.

તેમજ $\frac{૨૭}{૯}=\frac{૮૧}{૨૭}$, માટે, ૨૭×૨૭=૯×૮૧=૩×૨૪૩=૧×૭૨૯.

૨૭૨. કોઈ ભૂમિતિ પ્રમાણનું પહેલું અને ત્રીજું પદ આપ્યું હોય, તે ઉપરથી મધ્ય અથવા બીજું પદ કહાડવું હોય તો, પહેલા અને ત્રીજા પદના ગુણાકારનું વર્ગમૂળ કહાડવું.

દા. પહેલું પદ ૪ અને ત્રીજું પદ ૯ છે તો બીજું પદ= $\sqrt{૪×૯}=૬$

કારણ (૨૭૧ પ્ર૦) બીજા પદનો વર્ગ=૧લું પદ×ત્રીજું પદ.

બંને તરફનું વર્ગમૂળ કહાડ્યું તો બીજું પદ= $\sqrt{\text{૧લું પદ×ત્રીજું પદ}}$

૨૭૩. કોઈ આપેલાં બે આદ્યંત પદોની વચ્ચે કેટલાં ભૂમિતિ પ્રમાણમાં પદ મુકવાનું.

રીત:—જેટલાં પદ વચ્ચે મુકવાં છે તેમાં ૨ ઉમેરીશું એટલે ગચ્છ આવશે. પછી આદિ, અંત, અને ગચ્છ ઉપરથી ગુણોત્તર કહાડવું. ગુણોત્તર કહાડવાને વાસ્તે અંતપદ ને આદિપદે ભાગી ભાગાકારનું એકોનગચ્છ ઘાત મૂળ કહાડવું તે પછી આદિ પદ ને ગુણોત્તરે ગુણ્યા તો બીજું પદ આવશે, બીજા પદને ગુણોત્તરે ગુણ્યા તો ત્રીજુંપદ આવશે ઈ૦

દ. ૧ અને ૨૫૬ની વચ્ચે ૭ ભૂમિતિ પ્રમાણનાં પદ મુકો.

આમાં આદિ, અંત, અને વચેનાં ૭ પદ મળીને ૯ પદ સંખ્યા અથવા ગછ થશે. અને તેથી ગુણોત્તર = $\sqrt[૮]{૨૫૬ \div ૧} = ૨$

માટે ૨, ૪, ૮, ૧૬, ૩૨, ૬૪, ૧૨૮ એ સાત પદો જવાબ.

$$\text{કારણ—(૨૭૦ પ્ર૦)}\quad ઈ = અ \times ગુ^{ગ-૧}$$

$$\text{માટે}\quad ગુ^{ગ-૧} = \frac{ઈ}{અ}$$

બંને તરફ એકોનગછ ઘાતમૂળ કહાડ્યું તો.

$$ગુ = \left(\frac{ઈ}{અ}\ \text{નું એકોનગછ ઘાતમૂળ}\right)$$

**પ્રશ્નોપત્ર ૯૬.**

(૧) ૧૮ અને ૧૬૨ નું ભૂમિતિ મધ્ય પ્રમાણ શું?

(૨) ૨૭૯.૨ અને ૩૦૭૨.૯ નું ભૂમિતિ મધ્ય પ્રમાણ શું?

(૩) ૨ અને ૩૨ની વચે ૩ ભૂમિતિ પ્રમાણ મુકો.

(૪) $\frac{૧}{૨}$ અને ૧૨૮ ની વચે ૩ ભૂમિતિ પ્રમાણ મુકો.

(૫) ૧ અને ૭૨૯ ની વચે ૫ ભૂમિતિ પ્રમાણ મુકો.

(૬) ૧ અને ૫૧૨ ની વચે ૮ ભૂમિતિ પ્રમાણ મુકો.

(૭) આદિ ૫ અંત ૩૨૦ અને ગછ ૭ તો ગુણોત્તર શું?

(૮) આદિ ૩૨૪ અંત ૪ અને ગછ ૫ તો ગુણોત્તર શું?

(૯) આદિ ૧ અંત $\frac{૧}{૩૨}$ અને ગછ ૬ તો ગુણોત્તર શું?

(૧૦) આદિ ૨ અંત ૫૧૨ અને ગછ ૫ તો ગુણોતર શું?

(૧૧) આદિ ૯ અંત ૯૦ અને ગછ ૪ તો ગુણોતર શું?

**કૃત્ય.**

૨૭૩. આદિ, ગુણોત્તર અને ગછ આપ્યાં હોય તે ઉપરથી સર્વધન કહાડવાનું.

રીત–ઉપરના કૃત્ય પ્રમાણે અંત ૧૬ શોધી કહાડવું. પછી અંત પદ અને ગુણોતર ગુણાકારમાંથી આદિ પદ બાદ કરવું, અને તે બાદબાકીને ગુણોત્તર અને ૧ એ એના અંતરે ભાગવી, ભાગાકાર જવાબ.

દા. ૧ એક ચઢતી શ્રેઢીનું આદિપદ ૨ ગુણોત્તર ૪ અને પદ સંખ્યા ૫ છે તો તેનું સર્વધન શું?

આમાં ૫ મા પદ=$૨×૪^{૫-૧}$=૨×૨૫૬=૫૧૨ થયા.

માટે સર્વધન=$\frac{૫૧૨×૪-૨}{૪-૧}$=$\frac{૨૦૪૬}{૩}$=૬૮૨ જવાબ.

કારણ **સ**=૨+૮+૩૨+૧૨૮+૫૧૨. બંને તરફ ગુ૦એ ગુણ્યા તો ૪**સ**=૮+૩૨+૧૨૮+૫૧૨+૨૦૪૮.
હવે નીચેના દરેક પદમાંથી ઉપરનું દરેક પદ બાદ કર્યું તો

૩ **સ**=૬+૨૪+૯૬+૩૮૪+૧૫૩૬=૨૦૪૮-૨

માટે **સ**=$\frac{૨૦૪૮-૨}{૩}$=૬૮૨ જવાબ.

ભૂમિતિ પ્રમાણની ચઢતી શ્રેઢી હોય તો સાધારણ કોઠો.

$$સ=\frac{ગ×છ-આ}{ગુ-૧}$$

૨૭૫. ઉતરતી ભૂમિતિ પ્રમાણ શ્રેઢીમાં પદ સંખ્યા અનંત હોય ત્યારે તેનું સર્વધન કહાડવાનું.

રીત—એકમાંથી ગુણોત્તર બાદ કરીને બાદબાકીએ આદિ પદને ભાગવું. ભાગાકાર આવે તે જવાબ.

દા. ૧. ૬+૨+$\frac{૨}{૩}$+$\frac{૨}{૯}$+$\frac{૨}{૨૭}$+$\frac{૨}{૮૧}$+$\frac{૨}{૨૪૩}$+ઈ૦ આ અનંત પદ શ્રેઢીનું સર્વધન શું?

આમાં પહેલું પદ=૬ છે ગુણોત્તર=$\frac{૧}{૩}$ છે.

માટે **સ**=$\frac{૬}{૧-\frac{૧}{૩}}$=$\frac{૬}{\frac{૨}{૩}}$=૯ જવાબ.

કારણઃ—**સ**=૬+૨+$\frac{૨}{૩}$+$\frac{૨}{૯}$+$\frac{૨}{૨૭}$+ઈ. અનંતપદ. બંને તરફ $\frac{૧}{૩}$ એ ગુણ્યા તો $\frac{૧}{૩}$**સ**=૨+$\frac{૨}{૩}$+$\frac{૨}{૯}$+$\frac{૨}{૨૭}$+$\frac{૨}{૮૧}$+ઈ. અનંત પદ.

આમાં નીચેની શ્રેઢીનાં બધાં પદ ઉપરની શ્રેઢીના બીજા પદથી અનુક્રમે મળતાં છે, અને ઉપરની શ્રેઢીનું છેલું પદ શૂન્યની લગભગ છે. તેમ નીચેની શ્રેઢીનું છેલું પદ પણ શૂન્યની લગભગ થશે. માટે ઉપરની શ્રેઢીમાંથી નીચેની શ્રેઢી બાદ કરીતો $\frac{૨}{૩}$**સ**=૬ રહેશે. તો **સ**=$\frac{૬}{\frac{૨}{૩}}$. આ ઉપરથી રીત નિકળી.

આ કૃત્યથી પુનરાવર્ત્ત દશાંશને અપૂર્ણાંકનું રૂપ પણ આપી શકાય છે.

દા. ૧. ·૧૨ને અપૂર્ણાંકનું રૂપ આપવું છે.

હવે ·૧૨ $= \frac{૧૨}{૧૦૦} + \frac{૧૨}{૧૦૦૦૦} + \frac{૧૨}{૧૦૦૦૦૦૦} + \ldots$ ઇ૦ અનંત પદ છે.

આમાં પહેલું પદ $\frac{૧૨}{૧૦૦}$ છે, અને ગુણોત્તર $\frac{૧}{૧૦૦}$ થયું. માટે

સર્વધન $= \frac{૧૨}{૧૦૦} \div (૧ - \frac{૧}{૧૦૦}) = \frac{૧૨}{૧૦૦} \times \frac{૧૦૦}{૯૯} = \frac{૧૨}{૯૯} = \frac{૪}{૩૩}$ જવાબ.

દા. ૨. ·૪૧૨ને અપૂર્ણાંકનું રૂપ આપવું છે.

આમાં ·૪૧૨ $= \frac{૪}{૧૦} + \frac{૧૨}{૧૦૦૦} + \frac{૧૨}{૧૦૦૦૦૦} + \frac{૧૨}{૧૦૦૦૦૦૦૦} +$ ઇ૦ અનંત પદ.

આમાં $\frac{૪}{૧૦}$ વગર બીજા પદથી અનંત પદની ઉતરતી ભૂમિતિ શ્રેઢી આવે છે.

એનું પહેલું પદ $\frac{૧૨}{૧૦૦૦}$ અને ગુણોત્તર $\frac{૧}{૧૦૦}$ છે માટે.

સર્વધન $= \frac{૧૨}{૧૦૦૦} + (૧ - \frac{૧}{૧૦૦}) = \frac{૧૨}{૯૯૦}$

પછી $\frac{૧૨}{૯૯૦} + \frac{૪}{૧૦} = \frac{૧૨ + ૩૯૬}{૯૯૦} = \frac{૨૦૪}{૪૯૫}$ જવાબ.

આ કૃત્યથી ઘડીઆળના કાંટાના દાખલા પણ થાય છે.

દા. ૩ વાગ્યા પછી અવર કાંટો અને મિનિટ કાંટો ઉપરા ઉપરી ક્યારે આવશે.

હવે ૩ વાગે મિનિટ કાંટો બાર ઉપર અને અવર કાંટો ૩ ઉપર છે. જો અવર કાંટો સ્થિર રહે અને મિનિટ કાંટો ૧૫ મિનિટ ચાલે તો ૧૫ મિનિટ પછી તે બંને એકઠા થશે. પણ ૧૫ મિનિટમાં અવર કાંટો $\frac{૧૫}{૧૨}$ ઘર આગળ ચાલે છે. વળી મિનિટ કાંટો $\frac{૧૫}{૧૨}$ ઘર ચાલશે તેટલામાં અવર કાંટો $\frac{૧૫}{૧૨} + ૧૨ = \frac{૧૫}{૧૨^૨}$ જેટલું આગળ ચાલશે. અને તેથી $૧૫ + \frac{૧૫}{૧૨} + \frac{૧૫}{૧૨^૨} + \frac{૧૫}{૧૨^૩} + \frac{૧૫}{૧૨^૪} +$ ઇ૦ અનંત પદની શ્રેઢી થશે. એમાં આદી ૧૫ અને ગુણોત્તર $\frac{૧}{૧૨}$ થશે.

માટે સર્વધન $= ૧૫ + (૧ - \frac{૧}{૧૨}) = ૧૫ \times \frac{૧૨}{૧૧} = \frac{૧૮૦}{૧૧} = ૧૬\frac{૪}{૧૧}$ મિ. જ.

## મનોયત્ન ૯૭.

(૧) ૧, ૪, ૧૬, ઈ. ૭ પદ સુધીનું સર્વધન શું?
(૨) ૫, ૨૦, ૮૦, ઈ. ૮ પદ સુધીનું સર્વધન શું?
(૩) ૩, ૪$\frac{૧}{૨}$, ૬$\frac{૩}{૪}$, ઈ. ૧૨ પદ સુધીનું સર્વધન શું?
(૪) ૪, ૩, $\frac{૯}{૪}$, ઈ. ૧૦ પદ સુધીનું સર્વધન શું?
(૫) $\frac{૩}{૨}$, ૧, $\frac{૨}{૩}$, ઈ. ૧૨ પદ સુધીનું સર્વધન શું?
(૬) ૧૦૦, ૪૦, ૧૬, ઈ. ૯ પદ સુધીનું સર્વધન શું?
(૭) $\frac{૧}{૩}$, $\frac{૧}{૬}$, $\frac{૧}{૧૨}$, ઈ. ૮ પદ સુધીનું સર્વધન શું?
(૮) $\frac{૧}{૨}$, $\frac{૧}{૩}$, $\frac{૨}{૯}$, ઈ. ૬ પદ સુધીનું સર્વધન શું?
(૯) ૧, $\frac{૧}{૨}$, $\frac{૧}{૪}$, $\frac{૧}{૮}$, ઈ. અનંત પદ સુધીનું સર્વધન શું?
(૧૦) ૫, $\frac{૫}{૩}$, $\frac{૫}{૯}$, ઈ. અનંત પદ સુધીનું સર્વધન શું?
(૧૧) આદિ ૨ અંત ૧૦૨૪ અને ગુણોત્તર ૨ તો સર્વધન શું?
(૧૨) આદિ ૧૦ અંત ૨૦૪૮૦ અને ગુણોત્તર ૨ તો સર્વધન શું?
(૧૩) આદિ ૨ ગુણોત્તર ૧૪ અને ગચ્છ ૪ તો સર્વધન શું?
(૧૪) આદિ ૧ ગુણોત્તર ૨ અને ગચ્છ ૮ તો સર્વધન શું?
(૧૫) એક તોપનો ગોળો પહેલા સેકંડમાં ૩ ગાઉ, બીજામાં $\frac{૩}{૨}$, ત્રીજેમાં $\frac{૩}{૪}$, ચોથામાં $\frac{૩}{૮}$ એ પ્રમાણે ચાલ્યો તો તે અટકતા સુધીમાં કૂલ કેટલા ગાઉ ચાલ્યો હશે?
(૧૬) એક માણસે એક દુકાનેથી ૪ સોપારીઓ લીધી બીજીથી ૧૬, ત્રીજીથી ૬૪ એ પ્રમાણે ૧૬ દુકાનોમાં થઈને તેણે કેટલી સોપારીઓ લીધી હશે?
(૧૭) એક શેહેરને ૧૨ દરવાજા છે. અને પહેલે દરવાજે ૫, બીજે ૨૫, ત્રીજે ૧૨૫, એ પ્રમાણે પાંચ પાંચગણાં ચઢતાં માણસ છે તો બાર દરવાજે થઈને કૂલ કેટલાં માણસ હશે?

---

## ક્ષેત્રફળ ઘનફળ.

૨૭૬. એક સીધી લીટી બીજી સીધીલીટી ઉપર એક તરફ નમ્યાવગર ઉભી પડે, અને તેથી જે બે ખુણા થાય તે બરોબર થાય, તો તે લીટી **લંબ** કહેવાય છે, અને જે બે ખુણા બરોબર થાયછે તેમાંના દરેકને **કાટખુણો** કહે છે. દિવાલ,

ઝાડનું થડ, પર્વત, ઈ. પૃથ્વી ઉપર લંબ ગણાય છે.

૨ જેને ફક્ત લંબાઈ અને પહોળાઈ હોય છે, તેને **સફાઈ** કહે છે. દરેક વસ્તુનો પૃષ્ટ ભાગ તેજ એક સફાઈ છે.

૩ સફાઈમાંનાં બે બિંદુઓ સાંધવાથી સીધી લીટી થાય ને તેનું દરેક બિંદુ સફાઈમાંજ પડે તો તેને **પાટસફાઈ** કહે છે, જેમકે દિવાલ, કાચનો તકતો, પાટીયું વગેરે.

૪ જે સીધી લીટીઓ એકજ સફાઈમાં હોય, અને તેમને વધારીએ તો પણ મળે નહીં, તે લીટીઓ **સમાંતર સીધી લીટીઓ** કહેવાય છે.

૫ સપાટ સફાઈનો કોઈપણ ભાગ, જેની હદ એક અથવા વધારે લીટીઓથી થએલી હોય તેને **આકૃતિ** કહે છે. જુદી જુદી જાતની હદ પ્રમાણે આકૃતિનાં જુદાં જુદાં નામ હોય છે.

૬ જે આકૃતિની હદ ત્રણ સીધી લીટીઓથી થએલી હોય તેને **ત્રિકોણ** કહે છે.

૭ જે ત્રીકોણનો એક ખુણો કાટખુણો હોય તેને **કાટખુણ ત્રિકોણ** કહે છે.

૮ ત્રિકોણની ત્રણે બાજુઓ બરાબર હોય તો તેને **સમ બાજુ** ત્રિકોણ કહે છે.

૯ જેની હદ ચાર સીધી લીટીઓથી થએલી હોય તેને **ચોખુણ** કહે છે.

૧૦ જે ચોખુણની સામસામેની બાજુઓ સમાંતર હોય, તેને **સમાંતર બાજુ ચોખુણ** કહે છે.

૧૧ જે સમાંતર બાજુ ચોખુણના ચારે ખુણા કાટખુણા હોય, તેને **કાટખુણ ચોખુણ** કહે છે.

૧૨ જે કાટખુણ ચોખુણની ચારે બાજુઓ બરાબર હોય, તેને **ચોરસ** કહે છે.

૧૩ જે આકૃતિની હદ પાંચ બાજુ, છ બાજુ, ઈ૰ થી થાય તેને **પંચખુણ, ષટ્ખુણ**–આકૃતિ ઈ૰ અનુક્રમે આપેલાં છે.

૧૪. કોઈ આકૃતિની હદ એક વાંકી લીટીથી થાય તે

એવી કે તે આકૃતિની અંદરના કોઈ મુકરર બિંદુથી તે લીટી સુધી જે લીટીઓ દોરીએ તે બરોબર થાય, તો તે આકૃતિને **ગોળ** કહેછે. અને જે એક લીટીથી તે આકૃતિ થાય છે તેને **પરિઘ** કહેછે. ને જે મુકરર બિંદુથી પરિઘ સુધી દોરેલી લીટીઓ બરોબર થાય, તે બિંદુને ગોળનું **મધ્યબિંદુ** કહે છે ને તે લીટીઓને **ત્રિજ્યા** કહે છે.

૧. જે સીધી લીટી મધ્યબિંદુમાં થઇને જાય અને પરિઘને બંને તરફ અડે તે સીધી લીટીને **વ્યાસ** કહે છે.

---

## ક્ષેત્રફળ.

૨૭૭. સપાટી ઉપર જે આકૃતિઓ થાય તેનું મુકાબલે માપ બતાવવાની રીતને **ક્ષેત્રફળ** કહે છે. આ રીતે જુદા જુદા આકારનાં ખેતર વગેરે માપી શકાય છે.

(૧) કોઈ કાટખુણ ત્રિકોણમાં કાટખુણા સામેની બાજુનો વર્ગ, બાકીના બે બાજુઓના વર્ગોના સરવાળા બરોબર છે.

ટીકાઃ—કાટખુણા સામેની બાજુને **કર્ણ** કહેછે. આ તરેહની નીચેની રીતોની સિદ્ધતાને વાસ્તે ભૂમિતિના સ્કંધનું કામ પડે છે, માટે તે અંહીઆં લખી નથી.

દા. ૧ એક કાટખુણ ત્રિકોણમાં કાટખુણો કરનારી બે બાજુઓ ૩ અને ૪ છે ત્યારે તેનો કર્ણ કેટલો?

આમાં કર્ણનો વર્ગ$=૩^૨+૪^૨=$૨૫

માટે કર્ણ$=$૫, જવાબ.

(૨) કોઈ કાટખુણ ચોખુણનું ક્ષેત્રફળ કાટખુણો કરનારી બે બાજુઓના ગુણાકારની બરોબર છે, એ (૭૯માં) બતાવ્યુછે.

(૩) સમાંતર બાજુ ચોખુણનું ક્ષેત્રફળ, પાયો અને સામેના ખુણાથીપાયા ઉપર લંબદોરીએતેબંનેના ગુણાકારનીબરોબરછે.

(૪) ચોરસનું ક્ષેત્રફળ,તેની એક બાજુના વર્ગની બરોબરછે.

૫) ત્રિકોણનું ક્ષેત્રફળ નીચેની બે રીતે નિકળે છે.

૧ પાયો અને સામેના ખુણાથી પાયા ઉપર દોરેલો લંબ એ બેના ગુણાકારને બેએ ભાગવાથી જે આવે તે.

દા. ૨ એક ત્રિકોણનો પાયો ૭ ગજ અને લંબાઈ ૧૨ ગજ છે, તો તેનું ક્ષેત્રફળ શું થશે?

$$ક્ષેત્રફળ=\frac{૭\times૧૨}{૨}=૪૨ \text{ ચોરસ ગજ જવાબ.}$$

૨ જ્યારે ત્રણે બાજુઓ આપેલી હોય, ત્યારે તે ત્રણે બાજુઓના સરવાળાનું અર્ધ કરી તે અર્ધમાંથી જુદી જુદી ત્રણે બાજુઓ બાદ કરવી, પછી એ ત્રણે બાકીઓ અને સરવાળાનું અર્ધ, એ ચારેનો ગુણાકાર કરવો ને તે ગુણાકારનું વર્ગમૂળ કહાડવું.

દા. ૩. એક ત્રિકોણની ત્રણે બાજુઓ અનુક્રમે ૧૨, ૧૬ અને ૨૦ ગજ છે તો તેનું ક્ષેત્રફળ શું થશે?

$$\frac{૧૨+૧૬+૨૦}{૨}=૨૪$$

$$૨૪-૧૨=૧૨ \quad ક્ષેત્રફળ=\sqrt{૨૪\times૧૨\times૮\times૪}$$

$$૨૪-૧૬=૮ \quad =\sqrt{૯૨૧૬}$$

$$૨૪-૨૦=૪ \quad = ૯૬ \text{ ચોરસગજ જવાબ.}$$

૬. કોઈપણ બહુ બાજુ આકૃતિનું ક્ષેત્રફળ કહાડવું હોય તો તેના ત્રિકોણ પાડવા, અને તે બધા ત્રિકોણોના ક્ષેત્રફળનો સરવાળો લેવો.

## મેનોપલ ૯૮.

(૧) એક કાટખુણ ત્રિકોણની બેબાજુઓ અનુક્રમે ૧૨૦.૫ અને ૮૩ ફુટ છે તો મોટી બાજુ કરતાં કર્ણની લંબાઈ કેટલી વધારે હશે?

(૨) એક કાટખુણ ત્રિકોણનો કર્ણ ૨૬ ફુ. અને એક બાજુ ૯ ફુટ છે તો બીજી બાજુ કેવડી હશે?

(૩) ત્રણ ચોરસની બાજુઓ અનુક્રમે ૧૪, ૨૦૬ અને ૩૩ ફુટછે તો તેમના કર્ણની લંબાઈ કેટ કેટલી હશે?

(૪) ત્રણ ચોરસના કર્ણની લંબાઈ અનુક્રમે ૨૫, ૨૭.૬,

અને ૮૫.૪૫૨૨છે તો તેમની બાજુઓની લંબાઈ કેટકેટલી હશે?

(૫) એક ચોરસની બાજુ ૧૦૫. છે અને બીજાની ૫૫. છે તો બીજા કરતાં પહેલાનું ક્ષેત્રફળ કેટલા ઘણું થશે ?

(૬) જે કાટખુણ ચોખુણનું ક્ષેત્રફળ ૪૯૭૦.૨ ચોરસવાર હોય તેની બરોબર ક્ષેત્રફળવાળા ચોરસની એક બાજુ કેવડી થાય?

(૭) એક કાટખુણ ચોખુણનું ક્ષેત્રફળ ૧૪૭૨૩ અને એક બાજુ ૫૦૬ હોયતો તે કાટખુણ ચોખુણનો કર્ણ કેટલો હશે?

(૮) એકજ બંદરથી બે વહાણ હંકાર્યાં; તેમાંનું એક પૂર્વ દિશામાં ૧૭॥ ગાઉ ગયું, અને બીજું ઉત્તર દિશામાં ૪૧.૯ ગાઉ ગયું, ત્યારે તે વખતે તે બે વહાણો વચ્ચે છેટું કેટલું હશે?

(૯) એક રસ્તા ઉપર એક તરફની ભીંતે ૮૦ ગજ લાંબી નિસરણી ઉભી કરી તે ૪૦ ગજ ઉંચી બારીએ પહોંચી. પછી તેનો જમીન ઉપરનો છેડો તેજ ઠેકાણે રાખી બીજો છેડો સામેની ભીંત અડે એવી રીતે મુકી તો તે ૩૭ ગજ ઉંચી બારીએ પહોંચી ત્યારે તે રસ્તાની પહોળાઈ કેટલી ?

(૧૦) એક ૩૦ગજ લાંબી નિસરણીને એક ભીંતના પાયાથી ૧૮ ગજને અંતરે રાખીને ઉભી કરી તો તેનો બીજો છેડો એક બારીની ઉપરની ટોચે અડ્યો, પછી ભીંતના પાયાથી ૧૭ ગજને અંતરે રાખી તો બીજો છેડો બારીના નીચેના છેડાને અડ્યો. ત્યારે તે બારીના નીચેના છેડા કરતાં ઉપરનો છેડો કેટલા ગજ ઉંચો હશે?

(૧૧) બારગજ પહોળા રસ્તાની એકબાજુએ ૩૨ ગજ ઉંચો થાંભલોછે, અને બીજી બાજુએ ૩૭ગજ ઉંચો થાંભલોછે. હવે એક લાકડી તે બે થાંભલાની ટોચ ઉપર અડી રહે એવી રીતે મુકીએ તો તે કેટલી લાંબી જોઇએ?

(૧૨) એક કાટખુણ ચોખુણની એક બાજુ ૭૨। હાથછે. અને બીજી ૫૬॥ હાથ છે તેનું ક્ષેત્રફળ કેટલું?

(૧૩) એક કાટખુણ ચોખુણની એકબાજુ ૧૭.૨૫ અને બીજી ૯.૨૩૧ ગજ છે તેનું ક્ષેત્રફળ કેટલું?

(૧૪) એક ચોખુણ ઓરડાનું ક્ષેત્રફળ ૪૭ ચો. વાર છે અને તેની લંબાઈ ૧૮ફુટ ૫ ઈંચછે તો પહોળાઈ કેટલી હશે?

(૧૫) એક કાટખુણ ચોખુણનું ક્ષેત્રફળ ૨૫૦$\frac{૫}{૬}$ ચો. ફુટ છે અને તેની પહોળાઈ ૧૦$\frac{૧}{૨}$ ફુટ છે તો લંબાઈ કેટલી?

(૧૬) ૬ાા ગજ લાંબા અને ૫ા ગજ પહોળા ઓરડામાં જાજમ પથરાવી છે તેને વાસ્તે ૦ાાા ગજ પનાનું કેટલા ગજ લુગડું લેવું જોઇએ?

(૧૭) ૦ાા ગજ પનાની ૬૯ ગજ લાંબી સાદડી ૧૦ાા ગજ લાંબા ઓરડામાં પથરાઈ રહે છે ત્યારે તે ઓરડાની પહોળાઈ કેટલી હશે?

(૧૮) ૨૦ ફુટ ૧૦ ઈંચ લાંબો, ૧૬ ફુટ પહોળો, અને ૧૦ ફુટ ૮ ઈંચ ઉંચો એવા ઓરડાની ભીંતોએ કાગળ ચોડાવવા છે, તો ૪૦ ઈંચ લાંબા અને ૨૭ઈંચ પહોળા એવા કાગળ કેટલા જોઇશે?

(૧૯) એક સમાંતર બાજુ ચોખુણની એકબાજુ ૯ ફુટ છે અને સામેના ખુણાથી તે બાજુ ઉપર લંબ દોરાએ તેની લંબાઈ ૧૧ ફુટ છે તો તે ચોખુણનું ક્ષેત્રફળ કેટલું?

(૨૦) જે ચોરસની એક બાજુ ૧૨.૯ હોય તેનું ક્ષેત્રફળ શું થાય?

(૨૧) ૧૬ ગજ લાંબા અને ૧૬ ગજ પહોળા એવા ૪ કડકાને બદલે ૪ ગજ લાંબા અને ૪ ગજ પહોળા એવા કેટલા કડકા આપવા?

(૨૨) એક ચોખુણીયું ખેતર ૧૨ વિઘા અને ૬ વસાનું છે. તેમાં ૮૧ હાથ લાંબો ને ૧૫ હાથ પહોળો, અને ૮૫ હાથ લાંબો અને ૨૧ હાથ પહોળો એવા બે કડકા પડતર છે ત્યારે તેમાં ખેડવા લાયક જમીન કેટલી હશે? (૫ હાથ=૧ કાઠી.)

(૨૩) એક ચોખુણીઆ ખેતરની એક બાજુ ૧૨૫કાઠીની અને બીજી ૭૫ કાઠીની છે. તેની દરેક બાજુએ ૫ હાથ જમીન પડતર રાખીએ તો કેટલી જમીન ખેડાય?(૫હાથ=૧કાઠી).

(૨૪) એક ચોરસ ખેતર બે ભાઈ વચે સહીઆરૂં છે. તેમણે એક ખુણાથી તેની સામેના ખુણા સુધી વાડ ઘાલીને બે ત્રિકોણ પાડ્યા. પછી દરેક જણે એક એક ત્રિકોણ લેઈ લીધો. અને વાડની લંબાઈ ભરી તે ૧૨૧૫ હાથ થઈ ત્યારે તે ખેતર

કેવડું હશે? (૫ હાથ=૧ કાઠી.)

(૨૫) ૯૦૦ હાથ લાંબા અને ૯૦૦ હાથ પહોળા એતરને બદલે ૧૦૦ હાથ લાંબા અને ૧૦૦ હાથ પહોળાં એવાં ૯ એતર આપીએ તો કોને કેટલો ફાયદો થાય?

(૨૬) એક ત્રિકોણનો પાયો ૧૪.૬૭૨ ફુ. અને સામેના ખુણાથી પાયા ઉપર લંબ દોરીએ તે ૧૧.૯૮ ફુ. છે તો તેનું ક્ષેત્રફળ કેટલું?

(૨૭) એક ત્રિકોણનો પાયો ૫.૨૭ ફુ. અને લંબોચાઈ ૩.૮૯૬ ફુ. છે તો તેનું ક્ષેત્રફળ કેટલું?

(૨૮) એક ત્રિકોણનું ક્ષેત્રફળ ૫૬ ચો. ફુ. છે અને પાયો ૧૬ ફુટ છે તો તેની લંબોચાઈ કેટલી?

(૨૯) એક ત્રિકોણનું ક્ષેત્રફળ ૬૦ ચો. ફુ. છે અને લંબોચાઈ ૫ ફુ. છે તો તેનો પાયો કેટલો?

(૩૦) એક સમબાજુ ત્રિકોણની એક બાજુ ૮ છે તો તેનું ક્ષેત્રફળ કેટલું?

(૩૧) એક સમબાજુ ત્રિકોણની એક બાજુ ૧૫.૩ છે, તો સામેના ખુણાથી તે બાજુ ઉપર લંબદોરીએ તેનો લંબાઇ કેટલીક

(૩૨) એક ત્રિકોણની ત્રણે બાજુઓ ૫. ૬, અને ૭ ફુ. અનુક્રમે છે. તો તેનું ક્ષેત્રફળ કેટલું થશે?

(૩૩) એક ત્રિકોણની ત્રણ બાજુઓ ૧૫, ૨૦, અને ૨૫ ગજ અનુક્રમે છે, તો ૨૫ ગજની બાજુ ઉપર તેની સામેના ખુણાથી લંબ દોરીએ તે કેટલો થાય?

(૩૪) એક ત્રિકોણની ત્રણ બાજુઓ ૭, ૯.૩ અને ૧૧.૬ ફુ. અનુક્રમે છે તો તેનું ક્ષેત્રફળ કેટલું?

(૩૫) એક કાટખુણ ત્રિકોણનો કર્ણ ૧૦.૪૫ ફુ. છે અને પાયો ૬.૨૭ ફુ. છે તો તેનું ક્ષેત્રફળ કેટલું?

---

૨૭૮. ગોળના વ્યાસ અને પરિઘનું ગુણોત્તર લગભગ ૧: ૩.૧૪૧૫૯૩ અથવા ૭:૨૨ના ગુણોત્તરની બરોબર છે. માટે વ્યાસ આપ્યો હોય તેને ૩.૧૪૧૫૯૩ એ અથવા $\frac{૨૨}{૭}$ એ ગુણવાથી પરિઘ નિકળશે.

દા. ૧ એક પૈડાનો વ્યાસ ૧।। ગજ છે ત્યારે તેને વીંટાળવાને લોઢાનો પટો કેટલો જોઈશે?

૭: ૨૨::૧।। : $\frac{૩૩}{૭}$ ગજ લગભગ જવાબ.

વધારે ખરો જવાબ લાવવો હોય તો ૭: ૨૨ ને બદલે ૧૧૧ : ૩૩૫ લેવા.

દા. ૨ એક ગોળનો પરિધ ૬૭ગજછે ત્યારે, તેની ત્રિજ્યા કેટલી?

વ્યાસ$=૬૭\div\frac{૩૩૫}{૧૧૩}=૬૭\times\frac{૧૧૩}{૩૩૫}=\frac{૧૧૩}{૫}$.

માટે ત્રિજ્યા$=\frac{૧૧૩}{૫}\div૨=\frac{૧૧૩}{૧૦}=૧૧.૩$ ગજ જવાબ.

૨૭૯. ગોળનું ક્ષેત્રફળ નીચે પ્રમાણે નીકળે છે.

રીત ૧:—વ્યાસ અને પરિધના ગુણાકારને ચારેભાગવા.

,, ૨:—વ્યાસના વર્ગને .૭૮૫૩એ ગુણવા.

,, ૩:—ત્રિજ્યાના વર્ગને ૩.૧૪૧૫૯૩ એ એટલે ૩.૧૪૧૬ એ ગુણવા.

,, ૪:—પરિધના વર્ગને .૦૭૯૫૮ એ ગુણવા.

દા. એક ગોળાકાર ખેતરનો વ્યાસ ૩૧ ફુટ છે, ત્યારે તેનું ક્ષેત્રફળ કેટલું?

ક્ષેત્રફળ$=૩૧^{૨}\times.૭૮૫૩૯૮$

$=૭૫૪.૭૬૭૪૭૮$ ચોરસ ફુટ જવાબ.

## મનોયત્ન ૯૯.

(૧) ત્રણ ગોળના વ્યાસ અનુક્રમે ૧૭, ૫૩.૬ અને ૨૪૭ ગજ છે. તો તેમના પરિધની લંબાઈ કેટ કેટલી હશે?

(૨) ત્રણ ગોળના પરિધ અનુક્રમે ૧૫૪, ૨૦૮.૬ અને ૪૦૫૮ ગજ છે તો તેમના વ્યાસની લંબાઈ કેટકેટલી હશે?

(૩) પૃથ્વીનો પરિધ ૨૫૦૦૦ મૈલ છે ત્યારે તેનો વ્યાસ કેટલો હશે?

(૪) જે ગોળના પરિધનું અર્ધ ૨૪ ફુ. છે તે ગોળનો વ્યાસ કેટલો?

(૫) જે ગોળનો પરિધ $\frac{૧}{૩}$ મૈલ છે તે ગોળની ત્રિજ્યા કેટલી?

(૬) જે ગોળની ત્રિજ્યાનો $\frac{૧}{૮}$ ૯.૭૫ ફુ. છે તેના પા ગોળ-

મો પરિઘ કેટલો?

(૭) ૯૮.૫૭ ફુ. ત્રિજ્યા વાળા અર્ધગોળના પરિઘની બરોબર એક પાગોળનો પરિઘ છે, ત્યારે તે પાગોળવાળા આખા ગોળનો વ્યાસ કેટલો?

(૮) બે ગોળની ત્રિજ્યાઓ અનુક્રમે ૭ અને ૮ ફુ. છે તે બે ગોળનાં ક્ષેત્રફળ કહાડો?

(૯) એક ગોળનો વ્યાસ ૯૦.૫ ફુ. છે તેનું ક્ષેત્રફળ કેટલું?

(૧૦) એક ગોળની ત્રિજ્યા ૩.૫ છે તો તે ગોળના ક્ષેત્રફળની બરોબર ક્ષેત્રફળ હોય એવા ચોરસની એક બાજુ કેવડી હશે?

(૧૧) એક ગોળાકાર ખેતરનો વ્યાસ ૧૧.૭૨ ફુ. છે, અને એ ખેતરની આસપાસ ૩ ફુ. ૮.૭ઈં. પહોળી ખાઈ ખોદેલી છે તો એ ખાઈનું ક્ષેત્રફળ કેટલું?

(૧૨) દર કલાકે ૩½ મૈલ પ્રમાણે ચાલતાં એક માણસ એક ગોળ તળાવને કીનારે કીનારે ૨½ કલાકમાં ફરી રહ્યો ત્યારે તે તળાવે કેટલી જગા રોકી હશે?

(૧૩) ૧॥ ગજ વાડ બાંધતાં રૂ ૧-૨-૮ ખરચ થાય છે. તો એ લેખે એક ગોળાકાર ખેતરની વાડ બાંધવામાં રૂ ૭૫૦ ખરચ થયું તે ખેતરનું ક્ષેત્રફળ કેટલું હશે?

(૧૪) એક ઘોડો ખીલા સાથે દોરડાવતે બાંધી ખેતરમાં ચરવા મુક્યા. દોરડું ૨૦ હાથ લાંબું હતું. દોરડું પહોંચ્યું તેટલી જમીનમાં તેણે ચોમેર ચર્યા કીધું. ચરામણ દર ચોરસ હાથે રૂ ૦-૧-૩ લીધી હતી તો કુલ કીમત ચરાવનારને કેટલી થશે?

(૧૫) ૨૨ ઈંચ દરેકજણ જગા રોકે તો એક ગોળ ટેબલની આસપાસ ૧૨ માણસ બેસી શકે છે. એ ટેબલ પર બનાત જડવી છે એવી રીતે કે તે ટેબલની આસપાસ, બધીતરફ એક એક ફુટ ઝુલતી રહે. તો દર ચોરસ વારના રૂ ૧-૪-૦ લેખે તે બનાતનું ખરચ શું થશે?

## ઘનફળ.

૨૮૦. ૧ જે નક્કર આકૃતિનાં સામ સામેનાં પૃષ્ટ સમાંતર હોય, તેને પ્રીઝમ કહે છે.

૨ જે પ્રીઝમનાં પાસપાસેનાં પૃષ્ઠ એક બીજાં ઉપર લંબ હોય તેને **કાટખુણુ પ્રીઝમ** કહે છે.

૩ જે કાટખુણ પ્રીઝમની લંબાઈ, પહોળાઈ અને જાડાઈ બરોબર હોય તેને **ઘન** કહે છે.

૪ જેના બંને પાયાઓ સમાંતર વર્તુળ આકાર હોય અને જેની જાડાઈ બધેથી સરખી હોય, તેને **વર્તુળ સ્તંભ** કહે છે

૫ જે નક્કર આકૃતિ બધી તરફથી ગોળ હોય તેને **ગાળો** કહે છે.

૬ જેનો પાયો વર્તુળ આકાર હોય અને ટોચ બિંદુ હોય એવી (ગાજર જેવી) નક્કર આકૃતિને **શંકુ** કહે છે.

૨૮૧. ૧ કોઈ કાટખુણુ પ્રીઝમનું ઘનફળ, તેની લંબાઈ પહોળાઇ અને જાડાઇના ગુણાકારની બરોબર છે તે (૭૬માં) બતાવ્યું છે.

૨ કોઈ ઘન આકૃતિનું ઘનફળ તેની એક બાજુના ઘનના બરોબર છે.

૩ કોઈ વર્તુળ આકાર સ્તંભનું ઘનફળ કહાડવું હોય તો, તેના પાયાના ક્ષેત્રફળને ઉંચાઇએ ગુણવા.

૪ કોઈ શંકુ આકૃતિનું ઘનફળ કહાડવું હોયતો, પાયાનું ક્ષેત્રફળ અને લંબોચાઈના ગુણાકારને ૩એ ભાગવા.

૫ કોઈ ગોળાનું ઘનફળ કહાડવું હોય તો તેના વ્યાસના ઘનને .૫૨૩૬એ ગુણવા

## દાખલા ૧૦૭.

**(૧)** એક ઘનફુટ જગામાં પાણી આશરે ૧॥ મણ માય છે તો જે વાસણ ૪ ફુ. ૬ ઈં. લાંબુ ૩ ફુ. પહોળું, અને ૪ ફુ. ૩ ઈં. ઉંડું હશે તેમાં કેટલું પાણી માશે?

**(૨)** એક ચોરસ પથ્થર ૧૫ ફુ. ૬ ઈં. લાંબો, ૧૮ ફુ. ૫ ઈં. પહોળો અને ૨૩.૫ ફુટ જાડો છે તેનું ઘનફળ કેટલું?

**(૩)** એક પથર ૧૭ ફુ. ૯ ઈં. લાંબો ૧૪ફુ. ૩ઈં. પહોળો અને ૫ ફુ. ૬ ઈં. જાડો છે તેનું ઘનફળ કેટલું? ને એક ઘન ફુટની રૂ૦-૨-૮ પ્રમાણે તેની કેટલી કીમત થશે?

(૪) જે ઘનની એક બાજુ ૨૨ ફુટ હોય તે ઘનનું ઘનફળ કેટલું?

(૫) એક ભીંતની લંબાઈ ૧૦.૫ ફુ. ઉંચાઈ ૪.૨૫ ફુ. અને જાડાઈ ૩.૪ ફુ. છે તેણે કેટલા ઘનફુટ જગા રોકી હશે?

(૬) એક ગોળ થાંભલાની ઉંચાઈ ૨૦ ફુટ છે, અને તેના ગોળાકાર પાયાનો પરિઘ ૫$\frac{1}{2}$ ફુટ છે ત્યારે તેનું ઘનફળ કેટલું?

(૭) એક ગોળ થાંભલાની ઉંચાઈ ૨૦ ફુટ છે, અને પાયાનો વ્યાસ ૧૨ ફુટ છે તો તેનું ઘનફળ કેટલું?

(૮) એક ગોળ થાંભલાની ઉંચાઈ ૧૬ ફુટ અને પાયાની ત્રિજ્યા ૧ ફુ. ૧$\frac{1}{2}$ ઈં. છે તો તેનું ઘનફળ કેટલું?

(૯) એક શંકુની ઉંચાઈ ૧૦$\frac{1}{2}$ ફુ. અને પાયાનો પરિઘ ૯ ફુટ છે તો તે કેટલા ઘનફુટ જગા રોકશે?

(૧૦) જે શંકુની ઉંચાઈ ૧૨$\frac{1}{2}$ ફુ. અને પાયાનો વ્યાસ ૨$\frac{1}{2}$ ફુ. છે તેનું ઘનફળ કેટલું?

(૧૧) એક ગોળનો વ્યાસ ૧૨ ફુ. છે તેનું ઘનફળ કેટલું?

(૧૨) એક હાથીદાંતના ગોળાનો વ્યાસ ૩$\frac{1}{2}$ ઈં. છે તેનું ઘનફળ કેટલું?

(૧૩) પૃથ્વીનો પરિઘ—૨૫૦૦૦ મૈલ છે ત્યારે તેણે કેટલા ઘનમૈલ જગા રોકી હશે?

---

## પૃષ્ઠફળ.

૨૮૨. નક્કર આકૃતિઓના સપાટીના ક્ષેત્રફળને પૃષ્ઠફળ કહે છે.

૨૮૩. ઘણી સપાટ સફાઇઓવાળી આકૃતિનું પૃષ્ઠફળ કહાડવાને તે સફાઇઓનાં ક્ષેત્રફળનો સરવાળો લેવો:—જેમકે એક પેટીનું પૃષ્ઠફળ કહાડવું હોય તો તેની છએ બાજુઓના ક્ષેત્રફળનો સરવાળો લેવો.

૨૮૪. શંકુનું પૃષ્ઠફળ કહાડવું હોય તો, પાયાનો પરિઘ અને તીરકસ બાજુના ગુણાકારનું અર્ધ કરવું.

૨૮૫. ગોળાનું પૃષ્ઠફળ કહાડવું હોયતો વ્યાસના વર્ગને ૩.૧૪૧૬

એ ગુણવા.

૨૮૬. વર્તુલસ્તંભનું ગોળાકાર પૃષ્ટફળ કહાડવું હોયતોઃ—તેના પાયાનો પરિઘ અને લંબાઈ અથવા ઊંચાઈનો ગુણાકાર કરવો.

ટીકાઃ—શંકુ અને વર્તુલસ્તંભમાં પાયા સુધાંત બધીસપાટીનું ક્ષેત્રફળ કહાડવું હોયતો બંનેપાયાનું ક્ષેત્રફળ ઉમેરવું જોઈએ.

**મનોયત્ન ૧૦૧.**

(૧) એક ઘનનો એક બાજુ ૩ ફુટછે. તો તેની સપાટી ઉપર બધી તરફ લુગડું મઢવું હોયતો કેટલા ચોરસફુટ જોઈશે?

(૨) એક પેટી બહારની બાજુથી ભરી તે ૩½ ફુટ લાંબી ૨ ફુ. પોહોળી, અને ૧½ ફુ. ઉંચી થઈ. ત્યારે તેની આસપાસ મઢવાને કેટલા ચોરસ ફુટ લુગડું જોઈએ?

(૩) એક ગોળ થાંભલાની ઉંચાઈ ૧૬ ફુટછે અને પાયાનો વ્યાસ ૨ ફુટ ૩ ઈં. છે. હવે એક ચોરસફુટે ૩-૦-૦ પ્રમાણે તે થાંભલો રંગાવાનું શું ખરચ થશે?

(૪) લોઢાનું એક ગોળ ભુંગળું ૫૧ ફુ. લાંબુંછે અને તેના પાયાનો વ્યાસ ૫⅔ ફુ. છે. હવે તે ભુંગળાની બધી તરફ લુગડાનું અસ્તર કરવું હોય તો કેટલા ચોરસ ફુટ લુગડું જોઈશે?

(૫) એક ગોળ થાંભલો ૨૦ ફુ. ઉંચોછે અને તેના પાયાનો વ્યાસ ૨ ફુ. છે તો તેના પાયા વગરની સપાટી કેટલા ચો. ફુટ હશે?

(૬) એક શંકુના પાયાનો વ્યાસ ૫ ફુ. અને તેની ત્રાંસી બાજુ ૧૮ ફુ. નીછે તો પાયા વગરની સપાટીનું પૃષ્ટફળ કેટલું?

(૭) એક શંકુ આકાર બુરજની બાજુ ૨૦ ફુ. અને પાયાનો પરિઘ ૯ ફુટછે. હવે દર ચોરસ ફુટે ૨ આના પ્રમાણે તેની સપાટીનું રંગામણ શું થશે?

(૮) એક શંકુના પાયાનો વ્યાસ ૮ ફુ. ૬ ઈં. અને ત્રાંસી બાજુ ૫૦ ફુટછે તો પાયા વગરની સપાટી કેટલા ચો. ફુટ હશે?

(૯) એક ગોળાનો વ્યાસ ૨ ફુ. છે. તેની સપાટી કેટલી હશે?

(૧૦) એક ગોળ પથરનો પરિઘ ૪ ફું. છે તેની સપાટી કેટલી?

(૧૧) પૃથ્વીનો આંસ અથવા વ્યાસ ૭૯૫૭¾ મૈલછે ત્યારે તેની સપાટીનું ક્ષેત્રફળ કેટલું?

**સંખ્યા વિષે વિશેષ વિચાર.**

૨૮૭. એકમનાં જે સ્થાનો બાંધેલાં છે, તેમાં જેનો ઘાત

વધતો જાયછે, તેને સંખ્યાનો પાયો કહેછે. આપણા સઘળા ગણિતનો પાયો દશ લીધો છે, તેનું શું કારણ હશે તે વિશે નીચે પ્રમાણે સંભવે છે.

જ્યારે માણસો કેવળ જંગલી હાલતમાં હશે ને કાંઈ પણ લખતાં, વાંચતાં, કે ગણતાં આવડતું નહીં હોય, ત્યારે એકમની ઘણીજ સહેલી મેળવણી દશ આંગળાં જે હમેશાં પાસે હોય, તેનો તેમણે ગણવાને ઉપયોગ કર્યો હશે. પછી એક વખત દશ આંગળી ગણી પગના એક આંગળાની નિશાની રાખી તે દશ એ રીતે દશે વખત દશ આંગળાં ગણ્યાં એટલે સો થયા. આવી રીતે ઘણીજ સહેલી યુક્તિ ઉપરથી દશનો પાયો શોધી કહાડ્યો હોય એવું સંભવે છે. વળી એ વાત વધારે માન્ય કરવાને આપણને સાબિતી મળે છે કે હાલ પણ કેટલાએક વગર ભણેલા પુરૂષો અને સ્ત્રિયો એવી રીતે ગણેછે.

૨૮૮. સંખ્યાનો ફેલાવો:—જેવી રીતે આપણી ભાષામાં નવ સુધી મૂળ આંકડા લેઈને દશના પાયાની બધી સંખ્યા માંડીએ છીએ, તેવીંજ રીતે યુરોપ, આફ્રિકા, અમેરિકા વગેરે બીજા દેશોમાં પણ છે. તેનું કારણ ખોળતાં માલમ પડેછે કે, પ્રથમ એક ઠેકાણેથી એ રીત નિકળી. પછી તે લોકોના એક બીજા સાથે સંબંધ થયાથી તેમના જાણવામાં આવી અને તેમને પસંદ પડી એટલે તેઓએ ગ્રહણ કરી, એ વિશે એક ગ્રંથકાર નીચે પ્રમાણે જણાવે છે.

પેહેલ વેહેલી એ રીત હિંદુસ્તાનમાંથી નિકળી. પછી આફ્રિકાની ઉત્તરે રેહેનારા મૂર અથવા આરબ લોકો જે હિંદુસ્તાન અને યુરોપ વચ્ચે વેપાર કરતા હતા તે અહીંથી શિખીને સ્પેનમાં લેઈ ગયા. ત્યાંના લોકોને એ આંકડા તથા લખવાની રીત સારી લાગી તેથી તેઓએ બારમા સૈકામાં પોતાની જુની રીત *રોમન આંકડા લખવાની તે છોડી દેઈ એ રીત ગ્રહણ કરી. બીજા સીલવેસ્ટર પોપના વખતમાં એ રીત ઈટાલીમાં દાખલ થઈ. પરંતુ પંદરમા સૈકા સુધી તે આખા યુરોપમાં ફેલાયલી નહોતી. ઈંગ્લાંડમાં ઈ૦ સ૦ ૧૮૮૨ માં

એક સરકારી લેખમાં આરબી આંકડાનો ૩ માલમ પડ્યો, ત્યાર પહેલાં કોઈ આંકડો માલમ પડેલો નથી.

---

**એક પાયાની સંખ્યાને બીજા પાયાની સંખ્યામાં લાવવાનું.**

૨૮૯. એમ ધારો કે કોઈ છના પાયાની સંખ્યાને દશના પાયામાં લાવવી છે. હવે એ સ્પષ્ટ છે કે પાંચ સુધી તો એ બંને પાયામાં સરખી કીમતના અંકો રેહેવાના. પછી દશના પાયાના છ તે છના પાયાના દશની* બરોબર થશે, અને દશના પાયાના સાત તે, છના પાયાના એક દશક વત્તા એકની બરોબર. તેમજ દશના પાયાના આઠ, નવ, દશ, અગીઆર, તે અનુક્રમે છના પાયાના એક દશક વત્તા બે, એક દશક વત્તા ત્રણ, એક દશક વત્તા ચાર, અને એક દશક વત્તા પાંચની બરાબર થવાના. બારમાંથી છ બે વખત જાયછે માટે દશકના પાયાના બાર તે છના પાયાના વીશ અથવા બે દશક થયા. તેજ રીતે દશના પાયાના ૧૭=છના પાયાના બે દશક વત્તા પાંચ અને ૧૮=છના પાયાના ત્રણ દશક થશે. આગળ પણ દશના પાયાના ૨૪, ૩૦, ૩૫ અને ૩૬ તે છના પાયાના ચાર દશક, પાંચ દશક, પાંચ દશક વત્તા પાંચ, અને છ દશક થશે. પણ દશના પાયાના દશ દશકથી સો થાય છે, તેમ છના પાયામાં, છના પાયાના છ દશકથી સો થાય, માટે દશના પાયાના ૩૬ તે છના પાયાના ૬ દશક અથવા સોની બરોબર થયા. તેમજ દશના પાયાના ૪૨, ૪૮, ૫૪, ૬૦, ૬૬, ૭૧ અને ૭૨ તે અનુક્રમે છના પાયાના ૧૧૦, ૧૨૦, ૧૩૦, ૧૪૦, ૧૫૦, ૧૫૫, અને ૨૦૦ થવાના. આગળ પણ દશના પાયાના ૨૧૫=છના પાયાના

---

*આ અથવા દશના પાયા વગર બીજા કોઈ પણ પાયાનો દશક વાપર્યો હોય તો તેની કીમત, જે પાયાનો તે હોય તેટલા સમજવા. જેમ કે આ ઠેકાણે છના પાયાનો તો તેની કીમત છ છે, તેમ ચૌદના પાયાનો દશક કહ્યો તો તેની કીમત ચૌદ સમજવી. ઇત્યાદિ.

૫૫૫,૨૧૬=૧૦૦૦, ૧૨૯૬=૧૦૦૦૦ અને ૭૭૭૬=૧૦૦૦૦૦ થશે ઇત્યાદિ.

૨૯૭. નીચેનાં કોઠામાં પ્રથમ દશના પાયાની સંખ્યા લેઇને તેનાં જુદા જુદા પાયાની સંખ્યામાં કેવાં રૂપ થાય છે તે દેખાડયું છે.

| દશના પાયાની સંખ્યા. | પાંચના પાયાની | સાતના પાયાની | આઠના પાયાની | નવના પાયાની | અગીઆરના પાયાની | બારના પાયાની | તેરના પાયાની | ચઉદના પાયાની | પંદરના પાયાની |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૫ | ૧૦ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| ૬ | ૧૧ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| ૭ | ૧૨ | ૧૦ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ |
| ૮ | ૧૩ | ૧૧ | ૧૦ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૯ | ૧૪ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |
| ૧૦ | ૨૦ | ૧૩ | ૧૨ | ૧૧ | અ* | અ | અ | અ | અ |
| ૧૧ | ૨૧ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૦ | બ | બ | બ | બ |
| ૧૨ | ૨૨ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૧ | ૧૦ | ક | ક | ક |
| ૧૩ | ૨૩ | ૧૬ | ૧૫ | ૧૪ | ૧૨ | ૧૧ | ૧૦ | ડ | ડ |
| ૧૪ | ૨૪ | ૨૦ | ૧૬ | ૧૫ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ઈ |
| ૧૫ | ૩૦ | ૨૧ | ૧૭ | ૧૬ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ |
| ૨૦ | ૪૦ | ૨૬ | ૨૪ | ૨૨ | ૧૯ | ૧૮ | ૧૭ | ૧૬ | ૧૫ |
| ૫૦ | ૨૦૦ | ૧૦૧ | ૬૨ | ૫૫ | ૪૬ | ૪૨ | ૩બ | ૩૮ | ૩૫ |
| ૭૫ | ૩૦૦ | ૧૩૫ | ૧૧૩ | ૮૩ | ૬૯ | ૬૩ | ૫અ | ૫૫ | ૫૦ |

*દશથી ઉપરના પાયાઓમાં ૧૦=અ,૧૧=બ, ૧૨=ક ૧૩=ડ, ૧૪=ઈઇત્યાદી એ પ્રમાણે અક્ષરો સમજવા. કેમકે ૧૦, ૧૧ ઈ. માં બે આંકડા રહેલાછે પરંતુ પાયાની અંદરના દરેક અંકને વાસ્તે એક અંકજ આવવો જોઇએ.

એ સ્પષ્ટછે કે સંખ્યા લખવામાં જેટલા મૂળ અંક છે તેના કરતાં વધારે કીમતનો આંકડો આવતો નથી; જેમ પાંચના પાયામાં ૪ કરતાં વધારે કીમતનો અંક નથી, અને તેરના પાયામાં બાર કરતાં વધારે કીમતનો અંક નથી. હવે (૨૮૯મી કલમ ઉપરથી) એક પાયાની સંખ્યાને બીજા પાયામાં લાવવાને નીચે પ્રમાણે રીત નિકળે છે.

૨૯૧. રીતઃ—અમૂક પાયાની સંખ્યાને જેટલા પાયાની સંખ્યામાં લાવવી હોય તેટલાએ ભાગવા. *જેભાગાકાર આવે તેને વળી ફરીને (જેટલા પાયાની સંખ્યામાં લાવવાછે) તેટલાએજ ભાગવા. એ રીતે જેટલાએ ભાગીએ છીએ તેના કરતાં ઓછો ભાગાકાર આવે ત્યાં સુધી ભાગતાં જવું, પછી છેલો ભાગ અને ત્યાંથી દરેક ભાગમાં જે શેષ રહ્યા હોય તે, અનુક્રમે જમણી તરફ મુકવા. તેથી જે આવે તે માગેલા પાયાની સંખ્યા. એની વધારે સમજણ પડવા સારૂ સિદ્ધતા સુધાંત નીચે દાખલા આપ્યાછે. તે સારી પેઠે ધ્યાન દઈને વાંચવા.

દાખલા.

દાખલો ૧ લો. ૧૨૩૪૫ એ દશના પાયાની સંખ્યા છે તેને સાતના પાયામાં લાવવી છે.

હવે આની સિદ્ધતા સ્પષ્ટછે કે ૧૨૩૪૫ એ દશના પાયાની સંખ્યાને સાતે ભાગ્યા તો ૧૭૬૩એ દશના પાયાના સમક અથવા સાતના પાયાના દશક આવ્યા; અને ચાર એ સાતના

```
૭)૧૨૩૪૫
૭) ૧૭૬૩–૪
૭)  ૨૫૧–૬
૭)   ૩૫–૬
      ૫–૦
```

પાયાના એકમ વધ્યા. દશના પાયાના ૧૭૬૩ એટલા સાતના પાયાના દશકને ફરી સાતે ભાગ્યા તો દશના પાયાના ૨૫૧ એટલા સાતના પાયાના શતક આવ્યા અને ૬ એ સાતના પાયાના દશક વધ્યા. હવે દશના પાયાના ૨૫૧ એટલા સાતના

*ભાગાકાર કરતી વખતે એ યાદ રાખવું કે આપેલી સંખ્યા જેટલા પાયાની હોય તેટલા ગણો તેનો દરેક પાછલો આંકડો વધતો જવો જોઈએ. માટે ભાગાકાર તે પ્રમાણે વિચારીને કરવો. જેમ. ૨ જા, ૩જા તથા ૪થા દાખલામાં જુઓ.

પાયાના શતકને ફરી સાતે ભાગ્યા તો, દશના પાયાના ૩૫ એટલા સાતના પાયાના હજાર આવ્યા, અને ૬ એ સાતના પાયાના શતક વધ્યા. તેમજ ૩૫ને પાછા ૭એ ભાગ્યા તો દશના પાયાના ૫ એટલા સાતના પાયાના દશ હજાર આવ્યા, ને શૂન્ય હજારને ઠેકાણે વધ્યું. હવે સાતના પાયાના દશ હજારને ઠેકાણે જે ૫ આવ્યા છે તે દશના પાયાની સંખ્યા છે. પણ દશના પાયાની સંખ્યા ૫ અને સાતના પાયાની સંખ્યા ૫ એ બે બરોબર છે માટે એ ૫ ને સાતના પાયાના ૫ પણ ગણી શકાય. હવે સાતના પાયાના દશ હજારનો અંક ૫, હજારનો અંક ૦, સોનો ૬ દશકનો ૬, અને એકમનો અંક ૪ આવ્યો છે તે અનુક્રમે મુક્યો તો સાતના પાયાના ૫૦૬૬૪ આવ્યા.

દા ૨ જો. ૧૬૨૫ એ નવના પાયાની સંખ્યાને દશના પાયામાં લાવવી છે.

રીત પ્ર. ૧૦) ૧૬૨૫
૧૦) ૧૪૬–૮
૧૦) ૧૩–૩
૧–૨

હવે ૧૬૨૫ એ નવના પાયાના છે, માટે તેનો દરેક પાછલો આંકડો નવનવ ગણો વત્તો છે, એટલે તે સંખ્યા $૧\times૯^{૩}+૬\times૯^{૨}+૨\times૯+૫$ છે. એને દશે ભાગતાં એકડા ઉપરથી ભાગ નથી જતો માટે ૧ એને (૬ના સ્થાનમાં લાવવાને) ૯ એ ગુણ્યા તો $૧\times૯^{૩}+૬\times૯^{૨}$ છે ત્યાં $૧\times૯\times૯^{૨}+૬\times૯^{૨}=૧૫\times૯^{૨}$ થાય: તેને દશે ભાગતાં $૧\times૯^{૨}$ અથવા નવના પાયાના શતકનો આંકડો ૧ ભાગમાં આવ્યો ને બાકી $૫\times૯^{૨}$ વધ્યા; તેને (તેની આગળના ૨ ના સ્થાનમાં લાવવાને) પાછા નવે ગુણ્યા તો $૫\times૯\times૯+૨\times૯=૪૭\times૯$ થયા તેને દશે ભાગતાં $૪\times૯$ અથવા નવના પાયાના ૪મો દશકનો આંકડો ભાગ આવ્યો. ને $૭\times૯$ બાકી રહ્યા. તેને તેની આગળના પાંચના સ્થાનમાં લાવવાને નવે ગુણ્યા તો $૭\times૯+૫=૬૮$ થયા એને ૧૦ એ ભાગ્યા તો ૬ એ નવના પાયામાં એકમ આવ્યા ને આઠ વધ્યા તે દશના પાયામાં એકમ થયા હવે નવના પાયાના ૧૪૬ એટલા દશના પાયાના દશક આવ્યા તેને ફરીને એજ રીતે ૧૦ એ ભાગ્યા તો નવના પાયાના ૧૩ એટલા દશના પાયાના શતક આવ્યા ને ૩ એ દશના પાયાના દશક રહ્યા. એજ રીતે ફરીને નવના પાયાના ૧૩ એને ૧૦ એ ભાગ્યા તો નવના પાયાનો ૧ એ દશના પાયાનો હજાર આવ્યો ને ૨ એ દશના પાયાના શતક વધ્યા. હવે નવના પાયાનો ૧ તે દશના પાયાના એકની બરોબર છે માટે;

નવના પાયાના ૧૬૨૫=દશના પાયાના ૧૨૩૮ જવાબ.

દા. ૩. ૬૩૪૫ એ આઠના પાયાની સંખ્યાને બારના પાયામાં આણવી છે.

| | |
|---|---|
| ૧૨) ૬૩૪૫ | આમાં દરેક પાછલો અંક આઠ આઠ |
| ૧૨) ૪૨૩-૧ | ગણો વધતો જાયછે. હવે ૬ ઉપરથી |
| ૧૨) ૨૬-૧૧ | ૧૨ એ ભાગ નથી જતો ત્યારે ૬ ને |
| ૧૨) ૧-૧૦ | ૮ ગુણી ૩ મેળવ્યા તો ૫૧ એ ૩ના |

સ્થાનમાંના થયા તેમાંથી ૪વખતનો ભાગ જતાં બાકી ૩વધ્યા તેને આઠે ગુણી ૪ મેળવ્યા તો ૨૮ થયા. તેમાંથી ૨ વખતનો ભાગ જતાં ૪ વધ્યા તેને ૮ ગુણી ૫ ઉમેર્યા તો ૩૭ થયા તેમાંથી ૩ વખતનો ભાગ ગયો ને ૧ એ બારના પાયાનો એકમ વધ્યો. આઠના પાયાના ૪૨૩ એટલા બારના પાયાના દશક આવ્યા તેને ફરી તેવીજ રીતે ૧૨ એ ભાગ્યા તો આઠના પાયાના ૨૬ એટલા બારના પાયાના શતક આવ્યા. ૧૧એ બારના પાયાના દશક વધ્યા. ૨૬એ શતકને ફરી ૧૨ એ ભાગ્યા તો ૧એ બારના પાયાનો શતક વધ્યો. પણ બારના પાયામાં દશ અને અગીઆરનો એક એક અંક હોય માટે ૧૦ને વાસ્તે, **અ** અને ૧૧ને વાસ્તે **બ** લીધો તોઃ—

આઠના પાયાના ૬૩૪૫=બારના પાયાના ૧**અ બ**૧જ.

દા. ૪. **બ ક ઈ** ૩ એ પંદરના પાયાની સંખ્યાને અગીઆરના પાયાના સંખ્યામાં લાવો.

| | |
|---|---|
| ૧૧) ૧૨ બ ક ઈ ૩ | આમાં આપેલી સંખ્યાનો દરેક પા- |
| ૧૧) ૧૯૩ડ૮-૫ | છલો અંક પંદર ગણો વધતો જાયછે. |
| ૧૧) ૨૩૧૩-૫ | હવે ૧માંથી ૧૧ બાદ નથી જતામાટે |
| ૧૧) ૩૦૧-૭ | ૧ને ૧૫એ ગુણી બે ઉમેર્યા તો ૧૭ |
| ૧૧) ૪૧-૫ | માંથી૧૧એ એકવખત ભાગ ગયો બાકી |
| ૫-૬ | છ વધ્યા તેને ૧૫એ ગુણી ૯૦માં **બ** |

એટલે ૧૧ મેળવ્યા તો ૧૦૧ થયા તેમાંથી ૯ વખતનો ભાગ જતાં બે વધ્યા તેને ૧૫ એ ગુણી **ક** એટલે ૧૨ મેળવ્યા. પછી ૪૨ માંથી ૩ વખત ભાગ કહાડ્યો ને બાકી ૯ વધ્યા તેને ૧૫એ ગુણી **ઈ** એટલે ૧૪ મેળવ્યા તો ૧૪૯ થયા તેમાંથી ૧૩ વખતનો ભાગ ગયો ને ઉપર ૬ વધ્યા તેને ૧૫ એ ગુણી ૩ મેળવ્યા તો ૯૩ થયા; તેમાંથી ૮ વખતનો ભાગ જતાં પાંચ બાકી રહ્યા તે અગીઆરના પાયાના એકમ વધ્યા ને પંદરના પાયાના ૧૯૩ડ૮ એટલા અગીઆરના પાયાના દશક આવ્યા. તેને ફરી ઉપર પ્રમાણે ૧૧એ ભાગ્યા એ રીતે છેવટ સુધી કરેલુ તો અગીઆરના પાયાના ૫૬૫૭૫૫ જવાબ.

દા. ૫. ૩૪૫ અને ૨૫૪ એ સાતના પાયાની સંખ્યાઓ-નો સરવાળો શો?

૩૪૫ આમાં૪+૫=૯ થયા, પણ ૭ નો પાયો છે માટે
૨૫૪ એક સપ્તક ગયો ને બાકી બે રહ્યા તે મુક્યા. વધ્યા
૬૩૨ એક આવી તે બીજા સ્થળમાં મેળવી તો ૧+૫+૪=
૧૦ થયા તેમાંથી૭જતાં પાછા વધ્યા ૧+૨+૩=૬થયા તેમુક્યા.

દા. ૬. ૩૨૪ ને ૨૩૧ એ પાંચના પાયાની સંખ્યાઓના બાદબાકી શી?

૩૨૪ આમાં.૪-૧=૩ ને બેમાંથી ૩ નથી જતા માટે
૨૩૧ એક પંચક લીધો એટલે ૨+૫=૭-૩=૪ થયા.
૪૩ વધ્યા ૧+૨=૩ તે ત્રણમાંથી બાદ ગયા એટલે શૂન્ય રહ્યું.

દા. ૭મો. ૫૬ અને ૩૪ એ આઠના પાયાની સંખ્યાઓનો ગુણાકાર શું?

૫૬ આમાં ૪×૬=૨૪ તેને ૮ ભાગ્યા તો ભાગ
૩૪ ૩ આવ્યો તે વધ્યા. ને ૦ શેષ રહ્યો તે મુક્યો.૫-
૨૭૦ છી ૪×૫+૩=૨૩ એને ૮એ ભાગ્યા તો આઠના
૨૧૨ પાયાના બે શતકને ૭ દશક આવ્યા. તેજ પ્રમાણે
૨૪૧૦ બીજા અંકનો ગુણાકાર કરી બેનો સરવાળો લીધો તે ૨૪૧૦ થયો.

## મનોયત્ન ૧૦૨.

(૧) ૫૨૬૩૪એ દશના પાયાની સંખ્યાને ૫ ના પાયામાં લખો.

(૨) દશના પાયાના ૧૦૦૦૦ને, બે, સાત અને નવના પાયામાં શી રીતે લખાય?

(૩) ૫૩૮૧ એ દશના પાયાની સંખ્યાને, ત્રણ અને નવ-ના પાયામાં શી રીતે લખાય?

(૪) દશના પાયાની ૩૪૭૦૫ અને ૭૯૦૧૫૮ એ બે સં-ખ્યાઓને સાતના પાયામાં આણો.

(૫) બારના પાયાની બ અ અ બ‡ સંખ્યાને દશના પાયામાં આણો.

(૬) દશના પાયાની એવી સંખ્યા શોધી કહાડો કે જે માં-

‡હમેશાં યાદ રાખવું કે અ બ ક ડ એ અક્ષરો અ-નુક્રમે ૧૦, ૧૧, ૧૨, અને ૧૩ને વાસ્તે છે.

ના પાયાની ૧૨૩૪૧૧ની બરોબર થાય.

(૭) ૨૩૪૫૪ એ સાતના પાયાની સંખ્યા છે તો, તે આઠના પાયામાં કેટલી થશે?

(૮) પાંચના પાયાની ૩૪૪૦૨ સંખ્યા તે, ચારના પાયામાં કેટલાની બરોબર છે?

(૯) ૩૫૫૧૩એ છના પાયાની સંખ્યા છે તેને આઠના પાયામાં કેમ લખાય?

(૧૦) ૧૨૩૪૫એ પંદરના પાયાની સંખ્યાને દશના પાયામાં લાવો.

(૧૧) છના પાયાની ૨૨૩, ૪૩૨, ૩૧૦, અને ૨૧૨એ ચાર રકમોનો સરવાળો લઈ, તે સરવાળાને બારના પાયામાં લખો.

(૧૨) ૩૪૫૩૧ અને ૨૫૦૪૫૧એ છના પાયાની સંખ્યાઓનો સરવાળો આઠના પાયામાં કરો.

(૧૩) ૯ બ બ બ ૨ અને ૮૨ બ અ ૬ આ બે બારના પાયાની સંખ્યાઓની બાદબાકી શી થશે?

(૧૪) અ ૦ ૦ અ ૨ અને ૯૧ બ અ ૪ એ બે બારના પાયાની સંખ્યાઓની બાદબાકી કરો.

(૧૫) દશના પાયાની ૬૫૮૭ અને ૩૯૬૭એ બે સંખ્યાઓને બારના પાયામાં લાવો; પછી તેમનો ગુણાકાર બારના પાયામાં કરો.

(૧૬) ૨૪૩૦૫ અને ૩૪૧૨૦એ બે છના પાયાની સંખ્યાઓનો ગુણાકાર શો થશે?

(૧૭) ૫૯ અ ૪ અને ૭૯૦૬ એ બે અગીઆરના પાયાની સંખ્યાઓનો ગુણાકાર શો?

(૧૮) સાતના પાયાની ૧૪૩૩૨૨૧૬ અને ૬૫૪૧ એ બે સંખ્યાઓનો ભાગાકાર કરો.

(૧૯) ૯૫૦૮૮૯૧૮ અને અ અ ૪ એ બે બારના પાયાની સંખ્યાઓનો ભાગાકાર કરો.

(૨૦) અ અ બ અ ૧૨૨૨ અને અ બ બ અ એ બે બારના પાયાની સંખ્યાઓનો ભાગાકાર કરો.

(૨૧) કયા પાયાની ૪૦૫ એ સંખ્યા, દશના પાયાની ૧૪૯ની બરોબર થાય?

(૨૨) દશના પાયાના ૧૨૪ તે, કયા પાયામાં ૧૪૭ની બરોબર છે?

(૨૩) દશના પાયાના ૪૯ તે કોઈ બીજા પાયામાં ૩૦૧ એ સંખ્યાથી સમજાય છે ત્યારે તે પાયો શોધી કહાડો.

(૨૪) ૨૫૪૦૦૫૪૪એ છનાં પાયાની સંખ્યાનું વર્ગમૂળ કહાડો.

(૨૫) ૩૨ બ ૭૫૭૨૧એ બારના પાયાની સંખ્યાનું વર્ગમૂળ શું?

(૨૬) બારના પાયાની ૨૧.૭ અને ૭ અ એ બે સંખ્યાઓનો ગુણાકાર, અને તેજ પાયાની અ ૭૮.૯૯તથા૬૯.૯ એ બેનો ભાગાકાર શો થશે?

(૨૭) એક યંત્રમાં ત્રણ ચક્ર છે તેમાં અ ચક્ર ૨૧ વેળા ફરે ત્યારે બ ચક્ર એક વખત ફરેછે: અને બ ચક્ર ૨૧ વખત ફરે ત્યારે ક ચક્ર એક વખત ફરેછે એ પ્રમાણે કચક્રની ૧૫, બની ૩, અને અની ૧૧. પ્રદક્ષિણા થઈ ત્યારે બધી મળીને અ ની કેટલી પ્રદક્ષિણા થઈ. તે નવના પાયામાં કહો.

## ઘનમૂળની એક. સહેલી રીત.

હાર્નર સાહેબે ઘનમૂળ કહાડવાની એક સહેલી રીત શોધી કહાડી છે તે નીચે પ્રમાણે:

(૧) રીત પ્રમાણે એકમના અંક ઉપર નિશાની કરી આપેલી સંખ્યાના બને તેટલા ત્રણ ત્રણ આંકડાના ભાગ કરવા.

(૨) ડાબી તરફના પહેલા ભાગમાંથી જે મોટામાં મોટી સંખ્યાનો ઘન બાદ જાય તે ઇચ્છેલા ઘનમૂળનો પહેલો અંક થયો. તેનો ઘન તે ભાગમાંથી બાદ કરવો અને બાકી ઉપર બીજા ભાગના ત્રણ અંક ચઢાવવા.

(૩) તે પહેલા અંકને ત્રણે ગુણીને ગુણાકાર પહેલી ઉભી હારમાં લખવો. અને તેને તેજ પહેલાભાગે ગુણી ગુણાકાર બીજી ઉભી હારમાં લખવો.

(૪) પહેલી હારના આંકડા ઉપર એક મીડું ચઢાવવું અને બીજી હારના આંકડા ઉપર બે મીડાં ચઢાવવાં.

(૫) બીજી હારના અંકવડે ત્રીજી હારના અંકને ભાગીને ઘનમૂળનો બીજો અંક શોધી કહાડવો.

(૬) તે બીજા અંકને પહેલી ઉભી હારમાં લખવો. અને તેની ઉપર જે કંઈ હોય તેની સાથે તે મેળવવો. પછી સરવાળાને તેજ અંકે ગુણી ગુણાકાર બીજી ઉભી હારમાં લખવો એ બીજીહારમાં લખેલા ગુણાકારને તેની ઉપર જે કંઈ હોય તે સાથે મેળવવો. અને સરવાળાને ઘનમૂળના નવા આવેલા અંકે ગુણી ગુણાકાર ત્રીજી ઉભી હારના અંકોમાંથી બાદ કરવો. અને બાકી ઉપર ત્રીજા ભાગના અંક લેવા.

(૭). પછી ઘનમૂળનો ત્રીજો અંક કહાડવાનેઃ—બીજા અંકની બમણાઈ પહેલી હારમાં મેળવવી અને બીજા અંકનો વર્ગ બીજી હારમાં લખવો. પછી એ વર્ગ અને તેની ઉપરની બે રકમો એ ત્રણેનો સરવાળો લેવો. પછી પહેલી હારના અંક ઉપર એક મીડું ચઢાવવું અને બીજી હારના અંક ઉપર બે મીડાં ચઢાવવાં પછી એ બીજી હારના અંકવડે ત્રીજી હારના અંકોને ભાગી ભાગાકાર આવે તે ઘનમૂળનો ત્રીજો અંક મુકવો.

(૮) એ નવા અંકને પહેલી હારની છેલી રકમમાં ઉમેરવો અને સરવાળાને એજ અંકે ગુણી ગુણાકારને બીજી હારની છેલી રકમમાં મેળવવો. અને તેથી જે સરવાળો આવે તેને એ નવા અંકે ગુણી ગુણાકાર ત્રીજી હારના અંકોમાંથી બાદ કરવો.

(૯) એ પ્રમાણે (૭)માં બતાવ્યા પ્રમાણે નવા અંક શોધી કહાડવા અને (૮) માં બતાવ્યા પ્રમાણે બાદ કરવાનાં પદ શોધી કહાડવાં.

(૧૦) આપેલી સંખ્યામાં દશાંશ અંક હોય તો ૨૫૬ માં કહેલી વાત ધ્યાનમાં રાખવી.

દા. ૯૨૬૮૫૯૩૭૫નું ઘનમૂળ કહાડો.

| | | |
|---|---|---|
| ૨૭૦ | ૨૪૩૦૦ | ૯૨૬૮૫૯૩૭૫ (૯૭૫ |
| ૭ | ૧૯૩૯ | ૭૨૯ |
| ૨૭૭ | ૨૬૨૩૯ | ૧૯૭૮૫૯ |
| ૧૪ | ૪૯ | ૧૮૩૬૭૩ |
| ૨૯૧૦ | ૨૮૨૨૭૦૦ | ૧૪૧૮૬૩૭૫ |
| ૫ | ૧૪૫૭૫ | ૧૪૧૮૬૩૭૫ |
| ૨૯૧૫ | ૨૮૩૭૨૭૫ | ૦૦૦૦૦૦૦૦ |

આમાં પહેલા ભાગ ૯૨૬ માંથી વધારેમાં વધારે ૯ નો ઘન ૭૨૯ બાદ જાય છે માટે ઘનમૂળનો પહેલો અંક ૯ થયો ૯૨૬ માંથી ૭૨૯ બાદ કરી ૧૯૭ ઉપર ૮૫૯ ચઢાવ્યા તે નવો ભાજ્ય થયો, પહેલા અંકની ત્રણગણાઈ પહેલી ઉભી હારમાં લખી, અને ૨૭ને ૯ એ ગુણી ૨૪૩ બીજી હારમાં લખ્યા. પછી ૨૭ ઉપર એક મીડું લીધું અને ૨૪૩ ઉપર બે મીડાં લીધાં. પછી ૧૯૭૮૫૯ને ૨૪૩૦૦ એ ભાગતાં ૮ આવે છે પણ તપાસી જોતાં એ ભાગ મોટો માલમ પડે છે માટે ૭એ ઘનમૂળનો બીજો અંક મુક્યો. પછી પહેલી હારમાં ૭ને ઉમેર્યા તો ૨૭૭ થયા ૨૭૭ને ૭એ ગુણી ૨૪૩૦૦?

માં મેળવ્યા તો સરવાળો ૨૬૨૩૯ આવ્યો; તેને ૭ એ ગુણી ગુણાકાર ત્રીજી હારના ૧૯૭૮૫૯એ અંકોમાંથી બાદ કર્યા તો બાકી ૧૪૧૮૬ રહ્યા. તે ઉપર બીજા ત્રણ અંક ચઢાવ્યા તો ૧૪૧૮૬૩૭૫ એ નવો ભાજ્ય થયો.

પછી ૨૭૭માં ૭ ની બમણાઈ મેળવી તો ૨૯૧ આવ્યા અને ૭ નો વર્ગ ૪૯ બીજી હારમાં લખી તેને, ઉપરની બે રકમો ૧૯૩૯ અને ૨૬૬૩૯ સાથે મેળવ્યા તો ૨૮૨૨૭ આવ્યા. પછી પહેલી હારમાં એક મીંડું ચઢાવ્યું અને બીજી હારમાં બે ચઢાવ્યાં; તો ૨૮૨૨૭૦૦ એ નવો ભાજક થયો. એ નવા ભાજક વડે ૧૪૧૮૬૩૭૫ ને ભાગ્યા તો ૫ એ ઘનમૂળનો ત્રીજો આંકડો નિકળ્યો.

પછી એ ૫ ને પહેલી હારના ૨૯૧૦ માં મેળવી સરવાળાને ૫ એ ગુણ્યાં, અને ગુણાકારને બીજી હારના ૨૮૨૨૭૦૦ સાથે મેળવી સરવાળાને ૫ એ ગુણ્યા; અને તે ગુણાકાર ત્રીજી હારના અંકોમાંથી બાદ કર્યા તો કંઈ વધ્યું નહીં; અને તેથી ૯૭૫ એ આપેલી સંખ્યાનું ઘનમૂળ આવ્યું.

દા. ૨. ૧૪૪૧૮૨૮૧૮૬૧૭૪૫૩નું ઘનમૂળ શું?

| | | |
|---|---|---|
| ૧૫૦ | ૭૫૦૦ | ૧૪૪/૧૮૨/૮૧૮/૬૧૭/૪૫/૩(૫૨૪૩૭ |
| ૨ | ૩૦૪ | ૧૨૫ |
| ૧૫૨ | ૭૮૦૪ | ૧૯૧૮૨ |
| ૪ | ૪ | ૧૫૬૦૮ |
| ૧૫૬૦ | ૮૧૧૨૦૦ | ૩૫૭૪૮૧૮ |
| ૪ | ૬૨૫૬ | ૩૨૬૯૮૨૪ |
| ૧૫૬૪ | ૮૧૭૪૫૬ | ૩૦૪૯૯૪૬૧૭ |
| ૮ | ૧૬ | ૨૪૭૨૫૯૯૦૭ |
| ૧૫૭૨૦ | ૮૨૩૭૨૮૦૦ | ૫૭૭૩૪૭૧૦૪૫૩ |
| ૩ | ૪૭૧૬૯ | ૫૭૭૩૪૭૧૦૪૫૩ |
| ૧૫૭૨૩ | ૮૨૪૧૯૯૬૯ | ૦૦૦૦૦૦૦૦૦૦૦ |
| ૬ | ૯ | |
| ૧૫૭૨૯૦ | ૮૨૪૬૭૧૪૭૦૦ | |
| ૭ | ૧૧૦૧૦૭૯ | |
| ૧૫૭૨૯૭ | ૮૨૪૭૮૧૫૭૭૯ | |

## પરચુરણ દાખલા.

(૧) ૮૦૬૦ પૌં. ૮શિ. ૧૦પે.માં ૨૪ પૌં. ૧૧શિ. ૬$\frac{૧}{૪}$ પે. કેટલીવાર આવે?

(૨) એક માણસે ૯શિ. ૭$\frac{૫}{૬}$પે.એ વાર લેખે ૬૦૩$\frac{૨}{૯}$ વાર લુગડું રાખ્યું, તેને ૩૭$\frac{૫}{૯}$પૌં. નફો મેળવવો હોયતો તે શા ભાવે વેચવું?

(૩) ૧૦ એકરને ૧૦ વીઘાનો સરવાળો વીઘામાં કરો!

(૪) ૯ઈંચ ચોરસ એવી કેટલી ઈંટો ૨૧ ફુ. ૯ ઈં. પોહોળા ને ૩૧ફુ. ૬ઈં. લાંબા ચોકને ચોરશી કરવામાં જોઈશે?

(૫) ઘોડાની કીમત બગીની કીમતના $\frac{૨}{૩}$ છે. અને બગીના ઘોડા કરતાં રૂ૧૫૨ વધારે બેઠા છે; તો દરેકની કીમત શી?

(૬) જો એક મિનિટમાં ૬૦રૂ. ગણીએ તો એક રકમ ગણતાં ૫ા કલાક થાય છે. તો એક મિનિટમાં ૬૫રૂ. ગણતાં બધા રૂપીઆ ક્યારે ગણી રહેવાશે?

(૭) મારા નાણાના $\frac{૨}{૭}$ ઝવેરના નાણાના $\frac{૧}{૩}$ની બરોબર છે. અને ઝવેર પાસે ૨આ. ૪પા. મારા કરતા ઓછી છે, ત્યારે અમારી પાસે કેટકેટલા પૈસા હશે?

(૮) કોઈ માણસે ૩૧ ચોપડીઓ ખરીદ કીધી, તેમાંની કેટલીએકની કીમત ચોપડી દીઠ રૂ૧-૮-૦ અને બાકીની દર ચોપડીએ રૂ૨-૮-૦ બેઠી. અને સૌ મળીને તેને રૂ૫૨ ૮-૦ આપવા પડ્યા. ત્યારે દરેક જાતની કેટકેટલી ચોપડીઓ તેની પાસે હશે?

(૯) જે આગગાડી ૯ અવરમાં ૨૦૦ મેલ જાય છે, તે જો રોજ ૧૫ અવર ચાલે તો એક અઠવાડીઆમાં કેટલું જશે?

(૧૦) અના પૈસા બના પૈસાના $\frac{૨}{૩}$ની બરોબર છે. કની પાસે અને બના પૈસાની બાદબાકીના ૧$\frac{૨}{૩}$ જેટલા છે; તો દરેક પાસે ઓછામાં ઓછો પૂર્ણ આંકડો કેટલા રૂપીઆનો હશે?

(૧૧) $\sqrt{\frac{૧}{૨}}$ અને $\sqrt{\frac{૨}{૩}}$ ની કીમત શી?

(૧૨) $\dfrac{૨\frac{૨}{૭}+૧\frac{૧}{૨}\text{ના}\frac{૮}{૧૧}}{\frac{૨}{૩}+૫\frac{૧૦}{૧૧}\text{ના}\frac{૨}{૭}}$ ની કીમત શી?

(૧૩) એક દુકાનદારે કાંઈ માલ ૧ લી મેને રોજ ૧૨૭૬ રૂ. એ લીધો. અને તે ૨૭ જુને ૧૩૦૮ રૂ. રોકડા લઈ વેચ્યો

નાંખ્યો. આ વ્યાપારથી એને સેંકડે દર વરસે શું વ્યાજ પડ્યું?

(૧૪) $\frac{.\dot{૬}+.\dot{૨}\dot{૭}-.\dot{૪}}{૨\frac{૨}{૯} \text{ ના } ૨.\dot{૫}\dot{૪}}$ની, અને $\frac{૩\frac{૧}{૪}+૨\frac{૧}{૩}}{૩\frac{૧}{૪}-૨\frac{૧}{૩}}$ ની કીમત કહાડો.

(૧૫) $\frac{૧\frac{૧}{૨}}{\sqrt{૫}}$ અને $\frac{૧\frac{૧}{૨}}{\sqrt[૩]{૫}}$ ની કીમત શી?

(૧૬) ૫ અને ૬ ની વચ્ચે ઘડીઆળમાં બંને કાંટા ઉપરા ઉપરી આવ્યા છે તે વખંત કેટલા વાગ્યા હશે વારૂ?

(૧૭) **અ**, **બ**, **ક** અનુક્રમે ૧૫, ૨૦, ૩૦ મૈલ રોજ ચાલે છે, **અ**ના નિકળ્યા પછી ૨દિવસે **બ** નિકળ્યો, હવે **બ**ને **ક** બંને **અ** ને એકજ વખતે પકડી પાડે માટે **બ**ની પછી **ક** એ ક્યારે નિકળવું?

(૧૮) એક માણસની ઉમર તેની સ્ત્રી કરતાં બમણી છે, ને છોકરાથી ત્રમણી છે.અને છોકરો જ્યારે સાંપડ્યો ત્યારે તે સ્ત્રી ૧૫ વરસની હતી તો દરેકની ઉમર કેટલી?

(૧૯) ૩ આ. ૬ પા. એ ૮ આ. ૯ પા.નો કેટલામો દશાંશ છે? અને ૬ રૂ. ૯ આ. નો એટલોજ દશાંશ કઈ રકમ થશે?

(૨૦) $(૧\frac{૧}{૨}-\sqrt{\frac{૪}{૯}})\div\sqrt{\frac{૨૧૬}{૭}}$ ની કીમત શી?

(૨૧) **બ** ના પૈસાનાં $\frac{૩}{૫}$ જેટલા અને **ક** ના પૈસાના $\frac{૨}{૧૧}$ જેટલા પૈસા **અ** ના પાસે છે. તો દરેકે પાસે ઓછામાં ઓછા પૂર્ણાંક કેટલા રૂપીઆ હશે?

(૨૨) $\frac{\sqrt[૩]{૫.૧૨}+\sqrt[૩]{.૦૩૩૭૫}}{\sqrt[૩]{૮૦}-\sqrt[૩]{.૦૧}}$ ને સાદા દશાંશનું રૂપ આપો.

(૨૩) ૨૩ના એવા બે ભાગ કરો કે એક બીજા કરતાં સેંકડે સાત વધારે થાય?

(૨૪) એક ઘન ફુટ સાગના લાકડાની કીમત રૂ.-૨-૦ બેસેછે તો ૧૪ ઇંચ પહોળા, એક ઇંચ જાડા એવા ૧ ફુટ લાંબા પાટીઆનું શું આપવું?

(૨૫) જો $૧\frac{૩}{૪}$ રતલ ચાના $\frac{૪}{૭}$ ની કીમત એક રૂપીઆના

૨$\frac{૪}{૯}$ ના $\frac{૯}{૧૬}$ પડે છે. તો ૧૦ રૂપીઆની કેટલી ચા આવશે?

(૨૬) સેંકડે ૪$\frac{૧}{૨}$ ટકાને બ્યાજે ૧૦૭૫ રૂ.નું બે વરસે ચક્રવૃદ્ધિ બ્યાજ શું થશે?

(૨૭) સેકડે ૧૨ ટકા લેખે ૫૦૦ રૂ. ની હુંડી ૧લી મેથી ૭ મહિને પાકવાની છે. તો તેનાં નાણાં ૨૪મી જુનને રોજ કેટલાં લેવાં?

(૨૮) સેકડે ૫$\frac{૧}{૨}$ ટકા વટાવ કાપીને ૨૨૭૨.ના રોકડા રૂપીઆ કેટલા મળશે?

(૨૯) $\dfrac{૫\frac{૧}{૬}+\frac{૩}{૧૪}-\frac{૩}{૮}}{\frac{૪}{૯}\text{ના}\frac{૪}{૧૬}}$ ને સાદામાં સાદું રૂપ આપો.

(૩૦) ૮૦૬૭૭૫૬૮૧૬૧નું ઘનમૂળ કહાડો.

(૩૧) અમદાવાદ ને સુરત વચ્ચે ૧૧૯ મૈલનું અંતર છે અમદાવાદથી એક ત્રેન સવારના નવ વાગે ને બીજી ત્રીજા ક્લાસની ત્રેન સવારના ૮ વાગે નિકળે છે. તેઓ ૪૨, ૨૪ મૈલ અનુક્રમે એક અવરમાં જાય છે. હવે જે બારખાનાની ત્રેન સુરતથી નિકળે છે તે કએ વખતે નિકળે કે તે પેલી અમદાવાદ વાળી જે વખત ત્રીજા ક્લાસ વાળીને પકડી પાડે તેજ વખતે તેને આવી મળે? બારખાનાની ત્રેન એક અવરમાં ૨૧ મૈલ દોડે છે.

(૩૨) એકેક ફુટ લંબાઈની બે સીધી લાકડીને પાસે પાસે એવી રીતે મુકી છે કે તેમના છેડા એક બીજાને અડી રહે. એક લાકડીના સરખા ૧૧ ને બીજીના બાર ભાગ કરેલા છે. તો પહેલી લાકડીના ત્રણ ભાગ ને બીજી લાકડીના ત્રણ ભાગ એ બેની વચેનું અંતર ૧ ઈંચનો કયો અપૂર્ણાંક છે?

(૩૩) ૩૭-૯-૦એ વાર લુગડું ખરીદ્યું. તેનો $\frac{૩}{૪}$ ૩૭-૧૦-૪ ને ભાવે, ને બાકીનું ૩૮)ને ભાવે વેચતાં સેંકડે શો નફો મળ્યો?

(૩૪) એક કારખાના વાળો ૫૦૦૦૦ રૂ.ની મુડીથી જાત મહેનતે કામ કરેછે, તો તેથી તેને સેકડે ૧૦ ટકા નફો મળે છે. પરંતુ તેમ ન કરતાં તેણે ૧૦૦૦૦રૂ.નો એક સાંચો આણ્યો; તેથી તેના બાકી રહેલાં નાણાં ઉપર સેકડે ૨૦ ટકા નફો થવા

લાગ્યો.એ સાંચો પાંચવરસ ચાલ્યો.તો સાંચો કામે લગાડ્યાથી તેની મૂળની ઉપજ સેકડે શો નફો કે ખોટ ગઈ?

(૩૫) એક ઘોડો લીલામમાં ૨૫૪ રૂ. માટે વેચ્યો.લીલામ કરનાર સેકડે ૮ ટકા લેછે, તો માલીકને ખરેખરૂં શું ઉપજ્યું?

(૩૬) ·૭ અને તેના વર્ગમૂળની બાદબાકી કેટલી?

(૩૭) ૪૦૦રૂ. અ,બ,ક વચે વેહેચી આપવા.એવીરીતે કે કના, કરતાં બને ૩૦,ને અને ૭૦ વધારે મળે.

(૩૮) સેકડે ૫ પૌંડને બાજે ૭૪૫ પૌંડનું ૩વરસનું સાદું ને ચક્રવૃદ્ધિ બાજ શું થશે?

(૩૯) $\frac{૧}{\sqrt{૨}}+\frac{૨}{\sqrt[૩]{૮}}-\frac{૧}{૨}$ નાને, સાદા રૂપમાં લાવો.

(૪૦) સેકડે ૪ટકાને બાજે૬મહીના પછી જે રકમ૭૦૦૦રૂ. થાય છે; તેનું હાલ શું મળે?

(૪૧) લંડનમાં ૧રૂ. બદલ ૨શિ. ૧પે. મળી શકેતો ૧૦૦રૂ. ની હુંડીનું ત્યાં શું ઉપજશે? અને ૨૯૭ પૌં.૧૦શિ.મેળવવાને કેટલાની હુંડી જોઇએ?

(૪૨) અને બ ા મળીને ૯૮૦૦૦ રૂ. છે, અએ પોતાના ભાગના $\frac{૧}{૬}$, અને બએ $\frac{૧}{૫}$ વેપારમાં રોક્યા. પછી બંને પાસે સરખી રકમ રહી; તો દરેકનો ભાગ કેટલા રૂપીઆનો?

(૪૩) ૧૦ ઘેટાને૨ગાયની કીમત ૯ઘેટાને૭ગાયનાજેટલીજ થેઠી. જો દર ગાયની કીમત ૨૧રૂ. હોય તો દર ઘેટાની કીમત કેટલી હશે?

(૪૪) ૨૫.૧૧ઈં. પોહોળો એવો એક ગાલીચો જે ચોરસ ઓરડાની એક બાજુ ૧૯ ફુટ ૭ઈંચ છે તેમાં પાથરવાને, કેટલો લાંબો જોઇએ?

(૪૫) સેકડે ૬$\frac{૧}{૨}$ટકાને બાજે તા.૧લી જુનથી૨૫મી સપ્ટેમ્બરસુધીનું ૨૮૬૦રૂ.નું સાદું બાજ કેટલું થશે?

(૪૬) અ,બ, ને કનું એક સહીઆરૂં વહાણ છે. કના ભાગની કીમત૪૦૦૦ રૂ.છે.બના ભાગના$\frac{૧}{૨}$ બરાબર અનો ભાગ,અને એ બંનેના ભાગનો સરવાળો વહાણની કૂલકીમતના

$\frac{૬}{૮}$ની બરાબરછે.તો અનેબનો ભાગ કેટલા રૂપીઆનો હશે?

(૪૭) કોઈ પરદેશી લંડન ગયો,તેની પાસે ૬૦ડાલરને૧૦૦રૂ. હતા,તે વટાવી તેને પૌ. શિ. પે. કરવાછે. ડાલરની કીમત તે વખતે ૩શિ. ૧૧$\frac{૭}{૮}$પે. અને રૂપીઆની ૨ શિ.$\frac{૧}{૨}$પે. હતી; તો તેને કેટલા પૌ. શિ. પે. આવશે?

(૪૮) એક ટાંકીને ચારનળછે.તે જો ખાલીહોયતો અનુક્રમે ૩,૪,૫,૬, અવરમાં ભરી કહાડેછે. અને બીજા બે નળછે તે જો ભરેલી ખાલી કરવી હોયતો ૨$\frac{૧}{૨}$ને ૨$\frac{૨}{૩}$ અવરમાં અનુક્રમે ખાલી કરી શકેછે. ધારો કે ટાંકી ખાલી છે ને બધા નળ સાથે છુટા મુક્યા, તો તેને ભરતાં કેટલી મુદત લાગશે?

(૪૯) $\frac{૪.૫\times૨.\dot{૩}}{૫.૩૪૧\dot{૩}}\times૨\frac{૫૩}{૮૩૫}$ ને ,સાદા રૂપમાં લાવો?

(૫૦) કેટલા રૂપીઆને કેટલે વ્યાજે મુકીએતો, સાદેવ્યાજે ૮મહિનામાં ૨૯૭૮ રૂ., અને ૧૫ મહિનામાં ૩૩૬૦રૂ. થાય?

(૫૧) અ એક કામ ૯દિવસમાં કરેછે, નેબતેના અર્ધ વખતમાં કરેછે; તો બંને સાથે કરે તો કેટલી મૂદતે કરી રહે?

(૫૨) બથી અની ઉમર ત્રણ ગણીછે. ૧૦વરસ પહેલાં તેની ઉમર૧૦ગણી હતી. ત્યારે હમણાં દરેકની ઉમર કેટલી?

(૫૩) જથાબંધ ચોપડીઓ રાખનારને છુટક કરતાં સેકડે પચીસ ટકા ઓછા બેસેછે, અને એક ડઝનમાં ૧૩ગણવામાં આવેછે. તો તેને સેકડે કેટલો લાભ થશે?

(૫૪) ૧ યાર્ડના $\frac{૨}{૩}$, એક ફુટના $\frac{૩}{૪}$, ને એક મૈલના$\frac{૩}{૮}$ નો સરવાળો કરો?

(૫૫) ૩$\frac{૧}{૨}$ટકાને વ્યાજે ૨૮૪૫રૂ.નું ૨વરસ, ૨મહિનાને ૨૫ દિવસનું સાદું વ્યાજ કેટલું થશે?

(૫૬) એક દુકાનદાર પોતાની વસ્તુઓની પોતે ઠરાવેલી કીમતમાંથી સેકડે ૧૦ટકા લએ રોકડેથી લેનાર પાસેથી ઓછા લેછે. અને તેમ કરતાં તેને સેકડે ૧૨$\frac{૧}{૨}$ ટકા મળેછે. ત્યારે જે વસ્તુના તેને ૧૦૦રૂ. આપ્યા, તેની પોતે ઠરાવેલી કીમતશી?

(૫૭) પહેલાં કેટલીક મુદતપર હતા,તેકરતા હાલ કોયલાનો ભાવ સેકડે ૨૫ ટકા વધારે છે. અને હજી ૨૦ ટકા વધારે

ભાવ ચડવાનો છે. અને તેથી તેની કીમત એક ટનને માટે ૧૫ રૂપીઆ પડે છે, તો પ્રથમ તેની કીમત કેટલી હશે?

(૫૮) ૩ ટકાના વ્યાજની નોટ શા ભાવે વેચાએ કે ૯૨ પૌંડ ૧ શી. ૪પે. ઇન્કમટાક્સના વેરામાં ભરતાં છતાં પણ તેથી ૪ ટકા વ્યાજ આવે?

(૫૯) એક સોવરનની કીમત ૨૫$\frac{1}{8}$ ફ્રાન્ક અને ૧૦$\frac{3}{16}$ રૂપીઆ છે. તો સોવરનની કયી નાનામાં નાની સંખ્યાથી ફ્રાન્કને રૂપીઆના પૂર્ણાંક આંકડા આવશે? અને રૂપીઆની નાનામાં નાની કયી સંખ્યાથી સોવરન ને ફ્રાન્કનાં પૂર્ણાંક આંકડા આવશે?

(૬૦) ૨૪ માણસ રોજ ૧૦ કલાક પ્રમાણે કામ કરે, તો ૧૩ દિવસમાં ૬૦૦ વારની એક ભીંત ચણી શકે. ત્યારે ૮૦૦ વારની ભીંત ચણવી હોય તો ૩૯ માણસને રોજ ૮ કલાક કામ કરતાં કેટલા દિવસ લાગશે?

(૬૧) ·૦૧૩૮, ·૪૧૬, ·૭૧, અને ·૦૨૭ બરાબર કયાં વ્યવહારી અપૂર્ણાંક છે?

(૬૨) સેકડે ૪ટકા પ્રમાણે ૫ મહીને ૭૫૦૦રૂપીઆદેવાથાય. તો હાલ વાસ્તવિક અને વેપારીની રીત પ્રમાણે મુદતનુંશુંકાપવું.

(૬૩) ૪વરસને ૨૯૨ દિવસમાં સાદે વ્યાજે ૬૨૫ રૂપીઆના ૭૨૦ રૂપીઆ થયા. ત્યારે તેનું સેકડે કેટલું વ્યાજ હશે?

(૬૪) ૧૦૦૦૦ રૂ.૫ વરસનું ચક્રવૃદ્ધિવ્યાજ સેકડે ૫ ટકા લેખે કહાડો?

(૬૫) ઘડીઆળના કાંટા સામસામે છે. અને કલાક કાંટો ૧૨ ને ૧ની વચ્ચે છે, ત્યારે કેટલા વાગ્યા હશે?

(૬૬) સાદા વ્યાજે ગણતાં ૧૯ વરસમાં કાંઈ રકમ બમણી કરવાને સેકડે શા ભાવે રૂપીઆ વ્યાજે મુકવા?

(૬૭) $\dfrac{\frac{2}{3}+\frac{3}{2}\text{ના}\frac{5}{6}}{\frac{2\frac{1}{3}+}{9}\;\frac{2\frac{1}{5}}{5\frac{1}{8}}}\times\dfrac{94\frac{2}{9}}{180\frac{3}{5}}$ નું સાદું રૂપ શું?

(૬૮) કેટલાંક માણસો ૬૩ દિવસમાંએકકામ કરી રહેછે.જો ૧૨ માણસ વધારે હોય તો તે કામ ૪૭ દિવસમાં થઈ શકે.

ત્યારે મૂળ માણસો કેટલાં હશે?

(૬૯) અ, બ, ક ત્રણ જણનું સહીઆરૂં કારખાનું છે. તેમાં અના ૬૦૦૦રૂ.૯ માસ લગી, બના ૮૦૦૦રૂ.૬ મહિના લગી ને કના ૫૦૦૦રૂ. ૧૨ મહિના લગી રહ્યા. અને પોતાના ભાગનો નફો રૂ.૧૦૮૦નો થયો. તો એકંદર નફો કેટલો થયો હશે?

(૭૦) ૧૬ પાનાનું ૧ એવા ૪ ચોપાન્યાંનું છપામણ રૂ૧૦૭-૧૨—૦ પડેછે, તો ૧૨ પાનાનું એક એવાં ૬ ચોપાન્યા છપાવતાં કેટલું ખરચ થશે?

(૭૧) .૧૨૫ મૈલ રેલવેનું ખરચ ૫૪૦૦૦ થયું, તો એક ફુટની શી કીમત?

(૭૨) જો ૧૩ માણસોની મજુરી ૭$\frac{૧}{૩}$ દિવસમાં રૂ. ૧૩$\frac{૧}{૪}$ થાય છે, તો ૨૦ માણસોના ૧૭$\frac{૧}{૩}$ દિવસની એજ હિસાબે કેટલી થશે?

(૭૩) .૩૯, .૫૨૪, ને .૪૧૭ નો સરવાળો વ્યવહારી અપૂર્ણાંકમાં લાવો.

(૭૪) એક બગીના પાછલા પૈડાનો ઘેર ૩.૩ યાર્ડછે, અને આગલાનો ૨.૭ યાર્ડછે. પાછલા પૈડાં પોતાના ઘેરાવાના ૨.૪૩ વખત ફરે, તેટલીવારમાં આગલાં પૈડાં કેટલી વાર ફરશે?

(૭૫) $\frac{૪}{૧૧}$ નું વર્ગમૂળ કહાડો.

(૭૬) $\frac{૭}{૮}$ ને $\frac{૩}{૪}$ના વર્ગોનો સરવાળો લો, ને જે આવે તેને ૨ ના વર્ગમૂળે ભાગો.

(૭૭) એક રકમના $\frac{૪}{૧૩}$ અએ લીધા, ને જે રહ્યું તેના $\frac{૧૧}{૧૮}$ બએ, અને તેથી જે બાકી રહ્યું તે ક એ લીધું. તો ક નો ભાગ અ કરતાં ૧૦રૂપીઆ ઓછો આવ્યો, તો દરેકને શું મળ્યું?

(૭૮) કયી સંખ્યાને તે સંખ્યાએજ ગુણવાથી ૨૭$\frac{૫}{૧૧}$ આવશે?

(૭૯) ૬૦૦૦૦ રૂ.નું ૧$\frac{૧}{૨}$ વરસે ૯ ટકા લેખે ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું થશે? છ છ મહિને વ્યાજ ચુકવવાનું છે.

(૮૦) અ ૨$\frac{૧}{૩}$ દિવસમાં એક ખેતરના $\frac{૪}{૫}$ની કાપણી કરી શકે છે, ને બ ૪$\frac{૧}{૨}$ દિવસમાં તે ખેતરના $\frac{૩}{૫}$ની કરી શકેછે, તો બંને

મળીને બધું ખેતર કેટલે દિવસે કાપી રહેશે?

(૯૧) $\frac{\frac{૨}{૩}+\frac{૩}{૪}}{૪\frac{૫}{૭}-૩\frac{૨}{૯}}$ અને $\frac{.૧+.૦૨}{.૦૪}$ ને સાદા રૂપમાં આણો?

(૯૨) એક ચોરસ ખેતરની એક બાજુ ૧૨૦ યાર્ડની છે. તો એ ખેતર કરતાં જે ચોરસ ખેતર ૯ ગણું મોટું છે, તેની એક બાજુ કેવડી હશે?

(૯૩) એક રબારીએ ૧૫ શિ.એ એક ગાય વેચી. તેથી તેને જેટલી કીમત બેઠી હતી તેનું અર્ધ નફો રહ્યો. તો તેણે ગાયનું શું આપ્યું હશે?

(૯૪) વડોદરાને સુરત વચે ધારો કે ૮૦ મૈલનું અંતર છે.. એક ત્રેન વડોદરેથી નિકળી, તેજ વખતે બીજી સુરતથી ઉપડી વડોદરાવાળી એક અવરમાં ૧૦ મૈલ વધારે ચાલે છે. તેઓ એક ઠેકાણે મળી, અને પછી પાછા આવતાં એકજ વખતે નિકળી. તે પ્રથમ મળી હતી તે કરતાં ૩૦ મૈલ વડોદરા ભણી નજીકમાં ભેગી થઈ. ત્યારે તે સ્થળ વડોદરાથી કેટલું વેગળું હશે? અને દરેક ત્રેન એક અવરમાં કેટલું ચાલતી હશે?

(૯૫) **અ**, **બ**, **ક**, ને **ડ** નો સહીઆરો વેપાર છે. **અ**ના ભાગના $\frac{૧}{૩}$ તે **બ**ના ભાગના $\frac{૧}{૪}$ ની, **ક** ના ભાગના $\frac{૩}{૪}$ ની, ને **ડ** ના $\frac{૫}{૯}$ ની બરોબર છે. અને **અ**નો ભાગ **બ** ના ભાગથી રૂ૨૫૦ ઓછો છે. ત્યારે દરેકનો ભાગ કેટલાનો હશે?

(૯૬) ૨૫૦રૂ. ૨૯૨ દિવસ લગી વ્યાજે મુક્યા. તેમાંથી ૧૪૦ રૂ. વ્યાજ મળ્યું. તો વ્યાજનો દર શો?

(૯૭) રૂ૩૦૦ નો કેટલોક માલ ખરીદ્યો, તેમાંથી અરધો સેકડે ૧૦ ટકા મળે એ રીતે વેચ્યો. ત્યારે બધા ઉપર સેકડે ૨૦ ટકા મેળવવાને બાકીનો કેટલે વેચવો?

(૯૮) રૂ૨૫૦૦નો માલ ખરીદ્યો. તેમાંથી ૩ મહીના આખરે, તે માલના $\frac{૧}{૫}$, રૂ૫૨૦ એ વેચ્યો; બાકી રહ્યો તેનો $\frac{૧}{૪}$ ચાર મહિનાની આખરે રૂ૫૫૦ એ વેચ્યો; તેથી બાકી રહ્યો તેનો $\frac{૧}{૩}$ ૭ મહિનાની અંતે રૂ૫૭૫ એ વેચ્યો અને તેથી

બાકી રહ્યો તેને $\frac{૧}{૨}$ ૯મહિનાની આખરે રૂ૬૦૦ માટે વેચ્યો, અને ૧૨ મહિનાની આખરે બાકીનો બધો રૂ૯૨૦એ વેચ્યો હવે પહેલા ચાર વેચાણથી જે નાણાં આવ્યાં તેમનું દોકડા લએ વ્યાજ ગણતાં બધો માલ વેચાઈ રહ્યો ત્યારે દર સેકડે શો નફો પડ્યો?

(૮૯) અ ને બ મળીને એક હોડી ૧૮ દિવસમાં તૈયાર કરે અને કની મદદ હોય તો ૧૧ દિવસમાં થાય. ત્યારે ક એકલાને તે કરતાં કેટલા દિવસ લાગશે?

(૯૦) સને ૧૮૦૧ થી તે ૧૮૧૧ સુધીમાં એક શેહેરની વસ્તી સેકડે ૨૪$\frac{૩}{૪}$ વધી, અને છેલા વરસમાં ત્યાં ૧૦૨૯૮૭ માણસની વસ્તી હતી; તો ૧૮૦૭ની સાલમાં વસ્તી કેટલી હશે?

(૯૧) માર્ચની ૫ મીએ ૧૩૦૬ રૂ. મે કરજે કહાડ્યા, અને ૧૮મી અકટોબરે વ્યાજ સુધાં મે રૂ૧૩૨૫-૪-૦ આપ્યા તો મે દર વરસે દર સેકડે કેટલે વ્યાજે એ રૂપીઆ આણેલા?

(૯૨) $\frac{.૫૩૪\times.૪૬૫૮}{.૦૧૩૮}-૧\frac{૧}{૩}$ ને સાદા રૂપમાં લાવો.

(૯૩) બે માણસનું કેટલુંક ભેગુ ભંડોળ છે. અને પોતાના ભાગના $\frac{૧}{૩}$ ને $\frac{૩}{૪}$ અનુક્રમે તેઓએ વ્યાજે મુક્યા અને પહેલા પાસે જે બાકી રહ્યું હતું તેનો $\frac{૧}{૨}$ તે બીજા પાસે જે હતું તેના $\frac{૧}{૩}$ ની બરોબરછે અને બંને પાસે જે રહ્યું હતું તેની બાદબાકી રૂ૯૦ છે તો દરેકનું ભંડોળ કેટલું?

(૯૪) $\frac{૧}{\sqrt[૩]{૧૧}}$ અને $\frac{\sqrt[૩]{૭}}{\sqrt{૯}}$ ની કીમત ખોળી કહાડો.

(૯૫) એક લાકડાના $\frac{૧}{૫}$ ની કીમત રૂ$\frac{૨}{૩}$ છે, અને તેના $\frac{૩}{૭}$ ની કીમત એક પાટીઆની $\frac{૧}{૧૪}$ ની બરાબર થાયછે તો ૧૦૦ પાટીઆનું મૂલ શું?

(૯૬) કેટલા રૂપીઆને ૧૦ આનાની તેરીખે સાદા વ્યાજે મુકવાથી રૂ૧૨૫૬-૧૦-૮ થાય?

(૯૭) ૬ટકાને વ્યાજે ચક્રવૃદ્ધિ વ્યાજ પ્રમાણે ગણતાં વરસે

૫૧૦૦નું વર્ષાશનછે તેને ત્રણ વરસે કેટલા રૂપીઆ મળશે?

(૯૮) એક દારૂ વેચનારે ૮ રૂપીએ ડઝન (બાર) દારૂના સીસા ખરીદ્યા તે કેટલી કીમતે ડઝન વેચે કે તેને રૂ૧૦૦૦ ના વેચવાથી જેટલો નફો રહે, તેટલા રૂપીઆ દશ ડઝન વેચવામાં પેદા થાય. (વેચાણ નફા સાથે.)

(૯૯) ૮સિપાઈ ને ૬ ખારવા મળીને ૨૪૦ઘનફુટ જમીન ૫ દિવસમાં ખોદી રહે. અને ૧૨ ખારવાને ૧૨ સિપાઇઓ ૫૮૮ ઘનફીટ જમાન ૭ દિવસમાં ખોદી રહે. જો૩૦ ખારવાને સિપાઇઓ મળીને ૧૧૮૮ ઘનફીટ જમીન ૧૧ દિવસમાં ખોદી રહ્યા તો તેમાં સિપાઈ કેટલા હશે?

(૧૦૦) ૧૦ વરસલગી વરસે રૂ૧૦૦ પેનશન મળવાનું તેની હાલ કીમત કેટલી કહેવાય? સાદે વ્યાજે ૫ ટકા લેખે વ્યાજ.

(૧૦૧) ૯ ઘોડાને ૭ ગાયની કીમત ૬ ઘોડાને ૧૩ ગાયની બરોબર છે, અને એક ગાયની કીમતના $\frac{5}{8}$ તે એક ઘોડાની કીમત $\frac{1}{12}$ થી રૂ૮૦ વધારેછે. તો દરેકની કીમત શી?

(૧૦૨) કોઈ માણસને ૧લી મેએ રૂ૧૦૦૦ દેવા થવાનાછે. તો તેણે રૂ૭૫૦ કઈ તારીખે આપવા કે જેથી બાકીના રૂ૨૫૦ અક્ટોબરની ૧ લી તારીખ લગી રાખી શકે?

(૧૦૩) અ, બ ને ક જુદા જુદા એક કામ કરે તો અનુક્રમે ૪, ૬, ૧૦, દિવસમાં કરી રહે. તે દરેક અનુક્રમે ૧, ૨ ને ૩ દિવસ લગી કર્યું; તો બાકીનું પુરૂં કરવાને બધાંને કેટલા દિવસ લાગશે?

(૧૦૪) ૩ ટકા વ્યાજની ૯૦$\frac{3}{4}$ ના ભાવની પૌં.૧૮૧૫૦ ની લોનોનો ભાવ ૯૧ થઈ ગયો ત્યારે તેણે તે લોનો બદલે ૩॥ ટકા વ્યાજની ૯૭॥ના ભાવની લોનો લીધી તો એથી એની વાર્ષિક આવકમાં શો ફેરફાર થયો?

(૧૦૫) અની ઉમર ૫૦ની ને તેના છોકરાની ૨ વરસનીછે તો છોકરાની ઉમર ચોગણાંઈ બરાબર અની ઉમર ક્યારે થશે?

(૧૦૬) એક વોહોરાએ ૯૦જોડ પગનાંને હાથનાં ઉંચાં મોજાં ૧૨૫રૂ. એ વેચ્યાં. પગનાં મોજાંની જોડ રૂ૧॥ અને હાથનાં ૧॥ રૂ.એ વેચ્યાં તો દરેક જાતનાંની સંખ્યા કેટલી?

(૧૦૭) તોપની ધાતુમાં ૧ ભાગ કલાઈ અને ૯ભાગ ત્રાંબું છે, અને ઘંટની ધાતુમાં ૧૦.૧ ભાગ કલાઈ, ૫.૬ જસત, ૪.૩ સીસું, અને ૮૦ ભાગ ત્રાંબું છે. ત્યારે તોપની ધાતુના ૨૪ ટનમાં જસત ને સીસું કેટલું મેળવવું કે તેથી ઘંટની ધાતુ બને?

(૧૦૮) અ ને બ મળીને એક કામ ૧॥ દિવસમાં કરી રહેછે અ ને ક તેજ કામ ૨ દિવસમાં, અને બ ને ક ૩ દિવસમાં કરી રહેછે ત્યારે જો ૧૨ આના એ કામને માટે આપ્યા તો દરેક માણસને રોજની મજુરી શી મળી?

(૧૦૯) એક કામ ૪૫ દિવસમાં ૩૫ માણસો કરી શકે, અને દર પંદર દિવસે તે માણસોમાંના ૭ જણ જતા રહેછે તો એ કામ કરવાને કેટલી મુદત લાગશે?

(૧૧૦) તરત મુદ્દતે હુંડી વટાવતાં એક રૂપીઆના ૨ શી. લંડનમાં ઉપજે. ને ૬ મહિના પછીના ૨ શી. ૨ પે. ઉપજે તો આ બીજી રીતે દર વરસે દર સેકડે શું બ્યાજ પડ્યું?

(૧૧૧) કના કરતાં અ ૧૫ વરસે નાનો છે, અને તે બથી ૬ વરસે મોટોછે. ૧૨ વરસ અગાઉ બ ના ઉમરથી તેની ઉમર બમણી હતી. ત્યારે તે દરેકની ઉમર કેટલી?

(૧૧૨) અ બ ક ડ એ ચારજણે ૨૫૦) આપવા કરી એક ચરો રાખ્યો. તેમાં અના ૭ ઢોર, બના ૮, કના ૯, ને ડના ૧૦ચરેછે તો દરેકજણે પોતાના ભાગ બદલ શું આપવું?

(૧૧૩) $\frac{૧}{૩}$×(રૂ.૨$\frac{૧}{૨}$+૪$\frac{૧}{૪}$આ.) અને $\frac{૧}{૨}$×(રૂ. ૧.$\dot{૩}$+૪.$\dot{૦}\dot{૬}$આ.) નો સરવાળો કરો.

(૧૧૪) એક કામના $\frac{૫}{૬}$ કરતાં બને જેટલો વખત લાગે તેટલાજ વખતના $\frac{૨}{૩}$ માં અ તે કામનો $\frac{૧}{૪}$ કરી શકે છે અને કને તે કામથી દોઢું એક બીજું કામ કરતાં જેટલો વખત લાગે તે વખતના $\frac{૧}{૨}$ માં બ પેહેલા કામના $\frac{૭}{૮}$ કરી શકે છે. હવે જો ક પેહેલું કામ ૬ અવરમાં કરે તો તે કામ બ તથા અ મળીને કેટલા વખતમાં કરી શકશે?

(૧૧૫) સવારના છ વાગે એક માણસ અમદાવાદથી નિકળ્યો ને કલાકે ૧$\frac{૩}{૪}$ ગાઉ ચાલે છે. વળી ત્રણ કલાક પછી બીજો

માણસ તેજ જગ્યાએથી નિકળ્યો તે કલાકે ૨$\frac{૧}{૨}$ ગાઉ ચાલે છે. ત્યારે એ બીજો માણસ પેહેલાને ક્યારે અને કેટલા ગાઉ ગયા પછી પકડશે?

(૧૧૬) સવારના ૮ વાગે એક માણસ અમદાવાદથી વડોદરે જવા નિકળ્યો, વળી બે કલાક પછી તેજ જગાએથી તેને પકડવાને બીજો માણસ નિકળ્યો. પહેલો માણસ ૧ મિનિટમાં ૮૦ ડગલાં ચાલેછે, અને બીજો ૯૦ ચાલે છે. પહેલાનું એક ડગલું ૨$\frac{૧}{૨}$ ફુટ છે, અને બીજાનું ૨$\frac{૩}{૪}$ ફુટ છે. ત્યારે તે બીજો માણસ પહેલાને ક્યારે અને કેટલે અંતરે પકડશે?

(૧૧૭) અમદાવાદ અને સુરતની વચ્ચે ૧૫૦ મૈલનું અંતર છે. અ સવારના ૭ વાગે અમદાવાદથી સુરત જવાસારૂ નિકળ્યો તે દર કલાકે ૩$\frac{૩}{૪}$ મૈલ ચાલે છે; અને તેજ દિવસે સવારના ૯ વાગે બ સુરતથી અમદાવાદ આવવા નિકળ્યો, તે કલાકે ૪$\frac{૧}{૨}$ મૈલ ચાલેછે. ત્યારે તે બે એકઠા થશે ત્યાં સુધી દરેકને કેટકેટલું ચાલવું પડશે?

(૧૧૮) એક શેહેરનો ઘેરાવો ૨૯ ગાઉ છે, તેની પ્રદક્ષિણા કરવાને ૩ માણસો એકજ વખતે એક ઠેકાણેથી નિકળ્યા. તેમાં પહેલો એક કલાકમાં ૩, બીજો ૫ અને ૩જો ૭ ગાઉ ચાલે છે. ત્યારે તે બધા ફરીને ક્યારે એકઠા થશે?

(૧૧૯) અ, બ, ક, ડ એ ચાર માણસો એકજ વખતે અને એકજ જગાએથી નગર પ્રદક્ષિણા કરવા નિકળ્યા. તેમાં અ ૫ દિવસને ૨૦ કલાકે, બ ૭ દિવસ ૧૪ કલાકે ક ૧૦ દિવસ ૨૦ કલાકે અને ડ ૧૮ દિવસ ૨૩ કલાકે એક એક પ્રદક્ષિણા પૂરી કરેછે, ત્યારે દરેક કેટલી પ્રદક્ષિણા કરેતો બધા ફરીને તેજ ઠેકાણે એકઠા થાય?

(૧૨૦) એક ઘડીઆળને ત્રણ કાંટા છે ૧લો ૧ દિવસમાં ફરી રહેછે, બીજો ૩૦ દિવસમાં ફરી રહે છે, અને ત્રીજો ૩૬૫ દિવસમાં ફરી રહે છે. એ ત્રણે એકઠાછે, તો ફરીને એકઠા થાય ત્યાં સુધીમાં કેટલો વખત જોઇએ?

(૧૨૧) એક માણસે પોતાના મોટા છોકરાને પોતાની પુંજીના $\frac{૪૪}{૯૭}$ આપ્યા, બીજાને $\frac{૩૫}{૯૭}$, અને ત્રીજાને બાકી રહ્યું તે સૌ

આપ્યું. પહેલાને બીજાના ભાગમાં તપાસી જોતાં રૂ૫૦૦૦નો તફાવત માલમ પડ્યો ત્યારે દરેકને શું મળ્યું હશે?

(૧૨૨) એક માણસે પુછ્યું કે કેટલા વાગ્યા ત્યારે બીજાએ જવાબ દીધો કે બાર ઉપર જેટલા વાગ્યાછે તે હવે પછી મધરાત થવામાં જેટલા બાકીછે તેનાᶟ⁄₄છે તોતે વખત કેટલાવાગેલા?

(૧૨૩) એક સહીઆરા વેપારમાં અ ને ૧૬૦૦ રૂપીઆ અને બ ને ૧૩૦૦ રૂપીઆ નફો મળ્યો; અને અ ની મુડી બના કરતાં ૧૭૫૦ રૂપીઆ વધારે હતી ત્યારે દરેકની મુડી કેટકેટલી હશે?

(૧૨૪) અ ૬ મહિનામાં ૧૨૦રૂ. બ ૫ મહિનામાં૧૫૦ રૂ. અને ક ૯ મહિનામાં ૨૭૦રૂ. કમાયો.તો બધાની મળીને પુંજી કેટલી? કનો ભાગ ૪૦૦રૂ. હતો એમ માલમ પડેછે.

(૧૨૫) અ ને બ વચ્ચે ૧ ૫ રૂ. બ ને ક વચ્ચે ૧૨૬ રૂ. અને અ ને ક વચ્ચે રૂ૧૧૮-૪-૦મળ્યા ત્યારે દરેકને શું મળ્યું?

(૧૨૬) અ,બ, ને ક એક ખેતર ૧૨ દિવસમાં ખેડેછે; બ, ક, ને ડ ૧૪ દિવસમાં; ક, ડ, ને અ ૧૫ દિવસમાં અને ડ, અ ને બ ૧૮ દિવસમાં ખેડી રહેછે, ત્યારે બધા મળીને કેટલા દિ.માં અને એકેકજણ કેટલાદિવસમાંખેડીરહેશે?

(૧૨૭) એક લાકડું ૧૩૫હાથનું પડ્યું છે તેના સામસામના છેડાથી બે માણસે એક બીજાને પકડવાને એકજ વખતે દોડવા માંડ્યું. અ ૪ સેકંદમાં ૧૧ હાથ ને બ ૬ સેકંદમાં ૧૭ હાથ જાયછે. તો તેઓ ભેગા થાય ત્યાં સુધીમાં કેટલા આંટા ફરશે?

(૧૨૮) અ,બ ને ક એકજ જગાએથી અને એકજ દિશામાં એક બેટની આસપાસ ફરવા નિકળ્યા. બેટ ૭૩ મૈલ ઘેરાવાનો હતો અને અ રોજ ૬ મૈલ, બ ૧૦, ને ક ૧૬ મૈલ ચાલે છે; તો કેટલી મુદતે તેઓ મળશે?

(૧૨૯) એક માણસે પોતાની ટોપલીમાંનાં ફળ બબે, ત્રણ ત્રણ, ચાર ચાર, પાંચ પાંચ ને છછએ ગણવા માંડ્યાં ત્યારે દરેક વખતે એક એક વધ્યું, પણ જ્યારે સાત સાત ગણવા માંડ્યાં ત્યારે કાંઈ ન વધ્યું ત્યારે તે ફળ કેટલાં હશે?

(૧૩૦) ૩ પુરૂષ અથવા ૪ સ્ત્રીઓ એક કામ ૫૬દિવસમાં

કરે છે તો એક પુરૂષ ને એક સ્ત્રી મળીને કેટલા દિવસમાં તે કામ કરી રહેશે?

(૧૩૧) જો ૮ દાડેમ રૂ૦-૪-૪ વેચે તો સેકડે ૮$\frac{૧}{૩}$ નફો મળે ત્યારે રૂ૦-૧-૬ના ત્રણ લેખે વેચવાથી સેકડે શું મળશે?

(૧૩૨) **અ** ને **બ**. એ બે જણે રૂ૪૨૫માં એક બીડ રાખ્યું. તેમાં **અ**નાં ૨૪ ઘોડા ત્રણ દિવસ, ને **બ**નાં ૯૬ ઘેટાં પાંચ દિવસ ચરે, ત્યારે કોને કેટલા રૂપીઆ આપવા પડશે. ૪ ઘેટાં બરોબર એક ઘોડો ખાય છે.

(૧૩૩) એક નદીને આ પારથી પેલે પાર જતી વખતે ૧ કલાકે ૩$\frac{૧}{૨}$ મૈલ એક વહાણ ચાલે છે, ને આવતી વખતે ૧ કલાકે ૪ મૈલ ચાલે છે, ૫ કલાકમાં તે જઇને પાછું આવ્યું, ત્યારે તે નદીની પહોળાઈ કેટલી?

(૧૩૪) એક ખેતર ૪૦ ગજ લાંબું ને ૪૨ ગજ પોહોળું છે, તેને ફરતી તે ખેતરની બહાર વાડ કરવીછે. ૧ ગજ લાંબી ને ૧ ગજ પોહોળી વાડમાં ૪૮ થોર જોઇએ છીએ, અને ૯૦૦ થોરની કીમત ૨$\frac{૧}{૨}$ રૂપીઆ પડેછે, ત્યારે બધી વાડનું શું પડશે?

(૧૩૫) એક પેટી છે તે બે ગજ લાંબી ૨ ગજ પોહોળી ને ૨ ગજ ઉંચી છે તેની બહારની બધી બાજુએ મશરૂ જડવો છે તે ગજ પહોળાઇનો મળે છે ને ગજને માથે રૂ૨।। પડે છે તો મડતાં કેટલું ખરચ થશે?

(૧૩૬) એક હોજને ત્રણ નળછે, બે નળમાંથી પાણી આવેછે ને ત્રીજામાંથી જાયછે. આવવાના નળમાંથી એક નળ ઉઘાડો મુકીયે તો ૨૦ મિનિટમાં તે ભરાય છે. બીજો ઉઘાડો મુકીયે તો ૫૫ મિનિટમાં ભરાય છે. ત્રીજો નળ ઉઘાડો મુકીયે તો બધું પાણી ૨૫ મિનિટમાં ખાલી થઈ રહેછે. ત્યારે એ ત્રણે સાથે ઉઘાડા મુકીએ તો તે હોજ કેટલા મિનિટમાં ભરાશે?

(૧૩૭) એક ગોળ ખેતરના ફરતો ઘેરાવો ૫૩૬ યાર્ડ છે. હવે તે ખેતરની સામસામેની બાજુઓએ **અ**ને**બ** બે કાસદ ઉભા હતા તે બે જણે બરોબર વખતે ચાલવા માંડ્યું, **અ** એકમિનિટમાં ૧૧ યાર્ડ ને **બ** ૩ મિનિટમાં ૩૪ યાર્ડ ચાલેછે. ત્યારે ઉતાવળે ચાલનારની કેટલી પ્રદક્ષિણા થશેત્યારે ધીમાને પકડશે?

(૧૩૮) એક રૂપીઆનું પાંચશેર લેઇને છ શેર વેચ્યું તેમાં પાંચ રૂપીઆ ખોટ ગઈ ત્યારે વેપાર કેટલાનો.

(૧૩૯) એક મૈલ ઉંચા પર્વતના શિખર ઉપરથી એક તોપનો ગોળો ફોડ્યો તો એક સીધી લીટીમાં એ પર્વતની તળેટીથી ૩ મૈલ જઇને પડ્યો. ત્યારે એ ગોળો કેટલું ચાલ્યો. અને દરેક મિનિટે ૨૧૫ યાર્ડ વેગ ઓછો થાય અને ૬ મિનિટમાં પડે તો પહેલા તથા છેલા મિનિટમાં તેનો વેગ કેટલો?

(૧૪૦) ૨૦ રૂપીઆ અને ૧૧ શિલિંગનું ૩૮$\frac{1}{4}$ શેર રૂ આવે તો ૨ મણ ૧૦ શેર રૂ લેવાને ૧૭ શિલિંગ ઉપરાંત કેટલા રૂપીઆ આપવા પડે?

(૧૪૧) એક ખેતરમાં એક વરસે ૧૫૦ ખેડીયાં ઘઉં થયા, તે ૪૮રૂ. એ ખેડીયાને ભાવે વેચ્યાં બીજે વરસે ઘઉંનો દર ૩૬ રૂ. ખેડીયું થયો પણ તે વરસે પાક સારો થવાથી પહેલા વર્ષના જેટલીજ આવક થઈ. ત્યારે બીજેવરસે ઘઉં કેટલા પાક્યા હશે?

(૧૪૨) એક માણસને ગુજરાત રેલવે કંપનીમાં રૂ૧૦૦નો એક એવા ૫૦ શેર હતા. તે તેણે ૧૭૦રૂ.ને ભાવે વેચીને જે પૈસા ઉપજ્યા તેની ૩॥ ટકા વ્યાજની ૯૩$\frac{1}{2}$ના ભાવની લોનો લીધી ત્યારે તેને દર વરસે કેટલા રૂપીઆ વ્યાજ ઉપજશે?

(૧૪૩) ૩ શેર ચાની કીમત ૯ શેર કાફીની કીમતની બરોબર છે અને ૬શેર કાફીની કીમત ૨૦ શેર સાકરની કીમત બરોબર છે. ત્યારે ૯ શેર ચાની કેટલી સાકર આવશે?

(૧૪૪) ઘઉંનો એક દાણો વાવવાથી ૧૦ દાણા ઉત્પંન થાયછે. અને ૭૫૮૦ ઘઉના દાણાનું વજન ૧ શેર થાયછે, તો ૧દાણા ઉપરથી દશ વરસમાં કેટલા ઘઉં પાકશે? વરસ દહાડામાં એક વખત પાક ઉતરે છે અને પાછલા વરસમાં જેટલા ઉત્પંન થાય તેટલા બધા ઘઉં વાવવામાં આવેછે.

(૧૪૫) સેન્ટીગ્રેડ નામે એક પ્રકારનું ઉષ્ણમાપક યંત્રછે તેમાં ૦ અંશ ઉપર પારો હોય ત્યારે પાણી થીજે, અને ૧૦૦ અંશ ઉપર હોય ત્યારે ઉકળે છે તેમજ ફારનહાઇટ કરીને એક બીજા પ્રકારનું ઉષ્ણમાપક યંત્રછે તેમાં ૩૨ અંશ ઉપર પારો હોય ત્યારે પાણી થીજે, અને ૨૧૨ અંશ ઉપર હોય ત્યારે

પાણી ઉકળે. ત્યારે ફારેનહાઇટના ૬૮ અંશ બરોબર સેન્ટી-ગ્રેડના કેટલા અંશ થશે?

(૧૪૬) ૨॥રૂ. એ મણના ભાવનું ૧૫ મણ દુધ લીધું. તેમાં પાણી મેળવીને તે મિશ્ર ૨રૂ. એ મણ વેચવું હોયતો પાણી કેટલું મેળવવું?

(૧૪૭) રૂ૧૦૦ની હુંડી ૧૫ દિવસે પાકવાની છે, તેના દોઢ દોકડા લેખે મુદત કાપીને હાલ રૂ૯૯ા લીધા. તો વાસ્તવિક હાલ જેટલું મળવું જોઇએ તે કરતાં ઓછું શું મળ્યું?

(૧૪૮) એક દુકાનદાર ૫॥રૂ. એ હજાર કેળાં વેચેતો તેને મૂળ કીમતના ૩/૮ નફો થાયછે. ત્યારે જો તે ૬॥રૂ. એ હજાર વેચેતો તેને મૂળ કીમત ઉપર કેટલો નફો થાય, અને સેકડે કેટલો થાય?

(૧૪૯) ૩॥રૂ.ની કીમતની એક ચોપડી વેચવાની છે. તેમાં વેચવા બદલ સેકડે ૬ટકા કમીશન આપવાનું છે, અને સે-કડે ૨૪ટકા નફો મેળવવો છે તો તે ચોપડી કેટલે વેચવી?

(૧૫૦) ૧૦૫રૂ ૪ પુરૂષ ૧૩સ્ત્રિયો અને ૨૫ છોકરાને ૧૫રૂ. વહેંચી આપો. એવી રીતે કે દર પુરૂષને દર સ્ત્રિથી બમણું મળે. અને દર છોકરાને દર સ્ત્રિથી અડધું મળે.

(૧૫૧) એક ગૃહસ્થે દેવાળું કહાડ્યું ત્યારે તેની રૂ૨૧૦૦૦ની મિલકત સહુકારને તેમના કર્જના પ્રમાણમાં વેંચી આપી. એવી રીતે કે અનું કર્જ : બના કર્જ :: ૨ : ૩; બનું કર્જ : કના કર્જ :: ૪ : ૫; અને કનું કર્જ : ડના કર્જ :: ૬ : ૭ ત્યારે દરેક જણને ભાગ શું આવ્યું હશે?

(૧૫૨) ૨૦રૂ.એ તોલાના શુદ્ધ સોનામાં ૮આને તોલાનો ભેગ ઘાલીને ૭॥ તોલા મિશ્રનો એક દાગીનો કરાવ્યો. તેમાં ૨૦ ભાગે ૧૮ ભાગ શુદ્ધ સોનું હતું અને બાકીનો ભેગ હતો. અને તે દાગીનો કરવાની મજુરી સેકડે ૨૫રૂ. આપી તો તે દાગીનાનું એકંદર ખરચ શું?

(૧૫૩) એક લાકડું ૧૨ ૩ હાથ ૯ તસુ લાંબું, ૨ હાથ ૪તસુ પહોળું. અને ૧॥ હાથ જાડુંછે તેનું ઘનફળ કેટલું?

(૧૫૪) હિંદુ લોકો એકગોળના પરિઘના૩૬૦મા ભાગને અંશ કહેછે; અને ફ્રેન્ચ લોકો ૪૦૦મા ભાગને અંશ કહે છે; ત્યારે

૩૬.૪૫ અંશ હિંદુના, અને તેટલાજ ફ્રેન્ચના અંશ એ બેના સરવાળા બરોબર ફ્રેન્ચના કેટલા અંશ થશે, અને હિંદુના કેટલા અંશ થશે?

(૧૫૫) આઠ મહિને રૂપીઆ આપવાનો કરાર કરીને એક માણસે રૂ૧૫૬ માટે એક ઘોડો લીધો; પણ માલિકને રૂપીઆની જરૂર પડી તેથી તેણે દર વરસે દર સેકડે ૪ાારૂ. પ્રમાણે વેપારીની રીતે મુદત કાપીઆપીને રોકડા રૂપીઆ લીધા. પછી ખરીદ કરનારે તરતજ તે ઘોડો રૂ૧૮૦ માટે વેચી માર્યો તો તેને સેકડે નફો કેટલો અને એકંદર નફો કેટલો?

(૧૫૬) પાંચઆનાની તુરીએ ૩૫૦રૂ.ના એકવરસના વ્યાજમાં અને ૪ા આનાની તુરીએ રૂ૪૫૦ના એક વરસના વ્યાજમાં ફેર કેટલો?

(૧૫૭) એક ઓરડો ૩૫હાથ લાંબો, અને ૧૫હાથ પહોળો છે. તેમાં છતની આસપાસ પોણો હાથ પહોળાઈની ઝૂલ કરાવી. તેનું ખરચ ૧૯૪ રૂપીઆ થયું, ત્યારે દરચોરસ હાથ ઝૂલનું શું બેઠું હશે?

(૧૫૮) ૪મહિના પછી ૨૫૨ાારૂ.ની હુંડી પાકવાનીછે. તેમાંથી વેપારીની રીતે મુદત કાપીને હાલરૂ૨૪૯ા—ાા લીધોતો મુદત શા પ્રમાણે કાપી હશે?

(૧૫૯) એક માણસની પાસે ૪૪૧૦ રૂ. હતા તેનું વ્યાજ દર વરસે દર સેકડે ૫ રૂ. પ્રમાણે આવે એવું હતું. પણ એમ ન કરતાં એણે ૭૦ને ભાવની ૩ાટકા વ્યાજ ઉપજે એવી નોટો લીધી. એ નોટોનું વ્યાજ પાંચ વર્ષ લીધા પછી તેણે તે બધી ૭૫ને ભાવે વેચી મારી, તો આ પ્રમાણે કરવાથી સેકડે પાંચ ટકા લેખે સાદે વ્યાજે મુક્યા કરતાં, કેટલો નફો થશે?

(૧૬૦) દર મહિને દર રૂપીએ પા આના પ્રમાણે કોઈ માણસને દર મહિને ૧૫૪ રૂ. વ્યાજ આપવું પડે છે, તો તે માણસને કર્જ કેટલું હશે?

(૧૬૧) એક માણસે દર વરસે દર સેકડે ૫રૂ. પ્રમાણે રૂ૧૦૦ સાદે વ્યાજે મુક્યા. વીશ વરસની અંતે વ્યાજ મુદલ એકઠું કરીને ફરી તેજ દરે સાદે વ્યાજે મુક્યા. એ પ્રમાણે વીશ

વરસની આખરે વ્યાજ મુદલ એકઠું કરીને સાદે વ્યાજે મુકે તો રૂ૧૦૦૦૦ની રાસ થવાને કેટલી મુદત જોઇએ?

(૧૬૧) સાદા વ્યાજે ૧ પૌંડની રાસ પાંચ વરસમાં ૧ગિની થાય તો દર વરસે દર સેકડે શું વ્યાજ હશે?

(૧૬૨) એક કારખાનામાં ૫૦ પુરૂષ, અને ૩૫ છોકરાં કામ લગાડેલાં હતાં. પુરૂષ દરરોજ ૧૨ કલાક, અને છોકરાએ દર રોજ ૮ કલાક કામ કરવું, એવો ઠરાવ છે. તેને બદલે પુરૂષને એક કલાકના ૬ પેન્સ અને છોકરાને ૨ પેન્સ મળે છે. તેઓ અઠવાડીઆમાં ૫॥ દિવસ કામ કરેછે. તો તે બધાને થઇને એક વરસની મજુરીનું શું માગું હશે?

(૧૬૩) કોઈ માણસે દર વરસે દર સેકડે ૩॥રૂ. પ્રમાણે કેટલાક રૂપીઆ વ્યાજે લેઇને, તે દર વરસે દર સેકડે ૫ રૂ. પ્રમાણે વ્યાજે આપ્યા. પોતે વરસ દહાડે વ્યાજ ચુકવી આપે છે, અને પોતાના દેણદાર પાસેથી છ છ મહિને વ્યાજ ચુકવી લેછે. આ પ્રમાણે કરતાં તેને ૩૨૦૦ નફો રહે છે તો તેણે કેટલા રૂપીઆ વ્યાજે કહાડ્યા હશે?

(૧૬૪) અમદાવાદ અને સુરત વચે ૧૨૦ મૈલનું અંતર છે. અમદાવાદથી એક માણસની અને એક બારખાનાની એવી બે ગાડીઓ નિકળી. મનુષ્યની ગાડી દર કલાકે ૨૪ મૈલ જાયછે, અને બારખાનાની ૫૦ મિનિટમાં ૧૫ મૈલ જાય છે. માણસની ગાડી બાર ઉપર બે વાગતાં નિકળી ત્યારે બારખાનાની ગાડી કઈ વખત નિકળે તો તે બે રસ્તામાં એકઠી ન થતાં એક વખતે સુરતમાં આવી મળે?

(૧૬૫) ૭૩૦૦ સ્વારોના ચાર ટોળીઓ છે, તે એવી કે પહેલીના $\frac{૧}{૨}$, બીજીના $\frac{૨}{૩}$, ત્રીજીના $\frac{૩}{૪}$ અને ચોથીના $\frac{૪}{૫}$ એ બધા સરખા સ્વારો થાય ત્યારે દરેક ટોળીમાં કેટલા સ્વાર હશે?

(૧૬૬) એક ખેતરની પહોળાઈ ૧૨૦ ગજ છે અને લંબાઈ ૨૦૦ ગજ છે. તેને વાડ કરાવવાછે. એક માણસ દર રોજ ૯ ને બીજો ૭ગજ વાડ કરેછે. તો કેટલા દિવસમાં વાડ પુરી થશે. અને તેમની મજુરીનેપેટે રૂ૧૫ આપ્યા તેમાંથી દરેકને શું મળશે.

(૧૬૭) એક સુતારે ૪ પાટીયાં લીધાં તે બધાની લંબાઈ ૫૦ ગજ હતી. તેમાં પહેલા કરતાં બીજાની બમણી ત્રીજાની ત્રમણી, ને ચોથાંને ચોગણી લંબાઈ હતી તો દરેકની લંબાઈ કેટલી?

(૧૬૮) એક માણસે ૧૫ મણ બાજરી એક ભાવે વેચી ફરીને તેજ ભાવે ૨૧ાા મણ બાજરી વેચી તેમાં તેને ૩૮–૧૦–૮ વધારે મળ્યા તો તે શા ભાવે વેચી હશે?

(૧૬૯) એક માણસે ૧૨૭ તોલા ચાંદીનાં સાંકળાં ઘડવા આપ્યાં. તેના ઘાટ થયાં પછી અંકાવ્યાં ત્યારે માલમ પડયું કે ચોખા રૂપાનો ૨૦મો ભાગ ભેગછે, અને ભેગનો ૬ઠો ભાગ જસ્તી છે, ત્યારે ચોખું રૂપું, ભેગ, અને જસ્તી કેટલી?

(૧૭૦) એક માણસને ૨૫૦ ગાઉની મુસાફરી ૫ દિવસમાં કરવાની હતી, પણ તેને માલમ પડ્યું કે રસ્તાની ખરાબીને લીધે પહેલા દિવસ કરતાં બીજે દિવસે ૬, ત્રીજે દિવસે ૭, ચોથે દિવસે ૯, અને પાંચમે દિવસે ૧૩ ગાઉ ઓછું ચલાશે. તો એણે પહેલે દિવશે કેટલું ચાલવું?

(૧૭૧) માથા દીઠ રૂ૦ાા લેવાનો ઠરાવ કરી. એક જીઆફત કરી. પણ તેમાં ધારેલા કરતાં ૪ માણસો ઓછાં આવ્યાં તેથી બાકીનાઓને દશ દશ આના આપવા પડ્યા ત્યારે પ્રથમ કેટલાં માણસ આવવાનાં હશે?

(૧૭૨) રૂ૯ાાએ મણની કેટલીક ખાંડ લીધી, પછી રૂ૭ાાના ભાવની તેનાથી ૯ મણ વધારે સોપારીઓ લીધી તો માલમ પડયું કે સોપારી કરતાં ખાંડમાં રૂ૦ાા વધારે બેઠો ત્યારે ખાંડ કેટલી ને સોપારી કેટલી?

(૧૭૩) અ અને બ દરેક જણ વરસે ૨૪૦૦) કમાય છે. દર વરસે અ કરતાં બ ૨૪૦ વધારે ખરચ કરેછે. ૪વરસ પછી માલમ પડયું કે બંનેએ મળીને જે બચાવ્યું હતું તે, એક જણના ૧ વરસની પેદાશ બરોબર છે તો દરેકનું વાર્ષિક ખરચશું?

(૧૭૪) એક માણસ પાસે રૂ૧૬૦ના બે ઘોડા છે. તેમાં પહેલા કરતાં બીજાની કીમત રૂ૫૦) વધારે છે. પહેલો ઘોડો સેકડે ૧૦ ટકા ખોટ ખાઇને વેચ્યો ને બીજો સેકડે ૮ટકા નફો લઇને વે-

ચ્યો; તો એને કેટલો નફો અથવા તોટો થયો?

(૧૭૫) એક વીઘે ૧૦ આના પ્રમાણે એક ખેતરની કાપણી કરવાનું અ એ માથે લીધું. પણ તેણે ૬ વીઘા ન કર્યું તેથી તેને ફકત ૩૨૦-૧૦ આનાજ મળ્યા તો ખેતર કેટલા વીઘાનું હશે.

(૧૭૬) અને બ રમવા બેઠા. બના $\frac{૪}{૭}$ જેટલા અ પાસે પૈસા હતા. અ ૧૦૩. જીત્યો ત્યારે અને બ પાસે સરખા થયા તો દરેક પાસે શું હશે?

(૧૭૭) એક માણસે ૩૫૭ કેટલીક ગરીબ સ્ત્રીઓ અને છોકરાને આપ્યા. દરેક સ્ત્રીને ૩૩ અને દરેક છોકરાને ૩૧ આપ્યો અને સ્ત્રી તથા છોકરાઓની સંખ્યા ૪:૭ના પ્રમાણમાંછે તો દરેકની સંખ્યા કેટલી?

(૧૭૮) અને બએ જુદો વેપાર કરવા માંડ્યો. અ કરતાં બ પાસે ત્રમણા રૂપીઆ હતા બંને જણને ૩૫૦ નફો મળ્યો તો દરેકની મુડીને નફો મળીને ૭ અને ૩ના પ્રમાણમાં થયો ત્યારે દરેકની મુડી કેટલી?

(૧૭૯) સારી જાતની ૨૦ શેર ચામાં ૩૫ શેર બીજી હલકી જાતની મેળવી તો તે મિશ્રનો ભાવ શેરને માથે ૩૩-૧૦-૮ પડ્યો. બંને જાતની કીમતમાં શેરને માથે તફાવત ૩૦-૧૪-૮ નો છે તો તે દરેક જાતની ચાની શી કીમત?

(૧૮૦) એક માણસે ૩૭૦૦૦૦ છ ટકા લેખે વ્યાજે મુક્યા. ખરચ જોગ વરસ દહાડે ફકત ૩૨૪૦૦ ઉપાડેછે, ને બાકીનું વ્યાજ દેણદારને ત્યાં ચડવા દેછે; તો સોળ વરસે ચક્રવૃદ્ધિ વ્યાજ પ્રમાણે કેટલા રૂપીઆ મુડી સાથે થશે?

(૧૮૧) એક વિદ્યાર્થિ રોજ પહેલા દહાડાના કરતાં બે ઓળ વધારે વાંચેછે. તેને એમ માલમ પડ્યું કે એ રીતે જેટલું હું અઢાર દહાડામાં વાંચીશ. તેટલુંજ પછીના ૧૪ દિવસમાં વંચાઈ રહેશે. ત્યારે એ બધા વખતમાં થઈને કેટલી લીટી વાંચશે?

(૧૮૨) અ અને બ બે માણસો દરવાજા નજીક રસ્તા ઉપર સામસામા ઉભાછે. અ દરવાજા બહાર ૩૦૮ યાર્ડ દૂર છે ને બ દરવાજા માંહે ૨૭૭ યાર્ડ વેગળો છે. બંને જણાએ

એક બીજો જ્યાં ઉભો છે ત્યાં સુધી જ આવ કરવા માંડી તો કેટલી વારે બંને જણ દરવાજેથી સરખે અંતરે આવી રહેશે.

**બ** ૨ યાર્ડ અને **અ** ૨$\frac{૧}{૩}$ યાર્ડ દર સેકંદે ચાલેછે.

(૧૮૩) એક ફડીઆએ પોતાના બાજરીનાં $\frac{૧}{૩}$ કેટલોક નફો લઈ વેચ્યો, ને એ નફાથી બમણે નફે $\frac{૧}{૪}$. અને બાકીનો ત્રમણે નફે વેચ્યો, તો સૌ મળીને સેકડે વીશ ટકા નફો પડ્યો ત્યારે દરેક વખતે કેટલો નફો મળ્યો હશે?

(૧૮૪) એક માણસે ૧૧ શેર ચામાં ૫ શેર ઉતરતી જાતની મેળવીને મિશ્રણ રૂ ૩-૧૦ શેર વેચી તો તેથી સેકડે ૧૬ ટકા નફો રહ્યો. દરેક જાતની પડેલી કીમતમાં શેરે અડધા રૂપીઆનો તફાવત છે તો એ જાતની તેને કેમ શેર પડી હશે?

(૧૮૫) એક માણસે ૧૧૦૦ રૂ. ૬ ટકાને ભાવે ચક્રવૃદ્ધિ વ્યાજે લીધા. વ્યાજ ને મુદ્દલ સા આપવાને વરસો વરસના અગીઆર સરખા હપ્તા ઠરાવ્યા. પહેલો ભાગ પહેલા વરસની આખરે આપવો તો દરેક ભાગ કેટલા રૂપીઆનો હશે?

(૧૮૬) એક ઝવેરીએ ૬૪ હીરા એક રાજાને ત્યાં વેચ્યા, તેમાં પહેલાની કીમત ઘઉંનો એક દાણો, બીજાની બે, ત્રીજાની ૪, ચોથાની ૮, ઈ૦ એ પ્રમાણે બમણે ગણા વધારે દાણા લેતો ગયો. હવે ૧૦૦૦૦ દાણાનું વજન ૧ શેર થાય, અને ૧ શેર ઘઉંના ૫ પૈસા બેસે તો ૬૪ હીરાની તેને શી કીમત ઉપજશે?

(૧૮૭) એક કંપનીમાં એક માણસે રૂ ૧૦૦૦૦ ભર્યા, અને પોતાના પગારમાંથી વરસો વરસ રૂ ૧૫૦૦ આપતો ગયો તો ૧૧ વરસે એ કંપનીમાં એનો ભાગ કેટલા રૂપીઆનો થશે ધારો કે બધું ખરચ જતાં કંપનીની કુલ પુંજી ઉપર સેકડે ૧૦ ટકા નફો વરસે દહાડે રહે છે.

(૧૮૮) ૧૦શિ. ૬પે. ગ્યાલનના ભાવના ૧૭ ગ્યાલન દારૂમાં બીજો ૭ ગ્યાલન જુદા ભાવનો મેળવ્યો; પછી એ મિશ્રણને ૧૩શિ. એ ગ્યાલન વેચવાથી સેકડે ૨૦ ટકા નફો મળ્યો. તો એ બીજી જાતના દારૂનું ગ્યાલનને માથે શું પડ્યું હશે?

(૧૮૯) એક વેપારી પોતાની પુંજીપર સેકડે ૫૦ ટકા નફો વરસે દહાડે પાડે છે તેમાંથી તેનું વાર્ષિક ખરચ રૂ૩૦૦૦ થાયછે. ચાર વરસે તેને એવું માલમ પડ્યું કે તેની પાસે પોતાની મૂળ પુંજી કરતાં ચાર ગણા રૂપીઆ થયા છે ત્યારે તેની પ્રથમ પુંજી કેટલાની હતી?

(૧૯૦) એક શેઠે મરતી વખત રૂ૧૦૦૦૦ પોતાના ૬ ગુમાસ્તાઓ વચ્ચે તેમના પગારને નોકરીના વરસના પ્રમાણમાંઈનામ દાખલ આપ્યા. એક જણે પાંચ વરસ નોકરી કરી હતી ને તેનો પગાર રૂ૧૦૦૦) હતો. બે જણા ચાર વરસથી રૂ૭૫૦) ને પગારે નોકર હતા ને બાકીના રૂ૬૦૦) ને પગારે બે વરસથી નોકરી કરતા હતા. ત્યારે તેમને ભાગ શું આવશે?

(૧૯૧) એક વેપારીને દર વરસે પોતાની મુડીના બમણા રૂપીઆ થવા લાગ્યા. તેમાં રૂ૨૪૦૦ વરસે દહાડે ખરચમાં જાય. તેને ૪ વરસે એમ માલમ પડ્યું કે પોતાની મૂળ પુંજીના $\frac{૩}{૪}$ પોતાની પાસે હાલ રહેલા છે. ત્યારે વેપાર આરંભતી વખત તેની પાસે શું હશે?.

(૧૯૨) ચાર ટકા લેખે ચક્રવૃધિ વ્યાજે ગણવા કરતાં સાદા વ્યાજે ૫ મહિનામાં કઈ રકમથી રૂ૧૦ વધારે આવશે?

(૧૯૩) $\frac{૨}{૩}-\frac{૪}{૧૫}+\frac{૮}{૪૫}-\frac{૧૬}{૧૩૫}+\frac{૩૨}{૪૦૫}$ ઈ૦ અનંત શ્રેઢીનો સરવાળો.

(૧૯૪) એક બેંકવાળાએ રૂ૧૦૦૦૦૦, ૪ ટકાને વ્યાજે લઈને સેકડે ૬ ટકા લેખે મુદત કાપી આપવાની હુંડીઓમાં વાપર્યા પછી ૨ ટકાને વ્યાજે કેટલાક રૂપીઆ લઈ વરસે ૪ ટકાની મુદત કાપી આપવાની હુંડીઓમાં વાપર્યા. બંને જાતની હુંડીઓની મુદત છ માસની કાપવાની છે, તો પહેલા વેપારમાં જેટલો નફો મળે તેટલોજ બીજામાં મેળવવાને કેટલા રૂપીઆ લીધા હશે ને વાપર્યા હશે?

(૧૯૫) એક શેઠે એક મુનીમ રાખ્યો તેને પહેલે વરસે ૨૦૦ રૂ. બીજે વરસે ૨૫૦, ત્રીજે વરસે ૩૦૦ ઈ૦ વરસે ૫૦ વધારે આપવાનો ઠરાવ કર્યો. જો તેનો પગાર પ્રતિ વર્ષે ૫૨૫ રૂ. ઠરાવ્યો હોત તેથી જેટલા રૂપીઆ મળત તેટલાજ રૂપીઆ

મેળવવાને તેણે કેટલા વરસ નોકરી કરવી?

(૧૯૬) એક છોકરાએ પોતાના બાપની ઉમર પુછી ત્યારે તેણે કહ્યું કે તને હાલ ૧૨ વરસ થયાં છે તેમાં જો આપણી બંનેની ઉમરના ૫/૮ મેળવીએ તો સરવાળો મહારી ઉમરની બરાબર થશે. ત્યારે બાપની ઉમર કેટલી?

(૧૯૭) બે ભૂમિતિ પ્રમાણની શ્રેઢીનો એકંદર સરવાળો ૮૯ ૭૭/૯૦ છે. બંનેમાં પાંચ પદછે ને મધ્ય પદ સરખુંછે એકમાં ૧ાા અને બીજામાં ૨ાા ગુણોત્તર છે. તો તે ઉપરથી તે શ્રેઢીઓ ખોળી કહાડો.

(૧૯૮) એક માણસે માલનો વીમો ઉતરાવ્યો તેનું વીમા ખરચ સેકડે ૩ાા ટકાને ભાવે ૫૪૦રૂ. આપવા પડ્યા. તેને માલમ પડ્યું કે જો મારો માલ લુટાશે કે બળી જશે તો વીમાવાળા પાસેથી માલની કીમત, વીમા ખરચ, અને ૫૦રૂ. જાદે મળે એવું છે ત્યારે તેનો માલ કેટલાનો હશે?

(૧૯૯) એક શેઠ પ્રતિ વર્ષ પોતાનું વાર્ષિક ખરચ ૪૦૦૦રૂ. બાદ કરતાં છતાં પોતાની પુંજીનો ૧/૫ વધારતો જાય છે તેથી ૧૫ વરસે તેના પાસે ૧૨૦૦૦૦ રૂ. દોલત થઈ ત્યારે તેની મૂળ પુંજી કેટલી?

(૨૦૦) એક ચાકરે પોતાના શેઠના ઘીના કુલ્લામાંથી રોજ શેર ઘી કહાડી લીધું અને તે ઓછું ન જણાય માટે તે બદલે રોજ શેર તેલ નાખતો ગયો. એ રીતે વીશ દિવસ સુધી કર્યું, કુલ્લામાં ઘી ફક્ત ૧૦ શેર હતું. પછી વાત જણાઈ આવશે એ ડરથી તેણે વીશ દિવસ લગી ફરીને રોજ શેર ઘી રેડીને માંહેથી શેર મિશ્રણ કહાડી લીધું. તો અંતે એ કુલ્લામાં ઘી કેટલું હશે અને તેલ કેટલું હશે?

(૨૦૧) અએ ૨૪૬ પૌંડ ૧૨ શિ. એ લીધેલી ચા બને વેચી, બએ કને આપી, અને કએ તે પૌંડ ૩૯૧-૧૧-૧૦ માટે વેચી મારી ત્રણેને સેકડે સરખો નફો રહ્યો ત્યારે અએ બને અને બ એ કને કેટલે વેચી હશે?

(૨૦૨) એક જગાએથી એકજ દિશાએ અને બ મુસાફરી કરવા નિકળ્યા. અ રોજ ૧૮ ગાઉ ચાલેછે તે ૯ દિવસ ચાલ્યા

પછી પાછો ફર્યો તે, ૯ દિવસમાં જેટલું બ ચાલ્યો તેટલા ગાઉ આવ્યો. પછી વળી પાછા ફરીને આગળ ચાલવા માંડ્યું તો ૨૨$\frac{૧}{૬}$ દિવસમાં બ ને પકડી શક્યો ત્યારે બ રોજ કેટલું ચાલતો હશે?

(૨૦૩) વાસ્તવિક મુદત કાપવાની રીતે ૪વરસે સાદા વ્યાજે ૪ ટકા લેખે જેટલું કપાય તેના કરતાં ૬ ટકાને ભાવે ૫ રૂ. વધારે કપાય છે ત્યારે તે રકમ કેટલાની હશે?

(૨૦૪) એક માણસ પોતાને ગામથી સુરત જવા નિકળ્યો તે ચાર દહાડે પહોંચ્યો, અને પાછો પોતાને ગામ ૫ દિવસમાં આવ્યો. પોતાની બધી મુસાફરીમાં રોજ પહેલા દિવસ કરતાં એકેક ગાઉ ઓછું ચાલ્યો હતો ત્યારે તેના ગામથી સુરત કેટલા ગાઉ હશે?

(૨૦૫) એક ગૃહસ્થ પોતાનાં ચાર નાનાં છોકરાંને સારૂ એક લાખ રૂપીઆ મુકી મરી ગયો. છોકરાંની ઉમર ૬, ૮, ૧૦ અને ૧૨ વરસની હતી. એ પૈસાની વેહેંચણી એવી રીત કરવામાં આવી કે ૪॥ ટકાને વ્યાજે ચક્રવૃદ્ધિ વ્યાજ પ્રમાણે ગણતાં તેમની ૨૧ વરસની ઉમરે સઘળાંને સરખા રૂ. થાય ત્યારે દરેકને ભાગ શું આવ્યું?

(૨૦૬) એક માણસને કરજ છે તે ચાર સરખે કકડે અનુક્રમે ૪, ૯, ૧૨, અને ૨૦ મહિને આપવાનો ઠરાવ છે. તેને માલમ પડ્યું કે વાસ્તવિક રીતે ૫ ટકા પ્રમાણે મુદત કાપ્યાથી હાલ રૂ૭૫૦૦ આપ્યાથી બધું કરજ વળીરહે છે તો તેનું કરજ કેટલું?

(૨૦૭) ૨૦હારમાં એક લશ્કર ગોઠવ્યુંછે. તેમાં પહેલીહારમાં ૧, બીજીમાં ૩, અને ત્રીજીમાં ૫, એ પ્રમાણે માણસો છે ત્યારે બધાં મળીને કેટલાં માણસો હશે?

(૨૦૮) એક લશ્કરે ૩૨$\frac{૧}{૨}$ ગાઉની મુસાફરી કરી. તે પહેલા કલાકમાં ૪ ગાઉ ચાલ્યુ, ને છેલામાં ૧ ગાઉ, અને દરેક અવરે સરખા ગાઉ ઓછા ચાલતુ ગયું ત્યારે કેટલે કલાકે પહોંચ્યું; અને કેટલું ઓછું દર કલાકે ચાલ્યુ?

(૨૦૯) ઉંચેથી પડતો પદાર્થ પહેલા સેકંદમાં ૧૬$\frac{૧}{૧૨}$ફુટ પડેછે. બીજામાં ૪૮$\frac{૧}{૪}$ પડેછે, ત્રીજામાં ૮૦$\frac{૧}{૧૨}$ ફુટ પડેછે, અને એ પ્રમાણે આગળ પણ ત્યારે દશ સેકંદમાં બધો મળીને કેટલો પડશે?

(૨૧૦) ૧/૬ : ૨/૩ના પ્રમાણમાં બે સંખ્યાઓછે. દરેકમાં ૬ ને ૫ અનુક્રમે મેળવીએ તો પ્રમાણ ૧/૫ : ૧/૬ થાય તોતે બે સંખ્યાઓ કઇ?

(૨૧૧) પાંચ ટકા બ્યાજના ૨૦૦રૂ.૩ા વરસ રાખવાથી જેટલું બ્યાજ આવે તેટલું લાવવાને ૪ ટકા બ્યાજના ૩ વરસ સુધી કેટલા રૂપીયા મુકવા.

(૨૧૨) એક માણસે ૮ટકા લેખે અમુક નાણું બાર વરસ સુધી સાદે બ્યાજે રહેવા દીધું. પછી તેટલેજ બ્યાજે, બ્યાજ મુદલ મુક્યું તો પ્રથમના બ્યાજ કરતાં વરસે રૂ૩૮૪ વધારે આવ્યા. તો દરેક વખતે કેટલું નાણું મુકેલું?

(૨૧૩) એક કેરીઓના ઢગલામાં ૮ભાગીદાર હતા. પહેલાએ ૭૨ કેરીઓ અને બાકીનાનો ૧/૯ લીધો. બીજાએ ૧૪૪ ને બાકીનાનો ૧/૯, ત્રીજાએ ૨૧૬ ને.બાકીનાનો ૧/૯ એ પ્રમાણે લીધું. તો બધાને સરખી કેરીઓ આવી તો તે કેરીઓ કેટલી?

(૨૧૪) એક વેપારીએ મશરૂનાં બે થાનરૂ૧૨૯-૮ એ લીધાં પહેલાની દર ગજે ૪રૂ. ને બીજાની દર ગજે રૂ૪ાા કીમત હતી. પછી દરેકમાં ગજે એક રૂપીઓ વધારે લઇને વેચ્યાં તો બધો મળીને ૩૦રૂ. નફો થયો ત્યારે તેમની લંબાઈ કેટલી?

(૨૧૫) અ એ ૧૫ દિવસ નોકરી કરી અને બ એ ૧૪દિ. કરી. બંનેને રૂ૫૮-૮ મળ્યા. બ ની ત્રણ દિવસની નોકરી કરતાં અને ચાર દિવસની નોકરીના રૂ૫ાા વધારે મળે છે તો હરેકને દરરોજ શું મળતું હશે?

(૨૧૬) એક માણસે ૬ઘોડા અને ૭ગાયો ૩૦૦રૂ. એ વેચી ફરીને તેજ ભાવે ૬ઘોડા અને ૧૩ ગાયો તેટલીજ કીમતે વેચી. તો દરેકની કીમત શી?

(૨૧૭) એક ગૃહસ્થની પુંજી રૂ૭૦૦૦ ની હતી; તેણે મરતી વખત પોતાની ગર્ભવતી સ્ત્રીને એવું વસિયતનામું કરી આપ્યું કે જો તેને છોકરા આવે તો પોતાની પુંજીનો ૧/૩ સ્ત્રીને આપવો, ને બાકીનું છોકરાને આપવું. ને છોકરી આવે તો પુંજીના ૨/૩ સ્ત્રીને અને બાકીનું છોકરીને આપવું. હવે તે સ્ત્રીને છોકરો ને છોકરી બંને આવ્યા તો વસિયતનામા પ્રમાણે મિલકત શી રીતે વહેંચી આપવી?

(૨૧૮) ૬૦૦૦૦ માણસનું લશ્કર એક કાટખુણ ચોખુણાકૃતિમાં ગોઠવ્યુંછે, તેમાં દરેક માણસ ૨૬ચા.ફુ. જગારોકેછે; અને તે કાટખુણ ચોખુણની બાજુઓમાં માણસની સંખ્યા ૩:૨ એ પ્રમાણમાં છે. ત્યારે તે લશ્કર કેટલી જગા રોકશે?

(૨૧૯) એક ઘનનું ઘનફળ ૭૩૩૬૨૬૭૫૩૮૫૯ ઘન ઇંચ છે તો તેની સપાટીનું ક્ષેત્રફળ કેટલું?

(૨૨૦) ચક્રવૃદ્ધિ વ્યાજે ચાર ટકા લેખે બે વરસમાં કઈ રકમના ૮૪૫૦ રૂ. થશે?

(૨૨૧) અ ને બ એક કામ ૧ા। દિવસમાં, અને ક ૨ દિવસમાં, અને બને ક ૩ દિ.માં કરી રહેછે, હવે તે કામની મજુરી રૂ૩) મળ્યા તો દરેકનો રોજ કેટલાનો?

(૨૨૨) એક ઓરડાની મહોળાઈ ૧૪ ફૂટછે. ભીંતોએ કાગળ લગાવતાં દર ચોરસવારે ०ા।રૂ. પ્રમાણે ૪૦રૂ. ખરચ લાગ્યું. અને તેમ સેતરંજી પથરાવતાં ૨ારૂ. વાર પ્રમાણે૫૬રૂ. લાગ્યા તો તે ઓરડાની લંબાઈ ને ઉંચાઈ કેટલી?

(૨૨૩) અ એક કામ ૧૨ અવરમાં બ ૪ અવરમાં, અને ક ૩ અવરમાં કરી રહેછે. ત્રણે જણે અર્ધો અવર સાથે કર્યું; બાદ અ જતો રહ્યો તો બાકીનું કામ કરવાને બ, કને કેટલી વાર લાગશે?

(૨૨૪) રૂ૩૬૪ ના ચાર ભાગ કરો એવા કે અનુક્રમે ૩, ૪, ૫ અને ૬ ટકાના વ્યાજે તેમનું ૪, ૬, ૭ અને ૧૦ મહિનાનું વ્યાજ સરખું થાય?

(૨૨૫) ૧૦૦રૂપીઆના ત્રણભાગ કરો; એવા કે પેહેલોભાગ ૪ ટકાને સાદે વ્યાજે ત્રણ વરસ રહે; બીજો ૩ ટકા લેખે ૫ વરસ, અને ત્રીજો ૨ા। ટકા લેખે ૨ વરસ રહેતો પેહેલી રકમ કરતાં બીજી બમણી, અને બીજી કરતાં ત્રીજીત્રમણી થાય.

(૨૨૬) એક ઘન વસ્તુની સપાટી ૮૬.૬૪ ચો. ફુટછે, તો એક બાજુની લંબાઈ કેટલી?

(૨૨૭) બે ઘન જગાઓનું ઘનફળ અનુક્રમે ૫૩૫૯.૩૭૫. અને ૫.૩૫૯૩૭૫ ઘનઈંચછે, તો તે બેની એકએક બાજુની કેટલા ઈંચનો તફાવત હશે?

